શ્રી વર્ધમાન જૈન આગમમંદિર સ્થાપક

પૂ. ધ્યાનસ્થ સ્વ. આગમોદ્ધારક

# આ. શ્રી આનંદસાગર સૂરીશ્વરજી મ.

— જન્મ —
કપડવંજ
સંવત ૧૯૩૧
અષાઢ વદ ०))

- પંન્યાસ પદ -
અમદાવાદ
સંવત ૧૯૬૦
જેઠ સુદ ૧૦



卐 卐

— દીક્ષા —
લીંબડી
સંવત ૧૯૪૭
મહા સુદ ૫

- આચાર્ય પદ -
સુરત
સંવત ૧૯૭૪
વૈશાખ સુદ ૧૦

— સ્વર્ગવાસ —
સુરત
સંવત ૨૦૦૬
વૈશાખ વદ ૫

卐 પ્રકાશક અને પ્રાપ્તિસ્થાન 卐

શ્રી આનંદ-હેમ-ગ્રંથમાલા વતી.

શ્રી. દિનેશભાઈ બાબુલાલ શાહ.
૧/૩૩૬૯, ગોપીપુરા, નેમુભાઈની વાડીની પાછળ.
સુરત પી. નં. ૩૯૫ ૦૦૧

બીજી આવૃત્તિ | કિંમત રૂા. ૩૦ | નકલ ૫૦૦

વીર સંવત ૨૫૧૪ 卐 વિક્રમ સંવત-૨૦૪૪ 卐 ઈ. સ. ૧૯૮૮

—: પ્રાપ્તિસ્થાન :—

[ ૧ ] શ્રી શ્રમણ સ્થવિરાલય આરાધના ભવન, જૈન ઉપાશ્રય
પ્લોટ નં ૨૫ ગિરિરાજ સોસાયટી, ચત્રભુજ મોતીલાલ હાઇસ્કુલ પાછળ
કચ્છી ભુવનની સામેની ગલીમાં, તલાટી રોડ.
પાલીતાણા-(સૌરાષ્ટ્ર) પી. નં. ૩૬૪૨૭૦

[૨] દિનેશ બાબુભાઇ શાહ
૧/૩૩૬૯, ગોપીપુરા.
નેમુભાઇની વાડી પાછળ
ગોપીપુરા, સુરત
પી. નં.-૩૯૫૦૦૧

[૩] હિંમતલાલ ગુલાબચંદ
૩૧૦/૧૨, સેમ્યુઅલ સ્ટ્રીટ
વડગાદી
મુંબઇ-૩
પી. નં.-૪૦૦૦૦૩

[૪] મેનેજર હસમુખલાલ આર.
C/o આગમમંદિર પેઢી
તળેટી રોડ,
પાલીતાણા-(સૌરાષ્ટ્ર)
પી. નં.-૩૬૪૨૭૦.

મુદ્રક : જીતેન્દ્ર બી. શાહ ૦ જીગી પ્રિન્ટર્સ
૩૦૫, મહાવીર દર્શન, કસ્તુરબા ક્રોસ રોડ નં. ૫,
બોરીવલી (ઈસ્ટ), મુંબઈ-૪૦૦ ૦૬૬
ફોન : C/o. ૩૧૭૮૧૦/૨૯૫૫૭૬

શ્રી વર્ધમાન જૈન આગમમંદિર સ્થાપક

પૂ. ધ્યાનસ્થ સ્વ. આગમોદ્ધારક

# આ. શ્રી આનંદસાગર સૂરીશ્વરજી મ.

— જન્મ —
કપડવંજ
સંવત ૧૯૩૧
અષાઢ વદ ૦))

- પંન્યાસ પદ -
અમદાવાદ
સંવત ૧૯૬૦
જેઠ સુદ ૧૦



卐 卐

— દીક્ષા —
લીંબડી
સંવત ૧૯૪૭
મહા સુદ ૫

- આચાર્ય પદ -
સુરત
સંવત ૧૯૭૪
વૈશાખ સુદ ૧૦

— સ્વર્ગવાસ —
સુરત
સંવત ૨૦૦૬
વૈશાખ વદ ૫

પ્રસ્તુત કથામાં ચિત્રકળા, સંગીતકળા આદિ કળાઓ, પ્રશ્નોત્તર-પ્રહેલિકા વગેરે વિવિધ વિદ્યા-ગોષ્ઠી-વિનોદો પણ વર્ણી લીધા જણાય છે. વિવાહના પ્રસંગો તથા દીક્ષાના પ્રસંગો પણ વર્ણવ્યા છે. તાપસોના રીત-રિવાજો તથા જુદા જુદા ધર્મોની, મત-મતાંતરની માન્યતાઓ આમાં દર્શાવી છે. નાસ્તિકવાદ અને તેનું યુક્તિથી ખંડન પણ છે.

પ્રારંભમાં કથાઓના પ્રકારો તથા શ્રોતાઓના પ્રકારો સમજાવ્યા છે. તથા કથા-નાયક આરાધક અને પ્રતિપક્ષી વિરાધક આત્મા સાથે સંબંધ ધરાવનાર મુખ્ય મુખ્ય વસ્તુઓનું કોષ્ટક અહિં આપવામાં આવ્યું છે. વિષયાનુક્રમણિકા વાંચવાથી કથાના વિષયોનો ખ્યાલ થશે.

સમરાઇચ્ચકહા-મૂળ ગ્રંથમાં ગ્રંથકારે પોતાનું સ્પષ્ટ નામ દર્શાવ્યું નથી. ત્યાં કથાના અંતમાં—

" अविरहियनाण-दंसण-चरियगुणधरस्स विरइयं एयं ।
जिणदत्तायरियस्स उ सीसावयवेण चरियं ति ॥ "

એ ગાથા દ્વારા સદા જ્ઞાન, દર્શન, ચારિત્ર ગુણો ધરનાર શ્રીજિનદત્તાચાર્યના શિષ્યાવયવે (શિષ્યરૂપ અવયવે) આ ચરિત રચ્યું છે-એમ જણાવી ગુરુજીના નામનો નિર્દેશ કર્યો છે, પરંતુ ત્યાં કવિએ પોતાના 'હરિભદ્રસૂરિ' નામનો નિર્દેશ કર્યો નથી.

અંતમાં જણાવ્યું છે કે—" આ મહાનુભાવનું ચરિત રચવાથી મેં જે પુણ્ય ઉપાર્જન કર્યું, તે વડે ભવ્યલોકનો 'ભવ-વિરહ (મોક્ષ)' થાઓ-એવી શુભેચ્છા દર્શાવતાં આ ચરિત-કથાગ્રંથને 'ભવ-વિરહ' પદથી અંકિત કરેલ છે, જે હરિભદ્રસૂરિની રચનાનું વિશિષ્ટ અભિજ્ઞાન છે.

હરિભદ્રસૂરિએ આવશ્યકસૂત્રની બાવીશ હજાર શ્લોકપ્રમાણ વિસ્તૃત શિષ્યહિતા વૃત્તિ રચેલી છે, તેના અંતમાં પોતાને સિતામ્બરાચાર્ય. શ્રીજિનભટ (જિનભદ્ર)ના નિગદ (વચન)ને અનુસરનાર, વિદ્યાધરકુલતિલક આચાર્ય શ્રીજિનદત્તના શિષ્ય તરીકે, તથા ધર્મથી યાકિની મહત્તરાના સૂનુ તરીકે, અલ્પમતિ આચાર્ય હરિભદ્ર નામે પોતાને ઓળખાવેલ છે:—

"समाप्ता चेयं शिष्यहिता नाम आवश्यकटीका वृत्तिः (कृतिरियं) सिताम्बराचार्य-श्रीजिनभट-निगदानुसारिणो विद्याधरकुलतिलकाचार्यजिनदत्तशिष्यस्य, धर्मतो याकिनी-महत्तरासूनोरल्पमतेराचार्यहरिभद्रस्य ॥ " આવ૦ સૂ૦ વૃત્તિના અંતમાં (દે. લા.)

પાછળના અનેક વિદ્વાનોએ-આચાર્યોએ હરિભદ્રસૂરિનું અને તેમની સમરાદિત્યકથાનું સન્માન-પૂર્વક સંસ્મરણ કર્યું છે—

શક સંવત ૭૦૦-વિક્રમ સંવત ૮૩૫માં ઉદ્દ્યોતનાચાર્યે અપરનામ દાક્ષિણ્યચિહ્ન સૂરિએ રચેલી ૧૩૦૦૦ શ્લોકપ્રમાણ પ્રાકૃત કુવલયમાલાકથાના પ્રારંભમાં 'ભવવિરહ' નામાંકિત કવિની સમરમૃગાંકા (સમરચંદ્રા) પ્રસ્તુત કથાનું સંસ્મરણ કર્યું છે:—

"जो इच्छइ भव-विरहं भावविरहं को न वंदए सुयणो ? ।
समयसयसत्थगुरुणो, समरमियंका कहा जस्स ॥"

ભાવાર્થ :—જે ભવના વિરહને (મોક્ષને) ઇચ્છે છે, તે કયો સુજન 'ભવવિરહ' (હરિભદ્રસૂરિ)ને વંદન કરતો નથી? સિદ્ધાન્તના સેંકડો શાસ્ત્રોના જે ગુરુની સમરમિયંકા કથા પ્રસિદ્ધ છે. વિશેષ માટે જુઓ 'અપભ્રંશકાવ્યત્રયી' ગા. ઓ. સિ. નં. ૩૭ ની સં. ભૂમિકા, ત્યાં પ્રા. કુવલયમાલાકથાનો તથા તેમાંની ૧૮ દેશભાષાઓનો પરિચય અમે વિસ્તારથી ઈ. સન ૧૯૨૭માં દર્શાવ્યો છે.

વિ. સં. ૯૬૨માં ૧૬૦૦૦ શ્લોક-પ્રમાણ સં. ઉપમિતિભવપ્રપંચા-કથા રચનાર કવિકુંજર સિદ્ધર્ષિએ પોતાના ઉપકારી હરિભદ્રસૂરિ માટે જણાવ્યું છે કે :—

"विषं-विनिर्धूय कुवासनामयं, व्यचीरचद् यः कृपया मदाशये ।
अचिन्त्यवीर्येण सुवासना-सुधां, नमोऽस्तु तस्मै हरिभद्रसूरये ॥"

ભાવાર્થ :—અચિન્ત્ય શક્તિશાળી જેમણે કૃપા વડે કુવાસનામય વિષ દૂર કરીને મારા અંતઃકરણમાં સુવાસનારૂપી અમૃત સંચારિત કર્યું, તે શ્રીહરિભદ્રસૂરિને નમસ્કાર થાઓ. 'જેમણે ભવિષ્યકાળનું જાણીને મારા માટે જ જાણે ચૈત્યવંદન-સંબંધી લલિતવિસ્તરા વૃત્તિ રચી હતી.'

વિક્રમની ૧૧ મી સદીમાં—વિ. સં. ૧૦૫૫ માં વર્ધ્ધમાનસૂરિ આચાર્યે શ્રી હરિભદ્રસૂરિના ઉપદેશપદ પ્રા. ગ્રંથની વ્યાખ્યા રચતાં તેમની પ્રશંસા કરી છે.

માળવાના મહારાજા મુંજ અને ભોજની માનનીય રાજમાન્ય કવિ ધનપાલે સં. તિલકમંજરીકથાના પ્રારંભમાં જણાવ્યું છે કે—

"निरोद्धुं पार्यते केन, समरादित्यजन्मनः ? ।
प्रशमस्य वशीभूतं, समरादित्यजन्मनः ॥"

ભાવાર્થ :—સમરાદિત્ય (ચરિત)થી ઉત્પન્ન થયેલ પ્રશમને વશ થયેલું મન કોના વડે અટકાવી શકાય ?

વિ. સં. ૧૦૮૦ માં જિનેશ્વરસૂરિએ શ્રીહરિભદ્રસૂરિના અષ્ટક પ્રકરણ પર વૃત્તિ રચતાં જણાવ્યું છે કે—

"सूर्यप्रकाश्यं क्व नु मण्डलं दिवः, खद्योतकः क्वास्य विभासनोद्यतः !
क्व धीशगम्यं हरिभद्र-सद्वचः, क्वाधीरहं तस्य विभासनोद्यतः !!"

ભાવાર્થ :—સૂર્ય વડે પ્રકાશ કરવા યોગ્ય આકાશનું મંડલ ક્યાં ! અને એને પ્રકાશિત કરવા તત્પર થયેલ ખદ્યોત ( તગમગતો ખજૂઓ ) ક્યાં ! તેવી રીતે બૃહસ્પતિ જેવાથી જાણી શકાય એવું હરિભદ્રનું સદ્વચન ક્યાં ! અને તેને પ્રકાશિત કરવા તત્પર થયેલ બુદ્ધિહીન એવો હું ક્યાં !

નવાંગી-વૃત્તિકાર અભયદેવસૂરિએ વિ. સં. ૧૧૨૪માં શ્રીહરિભદ્રસૂરિના પ્રા. પંચાશક ગ્રંથ પર સં. વ્યાખ્યા રચતાં હરિભદ્રસૂરિની વિદ્વત્તાની ઘણી પ્રશંસા કરી છે.

વિ. સં. ૧૧૬૦માં સુપ્રસિદ્ધ આચાર્ય હેમચન્દ્રના ગુરુ શ્રીદેવચંદ્રસૂરિએ રચેલા બાર હજાર શ્લોક પ્રમાણ પ્રાકૃત શાંતિનાથચરિત મહાકાવ્યમાં જણાવ્યું છે કે—

" वंदे सिरिहरिभद्दं, सूरिं विउसयण-णिग्गय-पयावं ।
जेण य कहापबन्धो, समराइच्चो विणिम्मविओ ॥ "

જુઓ પત્તનસ્થ-પ્રાચ્યજૈનભાંડાગારીય ગ્રંથસૂચી ( ગા. ઓ. સિ પૃ. ૩૩૫ )

ભાવાર્થ :- વિદ્વદ્‌ગણમાં જેમનો પ્રતાપ નીકળ્યો છે, તે શ્રીહરિભદ્રસૂરિને હું વંદન કરું છું, જેમણે સમરાદિત્યનો કથાપ્રબંધ રચ્યો છે.

વિ. સં. ૧૧૭૪માં મુનિચંદ્રસૂરિએ હરિભદ્રસૂરિના ઉપદેશપદ ગ્રંથની વૃત્તિ રચતાં તેમની પ્રશંસા ઉચ્ચારી છે. વિ. સં. ૧૧૭૮માં વાદી દેવસૂરિએ સ્યાદ્વાદરત્નાકરના પ્રારંભમાં શ્રીસિદ્ધસેન સાથે શ્રીહરિભદ્રસૂરિનું સંસ્મરણ કર્યું છે—

" श्रीसिध्यसेन-हरिभद्र-मुखाः प्रसिद्धास्ते सूरयो मयि भवन्तु कृतप्रमादाः ।
येषां विमृश्य सततं विविधान् प्रवन्धान्, शास्त्रं चिकीर्षति तनुप्रतिभोऽपि मादृक् ॥ "

ભાવાર્થ :—સિદ્ધસેન હરિભદ્રસૂરિ વગેરે તે પ્રસિદ્ધ સૂરિઓ મારા પર પ્રસાદ કરનારા થાઓ, જેમના વિવિધ પ્રબંધોને નિરંતર વિચારીને મારા જેવો અલ્પપ્રતિભાવાળો પણ શાસ્ત્ર કરવાને ઇચ્છે છે.

વિક્રમની ૧૨મી-૧૩મી સદીમાં થયેલા સુપ્રસિદ્ધ શ્રીહેમચંદ્રાચાર્યે કાવ્યાનુશાસનમાં 'સમસ્ત વૃત્તાન્ત ઈતિવૃત્ત વર્ણનવાળી સમરાદિત્ય જેવી સકલકથા હોય છે.' તેવો ઉલ્લેખ કર્યો છે.

વિ. સં. ૧૧૯૯ માં મહારાજા કુમારપાળના રાજ્ય-પ્રારંભમાં કવિ લક્ષ્મણગણિએ દસ હજાર શ્લોક-પ્રમાણ પ્રાકૃત શ્રીસુપાર્શ્વનાથ-ચરિતના પ્રારંભમાં જણાવ્યું છે કે—

" भद्दं सिरिहरिभद्दस्स, सूरिणो जस्स भुवण-रंगम्मि ।
वाणी विसट्ट-रस-भाव-मंथरा नच्चए सुइरं ॥ "

ભાવાર્થ :—શ્રીહરિભદ્રસૂરિનું ભદ્ર થાઓ, કે જેની વિકસ્વર રસ અને ભાવથી મંથર ( સુંદર ગતિવાળી ) વાણી ( નદી ) ભુવનરૂપી રંગ ( નાટ્યાલય )માં ચિર કાળથી નૃત્ય કરે છે.

વિ. સં. ૧૧૩૨ થી સં. ૧૨૧૧ પર્યન્ત વિદ્યમાન શ્રીજિનદત્તસૂરિએ પ્રા. ગણધર-સાર્ધશતકમાં ગાથા ૫૨ થી ૫૯માં તેમનાં સંબંધમાં જણાવ્યું છે કે—

તત્ત્વરુચિ જે, યાકિની મહત્તારાના વચન-શ્રવણથી પરમ નિર્વેદ પામ્યા. અહંકાર-વાળા ભવ-કારાગારમાંથી નીકળી ગયા અને સુગુરુ સમીપ પહોંચ્યા, ગુરુએ કહેલા સૂત્રના ઉપદેશથી સર્વવિરતિ સ્વીકારી, તેમાં રતિ કરનાર થયા. ગુરુ-પારતંત્ર્યથી સારી રીતે જિન-મતના જાણકાર થતાં જેમણે ગણિપદ પ્રાપ્ત કર્યું હતું, મદ-રહિત થઈ જેમણે સ્વ-પર-હિત કરવાના મન વડે પ્રકરણો કર્યાં. ૧૪૦૦ ચૌદસો પ્રકરણ-કિરણો દ્વારા દોષોને અટકાવનાર સદા પ્રદોષને હણનાર, અંધકાર ( અજ્ઞાન ) હરનાર સૂર્ય જેવા હરિભદ્ર યુગ-પ્રવર થયા. હરિભદ્રાચાર્ય જેવા ભદ્રાચાર્ય ઉદય પામતા માર્ગદર્શનથી સુદૃષ્ટિને ભદ્ર થાય છે. સમાન નામથી ભ્રાંતિમાં પડેલા કેટલાક, જેમના પ્રત્યે અસત્યો બોલે છે કે તે (હરિભદ્રસૂરિ) ચૈત્યવાસીથી દીક્ષિત અને શિક્ષિત હતા, પરંતુ તે મત ગીનોનું ( જ્ઞાનીઓનું ) નથી. જે (કુત્સિત સિદ્ધાંત) ને હણનાર જિનભટના શિષ્ય જિનદત્તપ્રભુએ કહેલ સૂત્ર-તત્ત્વાર્થરૂપી રત્નને શિર પર ધારણ કરનાર શેષની જેમ ધરેલ તીર્થને ધરનાર, યુગપ્રવર થયા. કુસ-મય-કૌશિકોનું કુલ જેમનાથી સંકોચિત થયું, તેવા અમલ ઉત્તમ (સૂર્ય જેવા) પ્રભાસમાન પ્રણત જનોને ભદ્ર આપનાર હરિભદ્રપ્રભુને હું વંદન કરું છું."—

જિનદત્તસૂરિ-રચિત ગણધરસાર્ધશતક(ગાથા ૫૨ થી ૫૯ નો ભાવાર્થ), મૂળ માટે જુઓ અપભ્રંશકાવ્યત્રયી પૃ. ૯૪ [ગા. ઓ. સિ. નં. ૩૭, સન ૧૯૨૭માં પ્ર. પરિશિષ્ટ[૨]

બીજા અનેક આચાર્યોએ અન્યત્ર શ્રીહરિભદ્રસૂરિની સદ્ભાવભરી પ્રશંસા કરી છે.

વિક્રમની તેરમી સદીના પ્રારંભમાં સુપ્રસિદ્ધ વ્યાખ્યાકાર મલયગિરિસૂરિએ શ્રી હરિભદ્રસૂરિની પ્રા. ધર્મસંગ્રહણીની વ્યાખ્યા કરતાં જણાવ્યું છે કે :—

"हरिभद्रं वचः क्वेदमतिगम्भीर-पेशलम् ! ।
क्व चाहं जडधीरेषः, स्वल्पशास्त्रकृतश्रमः ! " ॥

ભાવાર્થ :—આ અતિગંભીર પેશલ (સુંદર-મનોહર) હરિભદ્રનું વચન ક્યાં ! અને સ્વલ્પ શાસ્ત્રમાં શ્રમ કરનાર જડબુદ્ધિ એવો હું ક્યાં !

વિ. સં. ૧૩૨૪ માં પ્રદ્યુમ્નાચાર્યે સં. સમરાદિત્ય-સંક્ષેપ ગ્રંથની રચના કરતાં જણાવ્યું છે કે :—

"तामेवार्यां स्तुवे, यस्या धर्मपुत्रो वृषासनः । गणेशो हरिभद्राख्यश्चित्रं भवावियोगमः ॥
चतुर्दशशतीं ग्रन्थान्, सदालोकान् समावहन् । हरेः शतगुणः श्रीमान्, हरिभद्रविभुर्मुदे ॥"

ભાવાર્થ :—તે જ આર્યા યાકિની મહત્તરા (બીજા પક્ષમાં પાર્વતી)ની હું સ્તુતિ કરું છું, જેના ધર્મપુત્ર વૃષાસન (ધર્મ, બીજા પક્ષમાં વૃષભ આસનવાળા) હરિભદ્ર નામના ગણેશ થયા. આશ્ચર્ય છે કે, જે ભવ-વિયોગ (ભવ-વિરહ, બીજા પક્ષમાં ભવ-મહાદેવના

વિયોગ) વાળા થયા. સદા આલોક (પ્રકાશ) આપતા ૧૪૦૦ ગ્રંથોને સારી રીતે વહન કરનારા, હરિથી સો ગુણા શ્રીમાન્ હરિભદ્ર વિભુ હર્ષ આપનાર થાઓ.

આચાર્ય હરિભદ્રસૂરિએ રચેલી અનેકાન્તજયપતાકાના અભ્યાસી, જયસિંહસૂરિ-શિષ્ય યક્ષદેવે બારમી સદીમાં (?) ઉચ્ચાર્યું હતું કે:—

" यथास्थितार्हन्मतवस्तुवेदिने, निराकृताशेषविपक्षवादिने ।
विदग्धमध्यस्थनमूढताऽरये, नमोऽस्तु तस्मै हरिभद्रसूरये ॥ "

ભાવાર્થ :—યથાસ્થિત અર્હન્મતની વ ઓના જાણકાર, સમસ્ત વિપક્ષ વાદીઓને પરાસ્ત કરનાર, વિદગ્ધ મધ્યસ્થ મનુષ્યોની મૂઢતા દૂર કરનાર તે હરિભદ્રસૂરિને નમસ્કાર થાઓ.

વિક્રમની ૧૭મી સદીમાં ઉપાધ્યાયજી યશોવિજયજીએ શ્રી હરિભદ્રસૂરિના શ અવાર્તા સમુચ્ચય ગ્રંથ પર વૃત્તિ રચતાં જણાવ્યું છે કે—

" येषां गिरं समुपजीव्य सुसिद्धविद्यामस्मिन् सुखेन गहनेऽपि पथि प्रवृत्तः ।
ते सूरयो मयि भवन्तु कृतप्रसादाः, श्रीसिद्धसेन-हरिभद्र-मुखाः सुखाय ॥ "

ભાવાર્થ :—સુપ્રસિદ્ધ વિદ્યા જેવી,જેમની વાણીનો આશ્રય લઈને, આ ગહન માર્ગમાં પણ હું સુખેથી પ્રવૃત્ત થયો છું, તે સિદ્ધસેન, હરિભદ્ર વગેરે સૂરિઓ મારા પર પ્રસાદ કરનારા સુખ માટે થાઓ.

આચાર્ય શ્રીહરિભદ્રસૂરિનું ચરિત્ર વિક્રમની બારમી સદીમાં પ્રા. કથાવલીમાં, તથા તેરમી સદીમાં થયેલા સુમતિ ગણીએ વિ. સં. ૧૨૯૫ માં રચેલી પ્રા. ગણધરસાર્ધશતકની સં. બૃહદ્‌વૃત્તિમાં, તથા પ્રભાચંદ્રસૂરિએ વિ. સં. ૧૩૩૪માં રચેલ સંસ્કૃત પ્રભાવકચરિતમાં, તથા રાજશેખરસૂરિએ સં. ૧૪૦૫માં રચેલ પ્રબંધકોશ (ચતુર્વિંશતિ-પ્રબંધ) વગેરેમાં મળે છે. પ્રાચીન ગ્રંથોમાં મળતા ઉલ્લેખ પ્રમાણે શ્રીહરિભદ્રસૂરિનો સ્વર્ગવાસ વિ. સં. ૫૮૫ માં થયો મનાય છે, વર્તમાન શોધખોળ પ્રમાણે તેમનો સમય વિક્રમની ૮મી-૯મી સદી વચ્ચે વિચારવામાં આવે છે.

વિ. સં. ૭૩૩માં આવશ્યકસૂત્ર વગેરેની ચૂર્ણિ (વ્યાખ્યા) રચનાર જિનદાસગણિ મહત્તરના ઉલ્લેખો શ્રીહરિભદ્રસૂરિની વૃત્તિમાં જણાય છે, તેમ જ વિ. સં. ૮૩૫ માં દાક્ષિણ્યચિહ્ન અપરનામ ઉદ્દ્યોતનાચાર્યે પ્રા. કુવલયમાલાકથામાં આચાર્ય વીરભદ્ર સાથે હરિભદ્રગુરુનો ઉલ્લેખ કર્યો છે :—

" सो सिद्धंतेण गुरू, जुत्तीसत्थेहि जस्स हरिभद्दो ।
बहुसत्थगंथ-वित्थर-पत्थरिय-पयड-सव्वत्थो ॥ "

ભાવાર્થ :—તે, સિદ્ધાંત વડે, યુક્તિ-શાસ્ત્રો વડે જેના ગુરુ હરિભદ્ર થયા, જેણે બહુશાસ્ત્ર-ગ્રંથોના વિસ્તાર વડે સર્વ અર્થોને પ્રગટ રીતે વિસ્તાર્યા છે.

વર્તમાનમાં સ્વ. પં. હરગોવિંદદાસજીએ, પં. સુખલાલજીએ, પુરાતત્ત્વાચાર્ય શ્રીજિનવિજયજીએ, આગમોદ્ધારક શ્રીઆનંદસાગરસૂરિજીએ તથા ઇતિહાસપ્રેમી મુનિરાજ શ્રીકલ્યાણવિજયજી વગેરે વિદ્વાનોએ આચાર્ય શ્રીહરિભદ્રસૂરિની ગ્રંથ-રચના અને સમય સંબંધમાં તથા સદ્ગત સાક્ષર શ્રીમોહનલાલ દલીચંદ દેસાઇએ જૈન સાહિત્યના ઇતિહાસમાં અન્યત્ર વિચારણા કરી છે. પ્રો. હી. ર. કાપડિયાએ 'શ્રીહરિભદ્રસૂરિ' નામના ગ્રંથ (સયાજી સાહિત્યમાલા ગ્રં. ૩૩૬)માં વિસ્તારથી અને અહીં પણ 'પુરો-વચન' દ્વારા આવશ્યક વક્તવ્ય કર્યું છે. એથી અહીં તેની પુનરુક્તિ કરવી ઉચિત નથી, જિજ્ઞાસુઓ તે તે ગ્રંથો, લેખો, વાંચશે-વિચારશે-એવી આશા છે.

મૂળ સમરાઇચ્ચકહાની આવૃત્તિ જર્મનીના સુપ્રસિદ્ધ વિદ્વાન ડૉ. હર્મન યાકોબીએ ઇસ્વીસન ૧૯૨૬માં પાઠાન્તરો, પરિશિષ્ટો અને અંગ્રેજી ઉપોદ્ઘાત સાથે સુસંપાદિત કરેલી હતી, જે કલકત્તાની એશિયાટિક સોસાયટી દ્વારા બંગાળ તરફના સં. ટાઇપોમાં ચોપડી આકારે પ્રસિદ્ધ થયેલ છે, જે આવૃત્તિ સદ્ગત શ્રીવિજયધર્મસૂરિને સમર્પિત થઈ હતી. બીજી આવૃત્તિ વલભીપુરનિવાસી સદ્ગત પં. ભગવાનદાસ હર્ષચંદ્ર સંસ્કૃત છાયા સાથે બે ભાગમાં (ભવ ૧ થી ૬ અને ભવ ૭ થી ૯ સુધી) અમદાવાદના પોતના શારદા મુદ્રણાલયમાં પોથી પ્રતના આકારમાં વિક્રમસંવત ૧૯૯૪-૯૮માં-(ઇસ્વીસન ૧૯૩૮-૪૨માં) પ્રકાશિત કરેલ છે. આ ગૂજરાતી અનુવાદમાં મુખ્યતાએ એ આવૃત્તિનો ઉપયોગ કર્યો છે.

પ્રા. મધુસૂદન મોદીએ તથા બીજા કેટલાક વિદ્વાનોએ આ કથાગ્રંથના ૧, ૨ તથા ૬ઠા ભવવાળા ભાગને અર્ધમાગધી ભાષાના પાઠ્યપુસ્તક તરીકે સંપાદિત કરેલ છે.

પ્રા. સમરાઇચ્ચકહાને સંસ્કૃતમાં સંક્ષેપમાં રચવાનું કાર્ય વિક્રમની ૧૪મી સદીમાં-વિ. સં. ૧૩૨૪માં દેવાનંદસૂરિના આજ્ઞાંકિત કનકપ્રભસૂરિના શિષ્ય પ્રદ્યુમ્નાચાર્યે બજાવ્યું હતું, જે 'સમરાદિત્યસંક્ષેપ' નામે ઇસ્વીસન ૧૯૦૬ માં મુંબઇના જૈનજ્ઞાનપ્રસારક મંડળ દ્વારા પ્રકાશિત થએલ છે, તેનું સંપાદન પણ જર્મનીના સુપ્રસિદ્ધ વિદ્વાન ડૉ. હર્મન યાકોબીએ કર્યું હતું.

આ સમરાદિત્યકથાને ગૂજરાતી ભાષામાં નવ ખંડોમાં જુદી જુદી ઢાળોમાં રાસના રૂપમાં રચવાનું કાર્ય વિક્રમની ૧૯મી સદીમાં વિ. સં. ૧૮૩૯થી ૧૮૪૨ માં તપાગચ્છમાં થયેલા પં. ઉત્તમવિજયગણિના શિષ્ય કવિ પદ્મવિજયજીએ કર્યું છે, જે 'સમરાદિત્ય કેવલીના રાસ' તરીકે શ્રાવક ભીમસિંહ માણેક, મુંબઈ તરફથી સંવત ૧૯૭૦માં પ્રસિદ્ધ થયેલ છે. સચિત્ર નવલકથાના રૂપમાં સમરાદિત્યની કથા શાહ શિવજી દેવસીના પ્રયત્ન પછી શાહ મેઘજી હરજી બુકસેલર દ્વારા બીજી આવૃત્તિરૂપે પ્રકાશિત છે.

આ ગ્રંથમાં ચોથા ભવમાં આવતું યશોધર-ચરિત્ર બહુ વિચારવા જેવું છે, જેમાં વિઘ્ન-શાંતિ માટે દેવી આગળ કલ્પિત લોટના કૂકડાની હિંસા પણ ભયંકર દુઃખદાયક

વિપાકવાળી થાય છે-સમજાવી છે, એને અનુસરી બીજા કવિઓએ પ્રાકૃત-સંસ્કૃત-અપ-ભ્રંશભાષામાં યશોધર-ચરિત્રો રચેલાં જણાય છે. સં. ૮૩૫માં પ્રા. કુવલયમાલાકથામાં સૂચવેલ પ્રભંજનકવિએ રચેલ યશોધર-ચરિત્ર હજી જોવામાં આવ્યું નથી, તેમ છતાં દિ. જૈનકવિ સોમદેવસૂરિએ સં. યશસ્તિલકચંપૂ જે શક સં. ૮૮૧માં=વિ. સં. ૧૦૧૬માં રચેલું છે અને નિ. સા. કાવ્યમાલા [૭૦]માં સન ૧૯૦૧, ૩માં પ્રકાશિત છે. પુષ્પદંત કવિકૃત અન્ય અપભ્રંશ કાવ્ય 'જસહર-ચરિઉ' અન્યત્ર પ્રકાશિત છે. તુલનાત્મક દૃષ્ટિએ, રચનાની દૃષ્ટિએ અને પ્રાચીનતા-અર્વાચીનતાની દૃષ્ટિએ સરખાવવા જેવું કહી શકાય.

—આમાં સાતમા ભવમાં અવાંતર વર્ણવેલ બીજાને આળ આપવાથી દુઃખદાયક વિપાકવાળું ગુણશ્રીનું ચરિત્ર, *અન્યત્ર સિંઘી જૈન ગ્રંથમાલા [૨૪]માં પ્રકાશિત કવિ ધાહિલના* અપભ્રંશકાવ્ય 'પઉમસિરીચરિઉ' સાથે સરખાવી શકાય. પ્રાચીન કવિઓની રચનાનો આધાર લઈ અર્વાચીન કવિઓ પોતાની શક્તિ અને શૈલી પ્રમાણે સમાજ-હિત માટે સંક્ષેપ-વિસ્તારથી રસિક બોધદાયક રચના ભિન્ન ભિન્ન ભાષામાં કરતા હોય છે, સમાજે તેનો યથાયોગ્ય લાભ લેવો જોઈએ.

જેમણે વર્તમાનકાળમાં જૈન આગમોની વાચના આપીને, આગમોને પ્રકાશિત કરવા મહેસાણા-આગમોદય સમિતિ, રતલામ-ઋષભદેવજી કેશરીમલજી જૈન શ્વે. પેઢી, સૂરત-શેઠ દે. લા. જૈનપુસ્તકોદ્ધાર ફંડ, શ્રીજૈનાનંદ પુસ્તકાલય, વર્ધમાન જૈન આગમ-મંદિર આદિ સંસ્થાઓ સ્થાપન કરાવીને, શ્રીશત્રુંજયની તલહટીમાં જૈન આગમોને આરસ-પાષાણ-શિલાઓમાં અને સૂરતમાં તામ્રપત્રો પર ઉત્કીર્ણ કરાવીને ભગીરથ કાર્ય બજાવ્યું હતું, તેથી જેઓ 'આગમોદ્ધારક' ઉપનામે યશસ્વી થઈ ગયા-તે સ્વર્ગસ્થ આનંદસાગરસૂરીશ્વરજીના શિષ્યરત્ન તરીકે અનુવાદકે ગુરુજીનો ભવ્ય જ્ઞાન વારસો દીપાવ્યો છે-એમ કહી શકાય. મૂળ પ્રાકૃત 'સમરાઇચ્ચકહા' ને આ વિશિષ્ટ ગૂજરાતી અનુવાદ રચી આચાર્ય શ્રીહેમસાગરસૂરિજીએ સમાજ પર, ગૂજરાતી વાચક વર્ગ પર મહાન ઉપકાર કર્યો છે. મૂળ ચરિત્ર-કથાકાર વિદ્વાનના આશયને યથાર્થ સમજી અનુવાદમાં યથાયોગ્ય દર્શાવવો-એ અસાધારણ કાર્ય છે, છતાં એમાં આચાર્ય શ્રી સારી રીતે સફલ થયા છે.-એમ કહેવામાં અતિશયોક્તિ કહેવાશે નહિ. આ પહેલાં પ્રસ્તુત આચાર્યશ્રીનો પ્રાકૃત કુવલયમાલાકથાનો ગૂજરાતી અનુવાદ વાચકોએ વધાવી લીધો છે; એ રીતે આ અનુવાદ પણ જન-સમાજ-પ્રિય થશે-એવી આશા છે.

—આ પ્રાકૃત કથાગ્રંથના ગૂજરાતી અનુવાદની જેમ તેના અનુવાદો બીજી દેશ-ભાષાઓમાં (હિંદી, અંગ્રેજી વગેરેમાં) પણ થાય, તો તે તે ભાષા જાણનારને ઉપકારક થશે-એવી આશા છે.

અનુવાદક આચાર્ય શ્રીહેમસાગરસૂરિજીએ, મારી તેવી યોગ્યતા ન હોવા છતાં, તેમના અનુવાદની પ્રેસકોપી તપાસી જોવાની તથા તેના પ્રૂફ-સંશોધનાદિ કાર્યની જવાબ-દારી મને સોંપી મારા પર વિશ્વાસ મૂક્યો, તે તક આપવા માટે હું તેમનો અંતઃકરણથી આભાર માનું છું.

આ મહાન કથાગ્રંથ ત્વરાથી છપાતાં દૃષ્ટિદોષથી કે પ્રેસદોષથી, મતિભ્રમથી કે બીજી કોઈ રીતે આ ગ્રંથમાં કોઈ સ્ખલના થઈ ગઈ હોય કે રહી ગઈ હોય તો તે ક્ષંતવ્ય ગણાશે. આશા છે કે સુજ્ઞ સજ્જનો સુધારી વાંચશે અને અમને સૂચવશે તો ઉપકારક થશે. સૌ કોઈ વાચકો આ અનુવાદરૂપ સમરાદિત્ય-મહાકથા ગ્રંથને વાંચી-વિચારી, આરાધક થઈ ભવ-વિરહ (મોક્ષ) પ્રાપ્ત કરનાર થાઓ-એ જ શુભેચ્છા.

સં. ૨૦૦૨, ભાદ્રપદ-પૂર્ણિમા.
શ્રીનમિનાથજી જૈન ઉપાશ્રય,
પાયધુની, મુંબઈ-૩

લાલચંદ્ર ભગવાન ગાંધી
[ નિવૃત્ત 'જૈનપંડિત'-વડોદરારાજ્ય ]
ઠે. વડીવાડી, ટાવર પાસે, વડોદરા



# પ્રાક્—કથન

દુઃખ સ્વરૂપ, દુઃખફળ અને દુઃખની પરંપરાવાળા આ સંસારમાં જીવને તરવાનું પ્રથમ સાધન હોય તો કેવળી સર્વજ્ઞપ્રભુ–પ્રરૂપિતને ગણધર ભગવંતે ગૂંથેલ દ્વાદશાંગી છે. આ દ્વાદશાંગીના બારે અંગો ચાર વિભાગમાં વહેંચાયેલા છે. દ્રવ્યાનુયોગ; ૨. ચરણકરણાનુયોગ; ૩. ગણિતાનુયોગ અને ૪. ધર્મકથાનુયોગ. આ ચાર યોગોમાં જીવ ઉપર શરૂઆતમાં ઉપકાર કરનાર અનુયોગ તે ધર્મકથાનુયોગ છે. જિનશાસનમાં ભગવંતની પાટપરંપરામાં થયેલા અને બીજા અનેક મહાપુરુષોએ ભવ્ય જીવોને સંવેગ–વૈરાગ્ય ઉત્પન્ન કરાવનારી ધર્મકથાઓની આલંકારિક રીતિથી અને અપૂર્વ શૈલીથી રચનાઓ કરી છે. 'તરંગવતી', 'વસુદેવહિંડી', 'તિલકમંજરી', 'પઉમચરિય' 'કુવલયમાલા', 'ત્રિષષ્ઠિશલાકા પુરુષચરિત્ર', 'ચઉપન્નમહાપુરિસચરિય', 'ઉપમિતિભવપ્રપંચકથા', ઇત્યાદિ અનેક કથાગ્રંથો કે ચરિત્ર-ગ્રંથોની રચના પૂર્વાચાર્યોએ ભવ્ય જીવોને પ્રતિબોધ પમાડવા અને ધર્મમાર્ગમાં જોડવા માટે કરી છે. બાલદશાના સંસારી જીવોને પ્રતિબોધ પમાડી ધર્મમાર્ગે પ્રવેશ કરવા માટે કથારસના સાધનની ઉપયોગિતા સર્વત્ર, સર્વધર્મને સુવિદિત છે. આપણા પૂર્વાચાર્યોએ રચેલા આવા કથાગ્રંથોની ભાષા સંસ્કૃત, પ્રાકૃત અપભ્રંશ હોવાથી સામાન્ય જનોને તે સુલભ નથી હોતા. આથી એવી પ્રૌઢ કથાઓનો ગુજરાતીમાં અનુવાદ કરી વર્તમાન વાચકવર્ગ સમક્ષ તેને રજૂ કરવાના ઠીક ઠીક પ્રયાસો આજ સુધીમાં થયા છે, અને તેની ઉપયોગિતા સિદ્ધ થઇ ચૂકેલી છે. * હજુ પણ એવા કેટલાક ગ્રંથો છે, જેનો ગુજરાતીમાં અનુવાદ થયો નથી. ઉદ્દ્યોતનસૂરિકૃત 'કુવલયમાલા' નામની પ્રાકૃત મહાકથાનો ગુજરાતી અનુવાદ ગયે વર્ષે પ્રગટ કરી વાચકોના હસ્તકમળમાં સમર્પણ કરવા ભાગ્યશાળી થયો અને એથી જ પ્રેરાઈને આ 'સમરાદિત્યચરિત્ર'નો અનુવાદ કરવા પ્રવૃત્ત થયો હતો. આ અનુવાદની શરૂઆત સં. ૧૯૧૯ના શ્રાવણ મહિનામાં કરી હતી, અને સં. ૧૯૨૦ના મહા મહિનામાં તેનો કાચો ખરડો પૂર્ણ કર્યો હતો ત્યાર પછી તેને સુધારવા–મઠારવાનું તથા મૂળગ્રંથ સાથે પંક્તિએ પંક્તિ સરખાવી જોવાનું તથા અનુવાદને પ્રકરણોમાં વિભાજિત કરવાનું અને પેટાશીર્ષકો આપવાનું કાર્ય ચાલ્યું અને પ્રેસકોપી તૈયાર થતાં મુદ્રણકાર્ય હાથ ધરવામાં આવ્યું.

આ અનુવાદ માટે પંડિત ભગવાનદાસ હરખચંદ કૃત સંસ્કૃત છાયાનુવાદ સહિતા, 'સમરાઇચ્ચકહા'ની પ્રતનો ઉપયોગ કર્યો છે. અનુવાદ મૂળ ગ્રંથને વફાદાર રહી જ કરવામાં આવ્યો છે, છતાં કેટલેક સ્થળે લખાણમાં વિશદતા અને સરળતા આણવા માટે કેટલીક શબ્દછૂટ પણ લીધી છે. આ આખા અનુવાદને મૂળ સાથે સરખાવીને તપાસી જોવામાં અને મુદ્રણકાર્યમાં પણ વડોદરા નિવાસી પંડિતવર્ય લાલચંદ્ર ભગવાનદાસ ગાંધીએ ખંતથી ધ્યાન આપ્યું છે. આમ છતાં મુદ્રણમાં ક્યાંક ક્યાંક રહી ગયેલી અશુદ્ધિઓ ગ્રંથને અંતે જણાવી છે તે પ્રમાણે સુધારીને વાંચવાની ભલામણ છે. અનુવાદમાં પણ શરતચૂકથી ક્યાંક શબ્દફેર કે અર્થફેર ક્ષયોપશમની ખામીને લીધે થયો હોય તો તે સુજ્ઞ વાચકો અમને જણાવશે તો આનંદ થશે.

* મારા પોતાના જ અનુભવની વાત કરું તો ઉપમિતિભવ પ્રપંચકથાનુ ગુજરાતી ભાષાંતર સં. ૧૯૮૦માં મેં વાંચ્યું ત્યારથી મારો હૃદયપલટો થયો વૈરાગ્ય ઉત્પન્ન થયો.

'કુવલયમાલા' અને 'સમરાઈચ્ચ કહા'ના અનુવાદ પછી, સૂરતના દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફંડના એક અગ્રગણ્ય કાર્યકર્તાની વિનંતીથી કલિકાલ-સર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય-વિરચિત 'સટીક યોગશાસ્ત્ર'નો શબ્દશઃ સંપૂર્ણ અનુવાદ હમણાં જ પૂર્ણ કર્યો છે અને તે ટૂંક સમયમાં જ મુદ્રિત થઈ પ્રકાશિત થનાર છે. આ મહાગ્રંથોના અનુવાદે 'ચઉપન્ન-મહાપુરિસચરિય' અને 'પઉમચરિય' જેવા પ્રાકૃત મહાગ્રંથોના અનુવાદની પ્રેરણા આપી છે એ શું ઓછા લાભની વાત છે?

'સમરાઇચ્ચકહા'નો આ ગૂર્જરાનુવાદ વાંચી દરેક ભવ્યાત્મા કલ્યાણ-સમૃદ્ધિ પામો એ જ મહાભિલાષા.

નમિનાથ ઉપાશ્રય, પાયધુની
મુંબઈ-૩
સં. ૨૦૨૨, દ્વિતીય શ્રાવણ સુદ ૧૩, રવિવાર.
તા. ૨૯-૮-૬૬

લિ.
આ. હેમસાગરસૂરિ.



# સં—પા—દ—કી—ય—નિવેદન

પરમ-પૂજ્ય-સ્વર્ગસ્થ-ગચ્છાધિપતિ-ગુરુદેવ-પૂ આચાર્ય મ. શ્રી હેમ સાગરસૂરિજી. મહારાજ. પોતાના ગુરુદેવ. પૂ. આગમોદ્ધારક આચાર્યદેવશ્રી આનંદ સાગરસૂરીશ્વરજી મહારાજ પાસે ગુરુકુલવાસમાં જેટલા સમય રહ્યાં તેટલા સમયમાં પોતે રોજ ગુરુમહારાજશ્રીનું વ્યાખ્યાન અચૂક સાંભળતા અને સાથે સાથે ફુલી સ્કેપ કાગળ તથા કોપીંગ પેન્સીલ લઈનેજ જતાં અને સાંભળતાં સાંભળતાં સાથે લખતાં પણ હતાં. તેથી તેઓશ્રીની પાસે પૂ. સાગરજી મહારાજના વ્યાખ્યાનોનાં ઉતારાનો ખૂબજ મોટો સંગ્રહ હતો.

અત્યાર સુધીમાં પૂ. સાગરજી મહારાજશ્રીના વ્યાખ્યાનોના જે જે પુસ્તકો બહાર પડયા છે. તે તે લગભગ પુસ્તકોના મૂળ લેખક તેઓશ્રી જ હતાં. પોતે પોતાના હાથે પણ તે વ્યાખ્યાનના ઘણાં પુસ્તકો પ્રકાશીત કર્યા ત્યાર બાદ તેઓશ્રીએ પોતાની જ્ઞાન-સાધનાને આગળ વધારી-અને પૂ. સાધુ ભગવંત તથા અભ્યાસી વર્ગને અભ્યાસમાં સહાયક બનવાના શુભ ભાવથી કેટલાય ગ્રંથોના ભાષાંતરો જાતે કર્યા ને છપાવ્યાં.

તેમાં "સમરાદિત્ય કેવલી ચરિત્ર" ભાવનાધિકારે વંચાતો વ્યાખ્યાનનો ગ્રંથ હોવાથી તેની નકલો ખલાસ થઈ ગઇ હોવાથી આનું પુનઃ સંપાદન કરવામાં આવ્યું છે.

તેમાં-પ્રસ્તાવના-પ્રાક્કથન-અનુક્રમણિકા-પારિભાષિક શબ્દો વગેરે બધું પ્રથમ આવૃત્તિનું કાયમ રાખેલ છે.

સ્થળ :-
શ્રી શ્રમણ સ્થવિરાલય-
આરાધના ભવન, જૈન ઉપાશ્રય
પ્લોટ નં-૨૫ તલાટીરોડ
પાલીતાણા-(સૌરાષ્ટ્ર)
પોષ દશમી તા:૧૬-૧૨-૮૭

લી.
સ્વ. ગચ્છાધિપતિ આચાર્ય દેવ
શ્રી હેમસાગરસૂરિજીના શિષ્ય
મુનિ શ્રી અમરેન્દ્રસાગર
મુનિ શ્રી મહાભદ્રસાગર



# પ્ર–કા–શ–કી–ય–નિ–વે–દ–ન

સદાને માટે જ્ઞાનના કાર્યમાં રક્ત એવા સાગર સમુદાયના સ્વ. ગચ્છાધિપતિ પૂ. આચાર્ય મહારાજશ્રી હેમસાગરસૂરિજીમહારાજને ભાવભરી વંદના કરીયે છીયે.

તેઓશ્રીએ આપણા અભ્યાસી સાધુ ભગવંતો અને શ્રાવકવર્ગ પર અનેક ગ્રંથોના ભાષાંતરોકરી અનેરો ઉપકાર કર્યો છે.

છેલ્લાં થોડાક વર્ષોમાં તેઓશ્રીએ–કુવલયમાલા ભાષાન્તર-ઉપદેશમાલા–દોઘટ્ટી ટીકાનું ભાષાંતર–યોગશાસ્ત્ર સટીક ભાષાંતર, સમરાદિત્ય કેવલી ચરિત્ર ભાષાંતર–પઉમ ચરિયં ભાષાંતર –ચઉપન્નામહાપુરુષ ચરિયં ભાષાંતર વગેરે ગ્રંથોના ભાષાંતરો કર્યા. આ રીતે તેઓશ્રીએ આપના અભ્યાસી અને વ્યાખ્યાતા સાધુ ભગવંતો માટે એક મોટો ઉપકાર કર્યો તેમ કહેવું પડશે.

વર્તમાનમાં તેમના કરેલા ભાષાંતરના બધાય પુસ્તકો લગભગ અપ્રાપ્ય બની ગયા છે. એજ આ પુસ્તકની જરુરીયાતને મોટાઇ સૂચવે છે.

છેલ્લાં થોડાક સમયથી કેટલાક ભાવિકો અમારી પાસે "સમરાદિત્ય કેવલી ચરિત્રના ભાષાંતરનું પુસ્તક માંગે છે. અમે તે પુસ્તક સ્ટોકમાં ન હોવાથી આપી શકતા નથી. તેથી કેટલાક ભાવિકોની પ્રેરણાથી અમે આ પુસ્તકની બીજી આવૃત્તિ છાપવા માટે પ્રયત્ન કર્યો છે. જે આજે સફલ થાય છે. આની બીજી આવૃત્તિના સંપાદન માટે તેમનાજ શિષ્યો. પૂ. મુનિશ્રી અમરેન્દ્રસાગરજી મ. તથા પૂ. મુનિશ્રી મહાભદ્રસાગરજીને વિનંતિ કરતાં તેઓએ સહર્ષ સ્વીકાર કરી અમારાપર ઉપકાર કર્યો છે.

અને અમે આજે આનંદથી તમારા સહુના હાથમાં આ પુસ્તકની બીજી આવૃત્તિ મૂકીયે છીયે તેની કિંમત ફકત ૩૦–રૂપિયા રાખેલ છે.

આ ગ્રંથના પ્રકાશનમાં ઝડપી અને સુંદર મુદ્રણ કરી આપનાર–જિગી પ્રિન્ટર્સના માલીક શ્રી જીતુભાઈ બી. શાહનો આભાર માનીયે છીયે.

તા.૧૬-૧૨-૮૭

લી. આનંદ–હેમ–ગ્રંથમાલાવતી
દિનેશભાઈ બી. શાહ

# અ નુ ક્ર મ ણિ કા

## શ્રી સમરાદિત્ય કેવલી ચરિત્રના ભાષાંતરના ભવ-તથા વિષયોની સૂચિ.





ઇષ્ટદેવને નમસ્કાર કરવારૂપ ભાવમંગલ–ઉપોદ્ઘાત–૧–કથાના પ્રકારો–ત્રણ પ્રકારના શ્રોતા–૨–કથાસંક્ષેપ–૪–નવભવના કેટલાક વિષયોનું કોષ્ઠક–૫–

**પ્રથમ ભવ :** અગ્નિશર્માને વૈરાગ્યભાવના પેજ નં–૬ તપોવન ગમન–કુલપતિ તાપસનાં દર્શન ૭–દીક્ષા સમયે અગ્નિ શર્માની મહાપ્રતિજ્ઞા–૮–રાજાનું તપોવનમાં ગમન અને ભોજન નિમંત્રણ–૮–મહેલ વર્ણન–૯– કલ્યાણમિત્ર–૧૦–અગ્નિશર્માને પારણા માટે નિમંત્રણ–૧૧–પારણાના દિવસે રાજાને મસ્તક–વેદના–૧૨–બીજા મહિનાના ઉપવાસની પ્રતિજ્ઞા–૧૨-ફરી નિમંત્રણ–૧૩ બીજે મહિને પણ પારણા વગર પાછો ફર્યો. ૧૪–ત્રીજી વખત નિમંત્રણ સ્વીકાર–૧૫– રાજપુત્રનો જન્મોત્સવ–૧૬–ઘોર નિયાણું બાંધ્યુ–૧૭– જિંદગીપર્યંત સર્વ આહાર ત્યાગ–૧૮– રાજાનો બળાપો–સોમદેવે મેળવેલ વૃત્તાન્ત–૨૦– રાજાનું તપોવનમાં નિષ્ફળ ગમન–૨૧–રાજધાનીમાં પુનરાગમન નગરમાં આચાર્યનું આગમન –૨૨–ઉદ્યાન વર્ણન–૨૨–આચાર્યને વૈરાગ્યનું કારણ શું બન્યું ? ૨૩–વૈરાગ્યના સામાન્ય કારણો. ૨૪–પોતાને વૈરાગ્ય થવાનું વિશેષકારણ. ૨૪–મિત્રનો પૂર્વસંબંધ અને વર્તમાનની વિચિત્રાવસ્થા. ૨૫–અલ્પસુખ–ને મહાદુઃખ–૨૬–તેના ભાવી જન્મો. ૨૭ શાશ્વતસ્થાન અને તેના ઉપાયો. ૨૮–દેશ બિરતિરૂપ શ્રાવક ધર્મ–૩૦–શ્રાવકના વ્રતોના અતિચારો–૩૧– ઉત્તરોત્તર ગુણપ્રાપ્તિ–૩૨–ગુણસેન રાજાને શ્રાવક ધર્મનીપ્રાપ્તિ–૩૨–ગુણસેનની વૈરાગ્ય ભાવના અને દીક્ષા ગ્રહણ નિશ્ચય. ૩૩ અગ્નિશર્મા દેવે કરેલ ઉપસર્ગ અને ગુણસેનની અંતિમ આરાધના–૩૪–દેવોત્પત્તિ–૩૫

**બીજો ભવ :**–રાણીને સુસ્વપ્ન. ૩૭–સિંહકુમારનો જન્મ–વસંત વર્ણન–કુસુમાવલી કન્યાના દર્શન–૩૮–કુમાર–સ્વાગત–કુસુમાવલીની કામાવસ્થા ૩૯ મહારાજપુત્ર સિંહકુમાર –૪૧–સ્નેહ સામગ્રી અને સંદેશા ચિત્રો–૪૨ વિવાહવિધિ–૪૪–ધર્મઘોષ આચાર્યને વૈરાગ્યકારણ. ૪૭–અવધિજ્ઞાનીનું ચરિત્ર–૪૮–સોમાસાધ્વીનો સમાગમ અને સમ્યક્ત્વ પ્રાપ્તિ –૪૮–રુદ્રદેવ પોપટ થયો. ૫૦– સરળ ચક્રદેવની સરળતા અને માયાવી યજ્ઞદેવની માયાજાળ–૫૧–ચક્રદેવની સજ્જનતા પર અંતે સત્ય પ્રગટ થયું.–૫૪–અપકારી પ્રત્યે ઉપકાર ૫૪–ચક્રદેવની દીક્ષા–૫૫–ભાર્યાહરણ અને મિલન–૫૬–અનહકનું કમોતથી મૃત્યુ અને દુર્ગતિઓમાં ગમન. ૫૮ વીરદેવ અને દ્રોણક–૫૯–અમરગુપ્ત અને નંદયન્તી પતિ–પત્ની ૬૦–મધુ બિંદુ દૃષ્ટાંત–૬૨–દૃષ્ટાંત ઉપનય–૬૪–ધર્મનું સ્વરૂપ–૬૪–શ્રાવક ધર્મનો સ્વીકાર –૬૫–કુસુમાવલીને ગર્ભનો નિર્વેદ–૬૫–આનંદકુમારનો જન્મ અન્યત્ર પાલન–કલાભ્યાસ યુવરાજપદ–૬૬–વૈરાગ્યોત્પાદક-વિચિત્ર પ્રસંગ–૬૭–વિષમ રાજ્યકારભાર–૬૮–શત્રુની શરણાગતિ–૬૯–આનંદકુમારના રાજ્યાભિષેકની તૈયારી–૬૯–અભિમાની આનંદકુમાર–૭૦–વૈરી પુત્રે રાજાને કેદી બનાવ્યો–૭૦–તે કેદખાનું કેવું છે ?–૭૧–કુસુમાવલીની દીક્ષા–૭૧–રાજાનો આહાર ત્યાગ. અને પુત્રનો કોપ–૭૨–રાજાનો સુંદર પ્રત્યુત્તર અને અંતિમ સાધના–૭૨.

**ત્રીજો ભવ :**–શિખી કુમારનો જન્મ–૭૪–જાલિનીનો કષાય અને પુત્રનો ગૃહત્યાગ ૭૫–વિજયસિંહ આચાર્યનો સમાગમ–૭૬–અજિતદેવ તીર્થંકરના દર્શન–જોયેલ કૌતુક

## પાંચમો ભવઃ

જયકુમારનો જન્મ–૧૫૯–આચાર્ય દર્શન અને વૈરાગ્ય–પ્રશ્ન. ૧૬૦–સનત્કુમાર આચાર્ય–જયકુમારને વૈરાગ્ય થવાનું કારણ કહે છે.–૧૬૧–વિલાસવતી દર્શન ૧૬૧–મદનપરવશ બનેલો કુમાર વિલાસવતીની કામાવસ્થા–૧૬૩–ભવન ઉદ્યાનમાં ઉભયમિલન–ઉદ્યાનમાં એક સમયે સર્વઋતુઓનો સમાગમ–૧૬૫–વિલાસવતીનાં રૂપનું વર્ણન–૧૬૬–દર્શન અને વિયોગ–૧૬૭ સ્નેહ–સામગ્રીની આપલે–અનંગવતીનો અનંગ જ્વર–૧૬૮–રાણીને કુમારની હિતશિક્ષા—વિનયંધર પોતાની ઓળખ આપે છે. ૧૬૯—અનંગવતી કપટ જાળ–અને રાજાની નિવિંવેકી આજ્ઞા–૧૭૧–વિનયંધરનો વસવસો–૧૭૨–સુવર્ણભૂમિ તરફ–પ્રયાણ–બાળમિત્ર મનોરથ દત્તનો મેળાપ–૧૭૪–પટરત્ન કેવી રીતે પ્રાપ્ત થયું–૧૭૫–વહાણ ભાંગી ગયું–૧૭૬ તાપસ–કન્યા–૧૭૭–તાપસી સાથે વાર્તાલાપ–૧૭૯–આ કન્યા કોણ ? કન્યાનું ભાવીકથન ૧૮૧–કુટુંબ સ્મરણ–૧૮૨–અપૂર્વ અતિથિ દર્શનનો પ્રશ્ન–૧૮૩–વિલાસવતી સાથે લગ્ન–૧૮૪ પટરત્નનો વૃતાંત સમજાવ્યો. ૧૮૫ સ્ત્રી લોભથી સાનુદેવે સમુદ્રમાં ધક્કો માર્યો ૧૮૬–વિરહ પીડિત રાજહંસની વ્યાકુલતા–૧૮૭–વિલાસવતીનો મેળાપ–૧૮૮–વળી પાછો વિયોગ–૧૮૯–વિદ્યાધરે બચાવીને આપેલો હિતોપદેશ–૧૯૧–વિરૂદ્ધસંકલ્પવાળા દંપતીનું દષ્ટાંત–૧૯૨–મિત્ર વસુભૂતિનો મેળાપ–૧૯૪–વસુભૂતિ એ કહેલો આત્મવૃત્તાંત–૧૯૫–ઉપસર્ગોમાં અડોલ–૧૯૬–અજિત બલાદેવી સાક્ષાત્ આવી સિદ્ધ થયાં. ૧૯૭–વિદ્યાધર પરિવારનું આગમન–વિલાસવતીનું હરણ–૧૯૮–વિદ્યાધર સુભટોની યુદ્ધ સજ્જતા–૨૦૦ યુદ્ધભેરી વગડાવી–૨૦૨ વ્યૂહ રચના અને યુદ્ધ–૨૦૩–રાજ્યાભિષેક ૨૦૪–અજિત બલ-પુત્રનો જન્મ–૨૦૬–માતા–પિતાનો દીર્ઘકાળે મેળાપ–શ્રમણ સમાગમ–અને સ્વસુકૃતાદિ પ્રશ્ન–અલ્પનિદાન–મહાવિપાક–એ પ્રકારની અટવી–૨૦૮ દષ્ટાંતનો ઉપનય–૨૦૯–વિજય-કુમારનો રાજ્યાભિષેક–૨૧૧–જયકુમારની દીક્ષા–૨૧૪–ભ્રાતૃ–મુનિ હત્યા–૨૧૫

## છઠ્ઠો ભવ :

ધરણનો જન્મ–૨૧૭–લક્ષ્મીનો જન્મ અને ધરણ સાથે લગ્ન–ધરણ અને દેવનંદી શેઠ પુત્રોની સ્પર્ધા–૨૧૮–ઔષધિવલય પ્રાપ્તિ–૨૧૯–પલ્લીપતિપુત્ર– અને તેની પત્નીને જીવિત દાન–૨૨૧—નિરપરાધી ચંડાલને પણ જીવિત અપાવ્યું. ૨૨૩–ઉપકારી પર અપકાર–૨૨૪–ધરણની સજ્જનતા–૨૨૬—કૃતઘ્ન લક્ષ્મી–૨૨૭–ચંડાળનો પ્રત્યુપકાર–૨૨૯ ચોરે પણ ન સંઘરી–૨૩૦–બલિ માટે ધરણને પકડી લાવ્યા–૨૩૧–ચંડિકા મંદિરનું વર્ણન–૨૩૨–દેવી પાસે બલિ તરીકે પુરુષ–પરોપકારી ધરણની પ્રાર્થના–૨૩૩–હિંસાથી ધર્મ ન થાય–૨૩૫–અર્થની મહત્તા–સુવર્ણ પ્રાપ્તિ–૨૩૬ વ્યંતરીનો ઉપદ્રવ–૨૩૭–રત્નસારદ્વીપે રત્નોની પ્રાપ્તિ–૨૩૮ રત્નગિરિ પર્વત કેવો છે ? ૨૩૯–સુવદન અને લક્ષ્મીની અકૃતજ્ઞતા ૨૪૧–ધરણની સજ્જનતા–૨૪૫–અર્હદત્ત આચાર્યનો—સમાગમ–૨૪૭–અર્હદત્ત આચાર્ય

**સાતમો ભવ :**



**આઠમો ભવ :—**

# આ અનુવાદમાં આવતા કેટલાક પારિભાષિક શબ્દોના અર્થો

અકુશલાનુબંધ–સંસારમાં રખડાવનાર પાપ કર્મનો બંધ
અઘાતી કર્મ–વેદનીય, આયુ, નામ અને ગોત્ર એ ચાર કર્મ.
અજાતશત્રુ–કોઈનો શત્રુ નહિ કે કોઈને શત્રુ કરે નહિ તે.
અણુવ્રત–શ્રાવકનાં પહેલાં પાંચ અહિંસાદિક વ્રતો.
અતિથિસંવિભાગ–સાધુને દાન આપવા રૂપ બારમું વ્રત
અધિકરણ–છરી ચપ્પુ ઘંટ્યાદિક હિંસાના સાધન
અધ્યવસાય–મનના પરિણામ, વિચાર
અનગાર–સાધુ, મુનિ.
અનર્થદંડ–વગર સ્વાર્થે આત્મા જેથી પાપ બાંધે તે
અનુતાપ–પશ્ચાતાપ
અનુષ્ઠાન– ધાર્મિક વિધિવાળી ક્રિયાઓ
અપથ્ય=હિતકારી નહિ
અપ્રતિહત–કોઈથી સ્ખલના ન પામે તેવું
અભદ્ર–અકલ્યાણ કરનાર–અધમ.
અવધિજ્ઞાન–મર્યાદાવાળું રૂપી પદાર્થોનું ઇન્દ્રિયની સહાયતા વગરનું જ્ઞાન
અંગવિન્યાસ–શરીરનો મરોડ, હાવભાવ.
અંતરાય–વિઘ્ન કે નડતર.
અંતર્મુહૂર્ત–નવ સમયથી માંડીને ૪૮ મિનિટની અંદરનો કાળ
આકિંચન્ય–પરિગ્રહ રહિતપણું.
આચારિક–ભોજન પછી હાથ મુખ ધોવા તે.
આત્યંતિક–અતિશય, ખૂબ જ.
આરંભ–હિંસા થાય તેવું કાર્ય.
આવિચિમરણ–સમુદ્રના મોજાં પેઠે એક એક ક્ષણ જતાં દરેક ક્ષણે આયુષ્ય પર તેનું મરણ
આશ્રવ–આત્મામાં કર્મોનું આવવું.

આસ્તિક્ય–જીવ, પુણ્ય, પાપ, સ્વર્ગ, નરક, મોક્ષ, પરલોક આદિ અતીન્દ્રિય પદાર્થોની માન્યતા.
ઉદ્‌ગમ–ઉત્પન્ન થવું તે
ઉપમાતીત–જેના માટે ઉપમા મળી ન હોય.
ઉપશમ–આત્મામાં ક્રોધનો અભાવ, સમતાભાવ
ઉપસર્ગ–હેરાનગતિ
ઉપાદેય–આદરવા યોગ્ય.
એષણા–દોષ વગરની ભિક્ષા શોધવાની સાવધાની.
કર્મગ્રંથી–કર્મની ગાંઠ.
કર્મક્ષય–કર્મનો સર્વથા–નિર્મૂળનાશ
કર્મક્ષયોપશમ–કર્મનો અંશે નાશ, અંશે દબાઈ રહેવું તે.
કર્મપરિણતિ–પાપોદય–કર્મસ્વભાવ
કર્મમલ–કર્મરૂપ મેલ
કષાય–સંસાર વધારનાર ક્રોધાદિક કષાયો.
કાંક્ષા–પરધર્મની અભિલાષા
કાલઘંટ–મૃત્યુ સમય
કાંચન–સુવર્ણ
કુક્ષિ–પેટ
કુલગૃહ–પીયર
કુશલબીજ–પુણ્યાનુબંધી પુણ્ય
કૂટ–ખોટું.
કૃતાર્થ–જેનું કાર્ય સિદ્ધ થાય તેવો મનુષ્ય
ખરકર્મ–નિર્દયતાવાળું કાર્ય.
ગાત્ર–શરીરના અવયવો
ગર્ભાગામી–જન્મથી માંડી [illegible]
ગવેષણા–જુઓ 'એષણા' શબ્દ
[illegible]–ગુણનું અનુમાન
ગોરસ–ઘી, દૂધ, દહીં, માખણ
[illegible]–અનિયત [illegible] ન [illegible] નગની જોડ.

ઘુણાક્ષર ન્યાય–લાકડાના ઘુણા નામના કીડાએ કોલીને અણધાર્યા કરેલા અક્ષરના આકાર
ઘોલના–પર્વતની નદીમાં આપોઆપ ઘસાઈને તૈયાર થયેલો ગોળપથ્થર.
ચીનાંશુક–ચીન દેશમાં બનેલા રેશમી વસ્ત્રો.
ચૂડામણિ–મસ્તક કે મુગટનો મણિ.
દિશિપરિમાણ–દિશાઓમાં જવા આવવાનું રાખેલ માપ.
દુરાગ્રહ–ખોટો હઠાગ્રહ
દુર્વાંકુર–ઘાસની લીલી ધરો
દુષ્પ્રતિલેખન–ગમે તેમ નજર કર્યા વગર વસ્ત્રાદિકની પડિલેહણ–પ્રતિલેખના કરવી તે.
દેવચ્છંદક–સમવસરણમાં બીજી પોરિસીમાં પ્રભુને બેસવાનું અલાયદું સ્થાન.
દેસાવગાસિક–શ્રાવકનું ૧૦ મું વ્રત.
દ્રોણમુખ–ચારસો ગામમાં એક મનોહર ગામ.
ધરા–પૃથ્વી.
ધાતુક્ષેત્ર–સુવર્ણ આદિ ધાતુ નીકળવાનાં સ્થાનો.
નાગવલ્લી–નાગરવેલના પાનનો વેલો.
નિયાણુ–કરેલા તપ સંયમના અલ્પ સંસારિક ફળની માગણી કરવી.
નિરવદ્ય–પાપ વગરના
નિર્જરા–સ્વેચ્છાએ તપઆદિ દ્વારા વધારે કર્મોને ખપાવવા.
નિષ્પુણ્યક–દરિદ્ર.
પટરત્ન–દીવ્યવસ્ત્ર.
પરિગ્રહી–ધન અને બીજા પદાર્થોની મમતાવાળો.
પલ્યોપમ–લાંબો કાળ બતાવનાર એક માપ.
પર્યુપાસના–સેવા–ભક્તિ–વૈયાવચ્ચ.
પર્ષદા–સભા
પરંપરા–એક પછી બીજુ, ત્રીજું એમ ચાલુ રહેવું.
પહોર–દિવસ કે રાત્રીનો ચોથા ભાગનો કાળ.
પંચત્વ–મરણ.
પરિકર્મિત–સંસ્કારવાળું કરેલ, કમાવેલ,
પરિકલેશ–દુઃખ.
પાદપોપગમન અનશન–પડી ગયેલા વૃક્ષ માફક અનશન કરીને હાલ્યાચાલ્યા વગર સ્થિર પડી રહેવું તે નામનું અનશન.
પીઠસર્પી–પીઠથી ચાલનાર.
પૌષધ–શ્રાવકનું ૧૧મું વ્રત.
પ્રતિષેધ–રોકવું, અટકાવવું.
પ્રદોષ સમય–રાત્રીની શરૂઆતનો સમય.
પ્રમાદ–ધર્મમાં શિથિલતા–આળસ.
પ્રવ્રજ્યા–દીક્ષા
પ્રશસ્ત–સુંદર
બોધિ–શ્રધ્ધા–રુચિ.
ભાંડાગારિણી–આભૂષણ આચવનારી સ્ત્રી.
ભૃગુપાત–જાણીબુઝીને પહાડ આદિ ઊંચા સ્થાનેથી પડી મરી જવું.
મદન–કામદેવ.
મનઃપર્યવજ્ઞાન–બીજાએ વિચારેલા એવા મનોભાવ જાણવાની વિશિષ્ટ જ્ઞાનની શક્તિ.
મસૃણતા–ચીકાશદાર કે સુંવાળાપણું.
મંજુષા–પેટી કે દાબડી.
માંડલિ વાચના–પ્રતિક્રમણ આદિ સમયે સાધુઓ વર્તુલાકારે બેસે તે.
મિથ્યાત્વ–વિપરીત માન્યતા.
મુખરિત–વાચાળ.
મૂઢતા–અજ્ઞાનતા–મૂર્ખતા.
મૈત્રીભાવ–પોતા સરખા દરેકને માનવા–વાત્સલ્યભાવ.
મોદકંદ–પાણીમાં ઉત્પન્ન થનાર એક કંદ.
યથાપ્રવૃત્તકરણ–વગર ઈચ્છાએ ઘુણાક્ષર ન્યાયે કેટલાક કર્મ ખપી જાય તેવા કષ્ટ સહન કરવા, અગર તેવા પ્રકારના શુભ પરિણામ આવી જવા.
યોનિ–જીવને ઉત્પન્ન થવાનું સ્થાન.
રત્નાકર–સમુદ્ર.
લેશ્યા–મનના તેવા ઊંચા–નીચા વિચારો–પરિણામો.

વિમર-ફેરફાર થવો

વિભ્રમ-ભ્રાન્તિ, શૃંગારવાળી ચેષ્ટા, શોભા, ઉતાવળથી અયોગ્યસ્થાને આભૂષણ પહેરવું, ઉતાવળ

શકટવ્યૂહ-ગાડા આકારે સૈન્યની ગોઠવણી

શાશ્વત-કાયમી, છેડા વગરનું

શિક્ષાવ્રત-સામાયિકાદિ શ્રાવકના ૯-૧૦-૧૧-૧૨ વ્રતો

શીલાંગ-શીલ-ચારિત્રના ભેદો

શૈલેશી-મેરુ માફક અડોલ આત્મા બને તેવું કરણ

સૂક્ષ્મ-બારીક

સમ્યગ્દૃષ્ટિ-સાચી માન્યતાવાળો, ૪થા ગુણસ્થાનનો સ્વામી

સન્નિવેશ-ઓછી વસ્તીવાળું સ્થાન

સન્નિપાત-ત્રિદોષ તાવ

સમારંભ-હિંસા થાય તેવા કાર્યો કરવા

સંક્લેશ-માનસિક સંતાપ

સંયત-સાધુ

સંવેગ-સંસારના સુખને દુઃખ સ્વરૂપ માનવું

સાગરોપમ-કાળગણતરીનું મોટું માપ

સામાયિક-શ્રાવકનું નવમું વ્રત-સમરૂપગદિત

સિદ્ધિગામી-મોક્ષે જનાર

સિદ્ધાયતન-દેવમંદિર

# ⊠ સાદર-સમર્પણ ⊠

आगमोद्धारकर्त्तारं, शैलाणेश प्रबोधकम् ।
ध्यानस्थस्वर्गतंनौमि, सूरिमानन्दसागरम् ॥



○ જે સમયે ચતુર્વિધસંઘમાં જ્ઞાન પ્રત્યે જેવો જોઈયે તેવો આદર થતો ન હતો.
○ જે સમયે એકલા તપને ક્રિયાને કર્મક્ષયના સાધનો મનાતાં હતાં.
○ જે સમયે આગમોનું વાંચન દુર્લભ બન્યું હતું.
○ જે સમયે આગમોની હસ્તલિખિત પ્રતિઓ મલતી નહોતી. અને કોઈ આપતા પણ ન હતાં. એવા સમયે પૂ. સાગરજી મહારાજે.

ज्ञानक्रियाभ्यांमोक्षः-पढमं नाणं तओ दया-सम्यग्दर्शनज्ञानचारित्राणि-मोक्षमार्गः ज्ञानस्य फलं विरति :—વિષમકાલ જિનબિંબ-જિનાગમ-ભવિયણકું આધારા—આ વાકયોનો સાચો મર્મ સમજાવવા માટે અને તેને પમાડવા માટે સહુપ્રથમ તેઓ શ્રીએ :—

卐 આગમો છપાવવાની શુભ શરૂઆત કરી.
卐 આગમોને ચિરસ્થાયી બનાવવા માટે આગમ મંદિર બનાવી શીલા અને તામ્રપત્રોમાં આગમોને સ્થાપન કર્યા.
卐 આગમોના ભાવોને સમજાવવા માટે મોટી સાત વાચનાઓ આપી.
卐 આગમોના અર્થોને સમજાવવા માટે આગમશબ્દ કોષ (ચાર ભાગ) ની રચના કરી. (જે છપાઇને બહાર પડી ગયા છે.)
卐 અને આગમોમાં આવતા પ્રસંગોના ચિત્રોની કલ્પના કરી તેનું લેખન કરાવ્યું. પાછળથી તે ચિત્રો પાલીતાણામાં આગમ મંદિરમાં સ્વાધ્યાય મંદિરમાં મૂકવામાં આવ્યા.

○ આવા અનેકાનેક કામો કરી પોતાના આગમોદ્ધારક બિરૂદને વાસ્તવિક રીતે સફલ કરનાર પરમ - પૂજ્ય-સ્વર્ગત - આગમોદ્ધારક આચાર્ય મહારાજશ્રી **આનંદસાગર સૂરીશ્વરજી** મ. સાહેબના **કરકમલમાં સાદર સમર્પણ.**

શ્રી શ્રમણ સ્થવિરાલય, જૈન ઉપાશ્રય
પાલીતાણા-(સૌરાષ્ટ્ર)
પીનકોડ : ૩૬૪૨૭૦

લી. સ્વ. ગ. આચાર્ય મ. શ્રી
હેમસાગર સૂરિજીના શિષ્યો
**મુનિ અમરેન્દ્રસાગર તથા**
**મુનિ મહાભદ્રસાગરની**
**વંદનાવલી**

## પૂ. આચાર્યશ્રીના અનુવાદિત સંશોધિત અને

# સંપાદિત પૂર્વાચાર્ય કૃત પ્રાકૃત–સંસ્કૃત મહાગ્રંથો

સં. ૧૯૯૩ માં સજ્જન સન્મિત્ર છપાવ્યું.
સં. ૧૯૯૪ માં ઔપપાતિક સૂત્ર સંપાદન કર્યું.
સં. ૧૯૯૯ માં ભગવતીજી ૮ મા શતકના વ્યાખ્યાનો છપાવ્યા.
સં. ૨૦૦૭ માં ભગવતીના ૧૦૮ વ્યાખ્યાનો છપાવ્યા.
સં. ૨૦૦૯ માં આગમોધ્ધારક દેશના સંગ્રહ છપાવ્યો.
સં. ૨૦૦૯ માં આગમોધ્ધારક દેશના સમુચ્ચય ભાગ ૧ લો.
સં. ૨૦૧૨ માં પર્વ વ્યાખ્યાન છપાવ્યું.
સં. ૨૦૧૪ માં ઉપદેશમાલા દોઘટ્ટીટીકા સંશોધન કરાવી છપાવી.
સં. ૨૦૧૫ માં અંતિમ સાધના પુસ્તિકા લખી.
સં. ૨૦૧૬ માં માટુંગા (મુંબઇ) ભગવતી દેશના સમુચ્ચય ભાગ ૧–૨ છપાવ્યો
સં. ૨૦૧૭ માં સાયન (મુંબઇ) ઉદ્યોતનસૂરિવિરચીત પ્રાકૃત–કુવલયમાલા અનુવાદ લખ્યો.
સં. ૨૦૨૧ માં યોગશાસ્ત્ર–સટીકનો અનુવાદ કર્યો.
સં. ૨૦૨૨ માં શીલાંકાચાર્ય કૃત તથા પ્રાકૃત ચઉપન્ના મહાપુરૂષચરિયંનો અનુવાદ.
સં. ૨૦૨૩ માં પ્રવચનશ્રેણી ભાગ–૧ લો છપાવ્યો.
સં. ૨૦૨૫ માં વિમલસૂરિ–વિરચીત પઉમચરિયં અર્થાત જૈન મહારામાયણનો અનુવાદ કર્યો
સં. ૨૦૪૬ માં મહાનિશીથ શ્રુતસ્કંધનો સંપૂર્ણ અનુવાદ હસ્તલિખિત નકલો કરાવી—
સં. ૨૦૨૬ માં દાદર (મુંબઇ) પ્રવચન શ્રેણી ભા. ૨–૩ છપાવ્યો.
સં. ૨૦૨૭ માં પાયધુની (મુંબઇ) માં હરિભદ્રસૂરિમૂળ અને ચંદ્રસૂરિ ઉપદેશ પદ સટીકનો અનુવાદ કરી છપાવ્યો.
સં. ૨૦૨૯ માં સુરત નવાપુરામાં શ્રી મહાવીર સ્વામીના હસ્તલિખીત ધર્મદાસ ગણિ વિરચીત ઉપદેશમાલા અને તેના ઉપર રત્નપ્રભસૂરિ કૃત દોઘટ્ટીટીકા જે અપ્રસિદ્ધ હતી તે હસ્ત લિખિત પ્રત ઉપરથી મૂળગ્રંથ પ્રતાકારે શુદ્ધ કરી છપાવેલ તેમજ ૧૪૦૦૦ શ્લોક પ્રમાણ તે જ મહાગ્રંથનો અક્ષરશઃ અનુવાદ કરી સંપાદન કરેલ છે. પૂ. આગમોધ્ધાક ગુરૂદેવશ્રીએ ખાસ કહેલું કે દોઘટ્ટીટીકા ખાસ છપાવવા જેવી છે. તે વાત લક્ષમાં રાખી ગ્રંથ છપાવવાની મંગળ શરૂઆત કરી હતી.
સં. ૨૦૩૦ માં રાજકોટમાં પ્રવચન શ્રેણી ભાગ ૪–૫ પણ છપાવ્યો. સાધુ સાધ્વી–ઉપયોગી–ક્રિયા–સૂત્રો પરિશિષ્ટ સાથે છપાવ્યા છે.
સં. ૨૦૨૨ માં ભવવિરહાંક શ્રીમદ્ હરિભદ્રસૂરિ વિરચિત પ્રાકૃત ભાષાનો સમરાદિત્ય કેવલીચરિત્ર ભાષાન્તર કરી છપાયેલ તેની–બીજી આવૃત્તિ.
સં. ૨૦૪૪ માં આ–સંપાદક મુનિશ્રી અમરેન્દ્ર સાગરજી, શ્રી મહાભદ્ર સાગરજીએ છપાવી છે.

# શુદ્ધિ પત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૨૩ | ભગતંતો | ભગવંતો |
| ૫ | ૮ | ગ્રવેયક | ગ્રૈવેયક |
| ૮ | ૭ | દારિદ્ર | દ્રારિદ્ર |
| ૧૫ | ૪ | મેરી | ભેરી |
| ૨૮ | ૧૬ | ગુખને | સુખને |
| ૩૧ | ૮ | અપધ્યાય | અપધ્યાન |
| ૩૨ | ૪ | શય્યા | શૈય્યા |
| ૩૨ | ૧૩ | કર્મસ્થિતતિ | કર્મસ્થિતિ |
| ૪૮ | ૧૩ | રાગ | વૈરાગી |
| ૭૦ | ૬ | માખીઓના | માંખીઓના |
| ૭૧ | ૧૩ | કુસુમવાલી | કુસુમાવલી |
| ૯૫ | ૧૩ | ચેરેરાજ્યભંડાર | ચારે રાજ્ય ભંડાર |
| ૧૦૪ | ૨૨ | જલિનીએ | જાલિનીએ |
| ૧૩૬ | ૨૩ | લાગ્ગ | લવંગ |
| ૧૬૩ | ૨૨ | ચો | તો |
| ૧૬૦ | ૩૩ | આજ્ઞ | આજ્ઞા |
| ૧૬૮ | ૮ | મયે | સમયે |
| ૧૭૬ | ૩૦ | દોદડાં | દોરડાં |
| ૧૭૬ | ૩૦ | ક ? | કરી |
| ૧૭૦ | ૧૧ | રહ્યા | રહ્યો |
| ૧૯૧ | ૧૯ | એવી | કેવી |
| ૧૯૩ | ૨૦ | વિલાસતી | વિલાસવતી |
| ૨૦૪ | ૧૦ | મદ્દગર | મુદ્દગર |
| ૨૨૫ | ૨૩ | ચિંતાવતો | ચિંતવતો |
| ૨૩૯ | ૧૮ | દ્વાપે | દ્વીપે |
| ૨૫૧ | ૨૧ | અંગન | અંગના |
| ૨૫૨ | ૧૫ | સ્ખાલના | સ્ખલના |
| ૨૫૩ | ૨ | કાશાંબી | કૌશાંબી |
| ૨૬૦ | ૧૦ | બનેએ | બંનેએ |
| ૨૮૯ | ૨ | બોલત | બોલતાં |
| ૩૦૯ | ૨૭ | સિકબંધી | સંબંધી |
| ૩૦૯ | ૨૭ | સલષ્ટ | સંકિલષ્ટ |
| ૩૧૭ | ૨ | કરતી | કરતાં |
| ૩૧૮ | ૧ | સવ | સર્વ |
| ૩૩૨ | ૨૯ | રિથળ | સ્થળ |
| ૩૩૫ | ૪ | ત્હ્યું | કહ્યું |
| ૩૩૯ | ૫ | ભિૂત | ભૂતિ |
| ૩૩૯ | ૧૨ | મોહધીન | મોહાધીન |
| ૩૪૯ | ૪ | ઇન્દ્રજાળ | ઇન્દ્રજાળના |
| ૩૫૫ | ૨૮ | પડી | પકડી |
| ૩૬૦ | ૧૫ | કશ | કહ્યું |
| ૩૭૭ | ૩૩ | વહિનમાન | વન્હિમાન |
| ૪૦૧ | ૧૧ | કાડા | ક્રીડા |
| ૪૦૪ | ૨૬ | દાખવા | દાબવા |
| ૪૦૭ | ૨૨ | પુરાજનો | પુરજનો |
| ૪૦૯ | ૧૪ | દુષમા | દુષમ દુષમા |
| ૧૧૫ | ૧૦ | ઉદયથી | તેના– ઉદયથી |
| ૪૨૩ | ૧૨ | પારમંત્ર્ય | પારતંત્ર્ય |

ઉપદેશ-માલા-ટીકા

અંતીમ સાધના

કુવલય માલા ભાષા

યોગશાસ્ત્ર ભાષા

ઉપદેશ માલા ભાષા

ઉપદેશ પદ ભાષા

ચઉપન્નાચરિયંભાષા

પઉમ ચરિયં ભાષા

સમરાઇચ્ચ કહા ભાષા

પર્વ દેશના વ્યા.

દેશના સમુચ્ચય ૧-૨.

પ્રવચનશ્રેણી ૧થી ૬.

ભગવતિ-૮મું-શતક

દેશના સમુચ્ચય ૧-૨.

આનંદ સુધા સિંધુ ૧૨

સિદ્ધચક્ર મહાત્મ્ય

જંબુ સ્વામી ચરિત્ર પ્રા.

જ્ઞા
ન
દી
પ

સ્વ.ગ.પૂ.આ.મ.

શ્રી હેમસાગરસૂરિ મ.ની

# જ્ઞાનસાધના

••• રચયિતા •••

પૂ.મહાભદ્રસાગરજી મ.સા.

श्रीशंखेश्वरपार्श्वनाथस्वामिने नमो नमः ।

अनन्तलब्धिनिधानाय श्रीगौतमगणधराय नमः ।

प. पू. परमोपकारिणे आगमोद्धारक-श्रीआनन्दसागरसूरिवराय नमः ।

આચાર્ય-શ્રીહરિભદ્રસૂરિવર-રચિતા સમરાઇચ્ચ-મહાકહા

# પ્રાકૃત સમરાદિત્ય-મહાકથાનો

## ગૂર્જરાનુવાદ



पणमह विजिअ-सुदुज्जय-निज्जिअ-सुर-मणुअ-विसमसर-पसरं ।
तिहुअण-मङ्गल-निलयं, वसहगइगयं जिणं उसहं ॥

### ઇષ્ટદેવને નમસ્કાર કરવા રૂપ ભાવમંગલ

દેવો અને મનુષ્યોને હરાવનાર અતિદુર્જય એવા કામદેવને જિતનારા, ત્રિભુવનમાં મંગલસ્થાનરૂપ, વૃષભ સરખી શુભગતિવાળા ઋષભજિન-આદીશ્વર ભગવંતને તમે પ્રણામ કરો. તેમજ શ્રેષ્ઠ વૃદ્ધિ પામતી ભાવલક્ષ્મીવાળા તથા માન આદિ ચારે કષાયોને વિનષ્ટ કરનાર, કેવલજ્ઞાનવાળા, અયોગી, યોગીઓના સ્વામી અને પોતાની મેળે બોધ પામેલા, વર્ધમાનસ્વામીને તમે નમસ્કાર કરો. તથા જન્મ, વૃદ્ધાવસ્થા અને મરણના બંધનથી સર્વથા મુક્ત થયેલા, ત્રણ લોકના મસ્તક પર બિરાજમાન એવા બીજા બાવીશે તીર્થંકર ભગવંતોને પણ તમે ભાવથી નમસ્કાર કરો. તીર્થ-પ્રવર્તન-સમયે દેવતાઓએ મૂકેલી, વાચાળ ભમરાઓના સમૂહ વડે યુક્ત એવી જિનેશ્વરો પર વરસેલી કુસુમ-વૃષ્ટિ તમને મંગલરૂપ થાઓ. દેવો, વિદ્યા-સિદ્ધો અને મનુષ્યોના વૃન્દ વડે આદરપૂર્વક નમન કરાએલી, તીર્થંકરોના વદન-કમળમાંથી નીકળેલી મનોહર વાણી તમને સુખ આપો.

### ઉપોદ્‌ઘાત

બહુ વિસ્તારથી સર્યું. શ્રવણ કરવા યોગ્ય તમે સાંભળો, તથા પ્રશંસા કરવા યોગ્યની પ્રશંસા કરો, તથા ત્યાગ કરવા યોગ્યનો ત્યાગ કરો અને આચરવા યોગ્યને તમે આચરો. તેમાં, મનુષ્યોનાં દેવોનાં અને મોક્ષનાં સુખને કરનારાં, સર્વજ્ઞ ભગવંતોનાં જગતમાં પ્રતિ-ષ્ઠિત યશવાળાં, અર્થ વડે સારભૂત એવાં વચનો સાંભળવાં જોઇએ અને જે એવાં કથનો

હોય, તે જ પંડિત પુરુષોને પ્રશંસા કરવા યોગ્ય છે. તે સર્વજ્ઞોએ જ કહેલાં એવાં તે સમ્યક્ત્વ, જ્ઞાન અને ચારિત્ર છે. તેમજ દુર્ગતિનાં કારણભૂત એવાં મિથ્યાત્વાદિક, તથા લોક-વિરુદ્ધ કાર્યોનો ત્યાગ કરવો જોઇએ. કોઇ પ્રકારની અભિલાષા રાખ્યા વગર-નિષ્કામવૃત્તિથી દુર્ગતિનો નાશ કરનાર અને ચિંતામણિરત્ન સમાન એવા સમ્યક્ત્વ, જ્ઞાન અને ચારિત્ર-ધર્મની આચરણા કરવી જોઇએ. અહીં શ્રવણ કરવા યોગ્ય ચાલુ પ્રબંધમાં શ્રોતાઓએ, સર્વજ્ઞ ભગવંતોએ કહેલા પદાર્થો સાંભળવા જોઇએ, તે અધિકાર કહેલો છે. તેથી સર્વજ્ઞ-ભાષિત સાથે સંબદ્ધ, ભવ્યાત્માઓને પરમ આનંદકારી સંક્ષિપ્ત હોવા છતાં મહાઅર્થથી યુક્ત એવી ચરિત-કથાને હું કહીશ, તે તમે સાંભળો.

તેમાં, ત્રણ પ્રકારની કથા-વસ્તુ છે-એવો પૂર્વાચાર્યોનો પ્રવાદ છે, તે આ પ્રમાણે— ૧ દિવ્ય, ૨. દિવ્ય-માનુષ્ય અને ૩. ફક્ત મનુષ્ય-સંબંધી, તેમાં ૧. દિવ્ય-કથા એ કહેવાય, જેમાં માત્ર દેવતાઓનું ચરિત્ર વર્ણવાય. ૨. જેમાં દેવ અને મનુષ્ય સંબંધી સાથે વર્ણન કરાય, તે દિવ્ય-મનુષ્ય-કથા અને ૩. જેમાં ફક્ત મનુષ્ય સંબંધી કથા હોય, તે મનુષ્ય-કથા.

## કથા-પ્રકારો

અહીં સામાન્ય રીતે ચાર પ્રકારની કથાઓ હોય છે. ૧. અર્થકથા, ૨. કામકથા, ૩. ધર્મકથા અને ૪. સંકીર્ણકથા. તેમાં ૧. અર્થ એટલે ધનોપાર્જન-સંબંધીકથા, તે અર્થકથા, અસિ, મષિ, કૃષિ, વેપાર, શિલ્પસંબંધી, વિચિત્ર ધાતુવાદ, સુવર્ણસિદ્ધિ વગેરે મોટા ઉપાયવાળી તથા સામ, ભેદ, દાન દંડાદિ સંબંધી કહેલી હોય તે અર્થ-કથા કહેવાય. ૨. જે કામ-પ્રાપ્તિના કારણભૂત વિષયવાળી, ધન, શરીર, વય, કળા, દાક્ષિણ્ય-યુક્ત, અનુરાગ, રોમાંચ, સત્કાર, યોગ સંબંધી, દૂતી-કાર્ય, સુરત-ક્રીડાવિષયક અનુવર્તનાદિ પદાર્થ જેમાં કહેલા હોય, તે કામ-કથા કહેવાય ૩. જે ધર્મ-પ્રાપ્તિના કારણભૂત ક્ષમા, નમ્રતા, સરળતા, નિર્લોભતા, તપ, સંયમ, સત્ય, શૌચ, આકિંચન્ય અને બ્રહ્મચર્યની પ્રધાનતાવાળી, તેમજ અણુવ્રતો, દિશિ-પરિમાણ, અનર્થદંડ-વિરતિ, દેશાવકાશિક, સામાયિક, પૌષધોપવાસ, ઉપભોગ-પરિભોગ-પરિમાણ અને અતિથિ-સંવિભાગ વ્રતવાળી, અનુકંપા, અકામ-નિર્જરા-આદિ પદાર્થવાળી હોય, તે ધર્મકથા કહેવાય. ૪. તથા ધર્મ, અર્થ, કામરૂપ ત્રણવર્ગના સંબંધવાળી કાવ્ય-કથા-ગ્રંથના અર્થનો વિસ્તાર કરનારી, લૌકિક-વેદશાસ્ત્રમાં પ્રસિદ્ધ ઉદાહરણ, હેતુ અને કારણ-યુક્ત હોય, તે સંકીર્ણ (મિશ્ર) કથા કહેવાય.

## ત્રણ પ્રકારના શ્રોતા

આ કથાઓના શ્રોતા ત્રણ પ્રકારના હોય છે. તે આ પ્રમાણે : ૧. અધમ, ૨. મધ્યમ અને ૩. ઉત્તમ. તેમાં ક્રોધ, માન, માયા અને લોભથી આચ્છાદિત મતિવાળા, પરલોકનાં દર્શનથી પરાઙ્મુખ, આ લોકને જ પરમાર્થરૂપે દેખનારા, જીવો ઉપર દયા વગરના, તામસ

સ્વભાવવાળા, દુર્ગતિમાં જવા માટે તૈયાર થએલા, અધમ પુરુષો સદ્‌ગતિથી વિરુદ્ધ પ્રકારની, ખરી રીતે કહીએ તો ઘણા અનર્થવાળી અર્થકથા સાંભળવા માટે તૈયાર થાય છે.

તથા શબ્દાદિક વિષય–વિષથી મુંઝાએલ મનવાળા, આત્માના ભાવશત્રુ અને ઇંદ્રિયોની અનુકૂળતા પ્રમાણે વર્તનારા પરમાર્થ–માર્ગની વિચારણા ન કરનારા, આ સુંદર છે, આ વધારે સુંદર છે—એવા સુંદર–અસુંદરમાં નિશ્ચિત મતિ વગરના, રાજસ–સ્વભાવવાળા ૨. મધ્યમ પુરુષો, પંડિત પુરુષો-વડે હાસ્ય કરવા યોગ્ય, માત્ર વિડંબના કરનારી, આ ભવ અને પરભવમાં દુઃખ વધારનાની કામ–કથામાં આસક્ત થાય છે. જેઓ વળી લગાર વધારે સુંદર, ઉભય લોક વિષે અપેક્ષા રાખનારા, વ્યવહારનય–મતથી કુશળ, પરંતુ પરમાર્થથી સારભૂત એવા પાપ–ત્યાગના વિજ્ઞાનથી રહિત, તુચ્છ ભોગોમાં બહુમાન ન કરનારા, પરંતુ ઉદાર ભોગોમાં તૃષ્ણા–રહિત ન થયેલાં, કાંઈક સાત્ત્વિક મધ્યમ પુરુષો, તેઓ આશય–વિશેષથી સદ્‌ગતિ અને દુર્ગતિની કેડીરૂપ, જીવ અને લોક–સ્વભાવમાં મુંઝવનારી, સમગ્ર રસના ઝરણાવાળી, જુદા જુદા પ્રકારના ભાવ પ્રગટ કરવાના કારણભૂત સંકીર્ણ (મિશ્ર)-કથા સાંભળવા માટે તૈયાર થાય છે.

જેઓ વળી જન્મ જરા, અને મરણથી ઉત્પન્ન થએલ વૈરાગ્યવાળા, જન્માન્તરના કુશળ પુણ્ય–યોગે ભાવિતમતિવાળા, કામ–ભોગોથી કંટાળેલા, પાપલેપથી ઘણે ભાગે મુક્ત બનેલ', મોક્ષના સ્વરૂપને જાણનારા, નજીકના કાળમાં સિદ્ધિગતિની પ્રાપ્તિ કરનારા, એવા તે ઉત્તમ–સાત્ત્વિક પુરુષો સ્વર્ગ અને નિર્વાણમાર્ગે ચડાવનારી, પંડિત પુરુષોથી પ્રશંસા કરવા યોગ્ય, તથા સમગ્ર કથાઓમાં સુંદર, મહાપુરુષોએ સેવન કરેલી એવી ધર્મ–કથામાં જ આસક્ત થાય છે-તે સાંભળવા તૈયાર થાય છે. તેથી હું પણ દિવ્ય-માનુષ વસ્તુ સંબંધી ધર્મ–કથા કહીશ.

નિષ્કારણ પરોપકાર કરવામાં તત્પર, પરમપદનો માર્ગ પામેલા, તૃણ અને મણિ, મોતી અને કાંકરા, કંચન અને કથીર પ્રત્યે સમભાવવાળા, શાશ્વત મોક્ષ-સુખમાં જ માત્ર રાગ કરનારા એવા ધર્મશાસ્ત્રકારોએ કહ્યું છે કેઃ—

“ધર્મથી સારા કુળમાં જન્મ, ધર્મથી જ દિવ્યરૂપની પ્રાપ્તિ, ધર્મથી જ ધન–સમૃદ્ધિ, અને ધર્મથી જ અતિ–વિસ્તારવાળી કીર્તિ પ્રાપ્ત થાય છે. ધર્મ અતુલ મંગલ અને સર્વ દુઃખોનો વિનાશ કરનાર અતુલ ઔષધ છે. ધર્મથી જ વિપુલ બળ મળે છે. ધર્મ જ રક્ષણ કરનાર અને શરણ છે. વધારે કહેવાથી શું ? આ સમસ્ત જીવલોકમાં ઇન્દ્રિયોને અને મનને મનોહર જે કંઇ દેખાય છે, તે સર્વ ધર્મનું જ ફળ છે. ભયંકર મરણ–કાળે દુઃખથી ઉપાર્જન કરેલ હોય, તેવા પણ ધનને, દેહને અને સ્વજનને છોડીને એક માત્ર સુંદર સહાય કરનાર હોય તો તે ધર્મ છે. ધર્મ દેવલોક પ્રાપ્ત કરાવે છે, ત્યાર પછી સુમનુષ્યત્વ પ્રાપ્ત કરાવે છે. તેથી દુઃખથી વિમુક્ત શાશ્વત સુખવાળો મોક્ષ ટૂંકા કાળમાં પ્રાપ્ત કરાવે છે. જાણનાર મનુષ્ય

ધર્મને કરે છે જે મધ્યસ્થ કુશળ પુરુષ હોય, તે સર્વજ્ઞ-ભગવંતે કહેલી ધાર્મિક કથાઓ જાણે અને સાંભળે છે. તેથી પ્રથમ ધર્મ-ગુણ-પ્રાપ્તિના કારણભૂત એવી આરાધક અને વિરાધકના ગુણ-દોષને જણાવનારી ધર્મકથારૂપ શ્રેષ્ઠ ચરિત-કથા કહીશ.

## કથા-સંક્ષેપ

પૂર્વના નવ ભવો સાથે સંબંધવાળું, ભવ્ય જીવોને વૈરાગ્ય કરનાર, એવું અવંતિના રાજા સમરાદિત્યનું ચરિત્ર હું કહું છું, તે તમે સાંભળો. આ બંનેના ભવો અનેક થયા છે, પરંતુ તે સર્વ ઉપયોગી નથી. નવ ભવોની અંદર પરસ્પર-એક-બીજાનો સહયોગ થયો છે, તે કારણથી આ નવની સંખ્યા કહી છે. જેવી રીતે તે ચંડાળ ગિરિસેનનો ઉપસર્ગ સહન કર્યા પછી, કેવલજ્ઞાન ઉત્પન્ન થતાં તે જ (સમરાદિત્ય) ભગવંતે વેલંધર દેવતા તથા મુનિચંદ્ર રાજા, રાણી નર્મદાદેવી વગેરેને સંક્ષેપથી સ્પષ્ટાર્થવાળું આ ચરિત્ર કહ્યું, તેવી રીતે હું પણ કહીશ. આ સંબંધમાં પૂર્વાચાર્યોએ કહેલું છે કે ૧. ગુણસેન રાજપુત્ર તથા અગ્નિશર્મા પુરોહિતપુત્ર, ૨. સિંહ રાજા અને આનંદકુમાર પિતા-પુત્ર. ૩. શિખીકુમાર અને જાલિની પુત્ર અને માતા, ૪ ધન અને ધનશ્રી પતિ-પત્ની, ૫. જય અને વિજય એક માતાના પુત્ર અર્થાત્ સગા બે ભાઈઓ, ૬. ધરણ અને લક્ષ્મી પતિ-ભાર્યા. ૭. સેન અને વિષેણ પિતરાઈ ભાઈઓ સાતમા ભવમાં થયા. ૮. ગુણચંદ્ર અને વાનવ્યંતર આઠમાં ભવમાં, અને ૯. છેલ્લા નવમા ભવમાં સમરાદિત્ય અને ગિરિસેન ચંડાળ. એકને નવમા ભવે મોક્ષ અને બીજાને અનંત કાળ સુધી સંસાર-પરિભ્રમણ કરવું પડે છે.

નગરોનાં નામ પણ જણાવે છે. ૧. ક્ષિતિપ્રતિષ્ઠિત, ૨. જયપુર, ૩. કૌશાંબી, ૪. સુશર્મનગર, ૫. કાકંદી, ૬. માકંદી, ૭. ચંપા, ૮. અયોધ્યા અને ૯. ઉજ્જેણી.

ગુણસેનનો કયા દેવલોકમાં ઉપપાત ( જન્મ ) થયો, તે જણાવે છે. ૧. સૌધર્મ ૨. સનત્કુમાર, ૩. બ્રહ્મ દેવલોક, ૪, શુક્ર, ૫. આનત, ૬. આરણ, ગ્રૈવેયક અને ૮. અનુત્તરમાં તથા બીજા અગ્નિશર્માનો વિદ્યુત્કુમાર દેવલોકમાં જાણવો, બાકી બીજા ભવોમાં રત્નપ્રભા વગેરે નારકીમાં અનુક્રમે તે ઉત્પન્ન થયો હતો. ગુણસેન દેવલોકમાં એક, પાંચ, નવ, પંદર, અઢાર, વીશ, ત્રીશ અને તેત્રીશ સાગરોપમનું આયુષ્ય ભોગવે છે. અને બીજો દેવભવમાં દોઢ પલ્યોપમ, તથા પછીના ભવોમાં નારકીમાં એક, ત્રણ, સાત, દશ, સત્તર, બાવીશ, અને તેત્રીશ સાગરોપમનું આયુષ્ય ભોગવે છે. આ ચરિત્રની આ ટૂંકી હકીકત જણાવતી સંગ્રહણી ગાથાઓનો અર્થ કહ્યો. હવે હું વિસ્તારથી તે ગાથાઓનો ભાવાર્થ કહું છું.

## સંગ્રહણી ગાથાઓ અને ચરિત્રના આધારે તૈયાર કરેલ નવ ભવના કેટલાક વિષયોનું કોષ્ઠક

| ૧ ભવ | ૨ આરાધક | ૩ વિરાધક | ૪ સંબંધ | ૫ નગરો | ૬ આરાધકનો અનંતર ભવ | ૭ આયુષ્ય | ૮ વિરાધકનો અનંતર ભવ | ૯ આયુષ્ય | ૧૦ આંતર-કથા |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ગુણસેન | અગ્નિશર્મા | રાજપુરોહિત-પુત્રો | ક્ષિતિ-પ્રતિષ્ઠિત | ૧ લો દેવલોક | ૧ સાગ-રોપમ | વિદ્યુત્કુમાર દેવ | દોઢપલ્યોપમ | વિજયસેન આચાર્ય ચરિત્ર |
| ૨ | સિંહરાજા | આનંદ-કુમાર | પિતા-પુત્ર | જયપુર | ૩ જે ,, | ૫ ,, | ૧લી નારકી | ૧ સાગ-રોપમ | અમરગુપ્ત ધર્મ ઘોષ-અવધિ-જ્ઞાની-ચરિત્ર |
| ૩ | શિખીકુમાર | જાલિની | પુત્ર-માતા | કૌશાંબી | ૫ મો ,, | ૯ ,, | ૨ જી ,, | ૩ ,, | વિજયસિંહ આ૦ ચરિત્ર |
| ૪ | ધન | ધનશ્રી | પતિ-પત્નિ | સુશર્મનગર | ૭ મો ,, | ૧૫ ,, | ૩ જી ,, | ૭ ,, | યશોધર આ૦ ચરિત્ર |
| ૫ | જય | વિજય | સગા-ભાઈ ઓ | કાકંદી | ૯ મો ,, | ૧૮ ,, | ૪ થી ,, | ૧૦ ,, | સનત્કુમાર આ૦ ચરિત્ર |
| ૬ | ધરણ | લક્ષ્મી | પતિ-ભાર્યા | માકંદી | ૧૧ મો ,, | ૨૦ કે ૨૧ સાગરોપમ | ૫ મી ,, | ૧૭ ,, | અર્હદ્દત્ત આ ચરિત્ર |
| ૭ | સેન | વિષેણ | પિતરાઈ-ભાઈ | ચંપા | ૯મું ગ્રૈવેયક ,, | ૩૦ ,, | ૬ ઠ્ઠી ,, | ૨૨ ,, | દેવસી સાધ્વી-ચરિત્ર |
| ૮ | ગુણચંદ્ર | વાનવ્યંતર | | અયોધ્યા | સર્વાર્થસિદ્ધ ,, | ૩૩ ,, | ૭ મી ,, | ૩૩ ,, | વિજયધર્મ આ૦ ચરિત્ર |
| ૯ | સમરાદિત્ય | ગિરિસેન ચંડાલ | રાજા-ચંડાળ | ઉજ્જેણી | મોક્ષ | | ચંડાલ મનુષ્ય | | પાંચ કથાઓ। |

# પ્રથમ ભવ

આ જંબૂદ્વીપ નામના દ્વીપમાં પશ્ચિમ વિદેહ ક્ષેત્રમાં ઊંચા ઉજ્જવળ કોટથી શોભાયમાન, નલિની-કમળવનથી આચ્છાદિત ખાઈ યુક્ત, સારી યોજનાપૂર્વક ત્રણ-ચાર માર્ગો તથા ચૌટાઓના વિભાગવાળું, ઇન્દ્રભવનની શોભાને જિતનાર એવા ભવનોવાળું ક્ષિતિપ્રતિષ્ઠિત નામનું નગર છે. જે નગરની વનિતાઓ મુખોથી કમળોને, બોલવાથી કોયલને, નયનોવડે રાત્રિ-વિકાસી કુમુદોને અને ગતિવડે કલહંસોને જિતે છે તે નગરના લોકો વિદ્યાના વ્યસની, નિર્મળ યશની તૃષ્ણાવાળા, પાપ કરવામાં હંમેશાં બીકણ અને ધર્મમાં જ ધનબુદ્ધિવાળા હતા ત્યાં [1] સંપૂર્ણ મંડળવાળો, મદ-અહંકાર-કલંકથી રહિત, લોકોના મન અને નયનોને આનંદ આપનાર પૂર્ણચંદ્ર નામનો રાજા હતો તે રાજાને કામદેવને જેમ રતિ ઇષ્ટ હોય છે, તેમ અંતઃપુરમાં મુખ્ય અને હંમેશાં વૃદ્ધિ પામતાં વિષય સુખવાળી કુમુદિની નામની પટ્ટરાણી હતી તેઓને અનેક ગુણયુક્ત, પરંતુ બાલ્યકાળથી વ્યંતરદેવની માફક ક્રીડા-પ્રિય એવો ગુણસેન નામનો પુત્ર હતો

## અગ્નિશર્માને વૈરાગ્ય-ભાવના

વળી તે જ નગરમાં સમગ્ર નગરલોકને બહુમાન્ય અનેક ધર્મશાસ્ત્રો ભણાવનાર, લોકવ્યવહાર અને નીતિમાં કુશળ, અલ્પ આરંભી અને અલ્પ-પરિગ્રહી યજ્ઞદત્ત નામનો પુરોહિત હતો તેને સોમદેવા નામની પત્નીથી ઉત્પન્ન થએલ મોટા ત્રિકોણ મસ્તકવાળો, માંજરી અને ગોળ આંખવાળો, સ્થાન માત્રથી ચપટા નાકે ઓળખાય તેવો, છિદ્ર માત્ર કાનવાળો, હોઠને ઢાંકી દેતા લાંબા મોટા દાંતવાળો વાંકી-લાંબી ડોકવાળો, વિષમ અને ટુંકા બાહુ-યુગલવાળો, અત્યંત ટૂંકા વક્ષસ્થળવાળો, વાંકા-વિષમ લાંબા પેટવાળો, એક પડખે ઉન્નત મોટા વિકટ કટિતટવાળો, સાથળની જોડીમાં વિષમતાવાળો, જાડી કઠણ અને ટૂંકી જંઘાવાળો, પહોળા-વિષમ-પગવાળો, અગ્નિની શિખા-જ્વાળ-સરખા પીળા કેશવાળો-અગ્નિશર્મા નામનો પુત્ર હતો તે પુરોહિતપુત્ર-અગ્નિશર્માને કુતૂહલથી કુમાર ગુણસેન મોટા શબ્દ નીકળે તેવા ઢોલ, મૃદંગ, વાંસળી, કાંસી-જોડાં અને વગાડવાના મોટા વાજિંત્રોના શબ્દો સાથે નગરલોક વચ્ચે હાથ-તાળી દેતા અને હાસ્ય કરતા નૃત્ય કરાવતો હતો ગધેડા ઉપર બેસાડી પાછળ ખુશ થતા ઘણા બાળકોના ટોળાથી પરિવરેલો, જેના મસ્તક ઉપર જૂનું સૂપડું છત્ર તરીકે ધરાવીને મનોહર ઉતાવળા શબ્દવાળું ડુગડુગિયું વાજિંત્ર વગાડાવતા,

---

૧ 'સકલંક' અલંકાર હોવાથી બીજા પક્ષમાં પૂર્ણિમાના પૂર્ણચન્દ્રની અંદર મૃગનું કલંક હોય છે, અને તે લોકોના મન અને નયનોને આનંદ આપનાર હોય છે

"અહો ! મહારાજાની સવારી આવે છે!" એવી રીતે રાજમાર્ગમાં જલ્દી જલ્દી તેને ચલાવતો હતો. એ પ્રમાણે દરરોજ યમરાજાની જેમ કદર્થના કરાતાં તેને વૈરાગ્ય-ભાવના ઉત્પન્ન થઈ. તેણે વિચાર્યું કે, "ખરેખર પૂર્વભવમાં જેઓએ સુંદર પુણ્ય-કાર્યો નથી કર્યાં, તેઓને આ ભવમાં ઘણા લોકો તરફથી તિરસ્કાર સહન કરવો પડે છે, તથા અનેકના હાસ્યપાત્ર બની પારકા પરાભવ અને અપમાન ભોગવવાં પડે છે. જો ગયા ભવની અંદર મૂઢ હૃદયવાળા મેં અતિશય સુખ આપનાર અને સત્પુરુષોએ સેવેલ ધર્મ ન કર્યો તો, એટલે અહિં તેના ઉગ્ર ફળ-વિપાક દેખીને પરલોકમાં બંધુ-સમાન અને મુનિઓએ આચરેલ એવો ધર્મ હું કરું, જેથી આવતા ભવમાં સમગ્ર લોકને હાસ્ય કરવા લાયક અને દુર્જન લોકોથી વિડંબનાવાળું આવું ભયંકર દુઃખ ન પામું." એમ ચિંતવીને વૈરાગ્ય-માર્ગ પામેલો અગ્નિશર્મા નગરીમાંથી બહાર નીકળી ગયો.

## તપોવન—ગમન

લાગલગાટ ચાલતો ચાલતો એક મહિને તે દેશના સીમાડા પર રહેલ એક તપોવનમાં પહોંચ્યો. તપોવન કેવું છે ? બકુલ, ચંપક, અશોક, પુન્નાગ અને નાગકેસર આદિ વૃક્ષોવાળું,મૃગ અને સિંહ આદિ જાતિ-વૈરવાળાં પ્રાણીઓનાં વૈર જ્યાં શાન્ત પડી ગયાં છે, સુગંધી હવન-અગ્નિમાંથી નીકળતો પ્રચંડ ધૂમ-સમૂહ જ્યાં વ્યાપી ગયો છે, પર્વત પરથી વહેતી નદીનાં નિર્મલ ઝરણાં વહી રહેલાં છે, તાપસજનોનાં હૃદયમાં ઘણો હર્ષ ઉત્પન્ન કરનાર સુપરિતોષ નામના તપોવનમાં તે પહોંચ્યો. લાંબા કાળથી ચાલતો હોવાથી થાકેલા શરીરવાળા તેણે મુહૂર્ત જેટલો સમય વિશ્રાંતિ લઇ તપોવનમાં પ્રવેશ કર્યો.

## કુલપતિ-તાપસનાં દર્શન

ત્યાં આગળ ભગવાં-વસ્ત્રધારી, મોટી જટા-ચર્મ-ત્રિદંડ-ધારી, ભૂતિ-રક્ષાથી કરેલ મહાતિલકવાળા, નજીકમાં કમંડલ રાખેલ, સૌમ્ય-આકૃતિવાળા, દર્ભાસન પર સુખેથી બેઠેલા, કેળથી બનાવેલા ઘરમાં ધ્યાન કરતા, જમણા હાથથી રુદ્રાક્ષમાળા ફેરવતા, મંત્રાક્ષરના જાપ કરતા હોવાથી જેના હોઠ લગાર ચલાયમાન થઈ રહેલા છે, નાસિકા વિષે સ્થાપન કરેલી દૃષ્ટિવાળા, બીજો સર્વ વ્યાપાર બંધ કરીને અતસિમય-દર્ભાસનના યોગપટ્ટક પ્રમાણયુક્ત આસન પર બેઠેલા, તાપસોના કુળમાં મુખ્ય એવા આર્ય કૌંડિન્ય નામના કુલપતિનાં દર્શન થયાં. દર્શન થતાં જ હર્ષવશ ઉલ્લસિત રોમાંચયુક્ત, જાનુ, હાથ અને મસ્તકથી વારંવાર પૃથ્વીતલને સ્પર્શ કરતા તેણે 'અહો! ધન્ય, અહો! ધન્યાવતાર' એમ બોલીને પ્રણામ કર્યા. કુલપતિએ પણ તેને તેવા પ્રકારનો ભાવિક આત્મા દેખી, અતિથિનું બહુમાન કરવા માટે તત્પર બની, ધ્યાન-યોગ છોડીને સ્વાગત વચન બોલતાં, અરે ! આસન, આસન લાવો' એમ બોલી બહુમાન કર્યું. પર્ણકુટીના આંગણામાં

બેઠેલ તાપસકુમારે આસન પાથરી કહ્યુ કે, ‘ અહિં બેસો’ એટલે તે વિનયપૂર્વક આસન પર બેઠો.

## દીક્ષા-સમયે અગ્નિશર્માની મહાપ્રતિજ્ઞા

કુલપતિએ પૂછ્યું કે, ‘ કયાંથી આગમન થયું ? ’ એટલે અગ્નિશર્માએ પોતાનો વિસ્તાર વૃત્તાન્ત જણાવ્યો કુલપતિએ કહ્યુ કે, “ હે વત્સ ! પૂર્વ ભવમાં કરેલાં કર્મના પરિણામથી જીવો આવા પ્રકારના પરિકલેશનુ ભાજન બને છે નરેન્દ્રના અપમાનથી પીડા પામેલા, દારિદ્ર-દુ ખથી પરાભવ પામેલા, દૌર્ભાગ્ય-કલંકથી દુભાએલા, ઇષ્ટજનના વિયોગ-અગ્નિથી તપેલા આત્માઓને આ તપોવન આ લોક અને પરલોકનાં સુખને કરનારું શ્રેષ્ઠ શાતિનું સ્થાન છે અહિ ભંગ કરવાથી થયેલ દુ ખ કે લોકો તરફનું અપમાન જોવામાં આવતુ નથી, વળી દુર્ગતિમાં પતન પણ થતું નથી, માટે વનવાસીઓ સર્વથા ધન્ય છે ” આ પ્રમાણે હિત-શિક્ષા અપાયેલ-અગ્નિ શર્માએ કહ્યું કે, ‘ હે ભગવત ! એમ જ છે, એ વાતમા લગાર પણ સદેહ નથી, તો હવે ભગવંતની મારા પર અનુકંપા હોય અને આપના વ્રત વિશેષનો હુ અધિકારી હોઉ, તો મને આ વ્રત આપવા માટે મારા ઉપર કૃપા કરો.’ મુનિએ કહ્યુ કે “ તું વૈરાગ્યમાર્ગ પામેલો હોવાથી જરૂર તારા ઉપર અનુગ્રહ કરીશ તારા કરતા બીજો કયો યોગ્ય ગણાય ? તે પછી કેટલાક દિવસો બાદ, પોતાના આચારો વિસ્તારપૂર્વક સમજાવી પ્રશસ્તતિથિ-કરણ-મુહૂર્ત-યોગ-લગ્ન-સમયે તેને તાપસની દીક્ષા આપી મહાપરાભવથી ઉત્પન્ન થયેલ વૈરાગ્યના અતિશય વડે ભાવિત થયેલા આ નવીન તાપસે દીક્ષાના દિવસે જ સમગ્ર તાપસ લોકથી પરિવરેલા ગુરુ સમક્ષ આ મહાપતિજ્ઞા અ ગીકાર કરી, “યાવજ્જીવ મારે મહિના મહિનાના ઉપવાસ કરવા અને પારણાના દિવસે જે પ્રથમ ઘરે પ્રવેશ કર્યો હોય ત્યા પારણું કરવુ, કદાચ પ્રથમ ઘરે પારણાનો યોગ ન બન્યો, તો બીજા ઘરે પારણુ ન કરવુ” આવી મહાપ્રતિજ્ઞાનુ પાલન કરતા ઘણા લાખ[૧] પૂર્વોનો કાળ પસાર કર્યો, તપોવન નજીક રહેલા વસંતપુરનગરના લોકો તેના પ્રત્યે ગુણાનુરાગી અને ભક્તિ-બહુમાનવાળા બન્યા અહો ! આ મહાતપસ્વી આ લોક તથા પરલોકના સુખની તૃષ્ણા વગરનો, શરીર પર પણ મમતા વગરનો છે ખરેખર એણે પોતાનુ જીવિત ધન્ય અને સફળ બનાવ્યુ છે કહ્યુ છે કે—

“લોકોનો પક્ષપાત અને બહુમાન હોય, તો પણ મનુષ્યે ગુણો મેળવવા માટે હમેશા પ્રયત્ન કરવો જોઇએ, કારણ કે ઇર્ષ્યા વગરના અજ્ઞાની લોકને પણ ગુણો આકર્ષણ કરે છે”

---

૧ ચોર્યાસી લાખને ચોર્યાસી લાખથી ગુણાકાર કરતા જે સંખ્યા આવે, તે સખ્યા-પ્રમાણ કાળ ૧ પૂર્વ કહેવાય



કુતૂહલી ગુણસેનકુમાર અગ્નિશર્માનો વરઘોડો કાઢે છે. વિશેષ પરિચય માટે વાંચો પાના નં. ૬-૭



શ્રી પત્ની ધનમુનિને બાળી નાખે છે. વિશેષ પરિચય માટે વાંચો પાના નં ૧૫૫-૧૫૬

## રાજાનું તપોવનમાં ગમન અને ભોજન—નિમંત્રણ

આ બાજુ પૂર્ણચંદ્ર રાજાએ કુમાર ગુણસેનનાં લગ્ન અને રાજ્યાભિષેક કરી કુમુદિની રાણી સાથે તપોવન-વાસ સ્વીકાર્યો. અનેક સામંતો વડે ચરણ-યુગલમાં પ્રણામ કરાતો કુમાર ગુણસેન અનેક રાજ્ય મંડળોને પોતાના તાબામાં કરતાં દશે દિશામાં વિસ્તાર પામેલા નિર્મલ યશવાળો, ધર્મ, અર્થ અને કામ રૂપ ત્રણ વર્ગ સંપાદન કરવામાં રક્ત એવો મોટો રાજા થયો. એવી રીતે તેનો ઘણો કાળ પસાર થયો. કોઈક સમયે સમગ્ર લોકોને પ્રશંસવા યોગ્ય વસંતસેના મહારાણી સાથે રાજ્ય-સુખ અનુભવતો તે વસંતપુર આવ્યો. મહામાંગલિક સ્વાગત-પૂર્વક નગર-પ્રવેશ કર્યો. નગરનાલોકોએ પૂજા કરી અને તે વર્ષાસમયની શોભા ધારણ કરનાર વિમાનચ્છંદક નામના મોટા મહેલમાં ગયો.

## મહેલ-વર્ણન

મહેલ કેવો છે ? જ્યાં મેઘ-સમયના અંધકારની કાંતિને અનુસરતી અતિ-કાળા રંગની અગર-તગર ધૂપના ધૂમાડાની શ્રેણીઓ વ્યાપેલી છે, ચમકતી વીજળી જેવી રત્નાવલિઓ જ્યાં શોભી રહેલી છે, જળધારા જેવી મોતીની સેરો લટકતી દેખાય છે, બગલીની પંક્તિઓ જેવી ચામરોની શ્રેણી શોભે છે, ઈંદ્ર-ધનુષ્યની કાંતિને અનુસરતા વિવિધ રંગ-બેરંગી રેશમી ચીનાઈ વસ્ત્રો ઊંચે ઝૂલી રહેલાં છે. સુગંધી જળ છંટકાવથી સુરભિ-ગંધવાળી જ્યાંની ભૂમિ છે, ગુંજારવ કરતાં ભ્રમર-કુળોવાળા વેરેલા પુષ્પોના ઢગલાથી યુક્ત એવા મહેલનું કેટલું વર્ણન કરવું ?

મોહ-નિદ્રામાં સૂતેલા એવા ભાગ્યશાળી પુરુષોનાં પૂર્વે કરેલાં સુકૃતોના પ્રગટ વિશાળ ફળને સ્વપ્નની માફક જાણે કહેતો ન હોય ?

ત્યાં યથાયોગ્ય સન્માન કરી નગર-લોકોને વિદાય કર્યા. વિવિધ પ્રકારના પ્રેક્ષણીય નાટકો, ગાયનો અને નૃત્યો વગેરેના મનોહર વિનોદથી તે રાત્રિ-દિવસ પૂર્ણ કર્યો. મહારાજા બીજા દિવસે સવારનાં કાર્યો પતાવીને ઉચિત સમયે અશ્વ-ક્રીડા કરવા નીકળ્યા. વલ્હી દેશના, તુર્કસ્તાનના અને વજ્જર ( વર્જર ) દેશના અનેક જાતિના ઘોડા ઉપર સવારી કરી.— અશ્વ ક્રીડાના થાકને દૂર કરવા માટે, અશ્વ-ક્રીડાની ભૂમિના છેડે, સહસ્રાવન-ઉદ્યાનમાં બેઠા. એ સમયે નારંગી અને કોઠાના ફળ ગ્રહણ કરી બે તાપસ-કુમારો ત્યાં આવ્યા. તેઓએ રાજાને જોતાં પોતાના શાસ્ત્રમાં પ્રસિદ્ધ એવા આશીર્વાદથી અભિનંદન આપ્યું. સામે ઊભા થઈ આસન આપી, વિનય કરવા પૂર્વક રાજાએ તેમનું બહુમાન કર્યું. તાપસ-કુમારોએ કહ્યું, 'હે મહારાજ ! પૂજ્ય મંગલ નામ ધારણ કરનારા અમારા કુલપતિએ ચારે આશ્રમના ગુરુ તથા ધર્મ-અધર્મની વ્યવસ્થા કરનાર એવા આપના શરીરના કુશળ-સમાચાર પૂછવા માટે અમને મોકલ્યા છે.' એમ કહી રહ્યા, એટલે રાજાએ તેમને પૂછ્યું કે- 'તે ભગવંત કુલપતિ ક્યાં બિરાજે છે ?' તાપસ-કુમારોએ કહ્યું કે, અહિંથી

બહુ દૂર નહિ એવા સુપરિતોષ નામના તપોવનમાં. એટલે ભક્તિ અને કૌતુકથી રાજા તપોવનમાં પહોંચ્યો. ત્યાં રાજાએ ઘણા તાપસોનાં અને કુલપતિનાં દર્શન કર્યાં, સંવેગ ઉત્પન્ન થયેલા રાજાએ યથાયોગ્ય અભિવંદન કર્યું, કુલપતિ સમક્ષ બેસીને ધર્મકથા સંબંધી વાતચીતોમાં કેટલોક સમય પસાર કર્યો. પછી વિનયપૂર્વક પ્રણામ કરી કુલપતિને વિનંતી કરી કે, 'મારા ઉપર કૃપા કરી આપે સમગ્ર પરિવાર–સહિત મારે ત્યાં ભોજન કરવા પધારવું.' કુલપતિએ કહ્યું કે, 'હે વત્સ! ભલે એમ હો, પરંતુ એક અગ્નિશર્મા નામનો મહાતાપસ છે, તે દરરોજ ભોજન કરતો નથી, પરંતુ મહિને મહિને પારણું કરે છે, તેમાં પણ પારણાના દિવસે પ્રથમ પ્રવેશ કરેલા પહેલા ઘરે પારણું થાય તો ઠીક, ન થાય તો તે પાછો વળે છે અને બીજા ઘરે પારણા માટે જતો નથી. તેથી કરી તે મહાતપસ્વી સિવાય અમે તારી પ્રાર્થનાનો સ્વીકાર કરીએ છીએ.

## કલ્યાણ-મિત્ર

રાજાએ કહ્યું, 'હે ભગવંત! મારા ઉપર મહાઉપકાર કર્યો. પરંતુ તે મહાતપસ્વી તાપસ કયાં છે? તેનાં દર્શન કરી મારા આત્માને હું નિષ્પાપ બનાવું'. કુલપતિએ કહ્યું, 'હે વત્સ! આ આંબાના વૃક્ષ નીચે ઉત્તમ ધ્યાન કરતો બેઠેલો છે.' એટલે રાજા ઉતાવળો આંબાની શ્રેણી તરફ ગયો. પદ્માસન કરી બેઠેલા, સ્થિર કરેલા નયન–યુગલવાળા, વિચિત્ર ચિત્ત–વ્યાપારને પ્રશાન્ત કરી કંઈક તેવા પ્રકારનું ધ્યાન કરી રહેલા અગ્નિશર્માને દેખ્યો. દેખતાં જ હર્ષથી રોમાંચિત થયેલા રાજાએ તેને પ્રણામ કર્યા. તેણે પણ આશીર્વાદથી બહુમાનપૂર્વક અભિનંદન આપ્યું—'તમારું સ્વાગત કરું છું, બેસો.' એમ કહ્યું. એટલે સુખપૂર્વક બેસી રાજાએ પૂછ્યું કે 'હે ભગવંત! આ મહા દુષ્કર તપ અને વ્રત લેવાનું આપને શું નિમિત્ત બન્યું?', અગ્નિશર્મા તાપસે કહ્યું, 'હે મહાસત્ત્વ! દરિદ્રતાનું દુઃખ, બીજાઓ તરફથી પરાભવ, કદ્રુપું રૂપ તેમજ ગુણસેન નામના મહારાજપુત્ર મારા કલ્યાણ–મિત્ર. મને વૈરાગ્યના નિમિત્તભૂત થયા.' એટલે પોતાનું નામ સાંભળતાં રાજાને શંકા થઈ અને પૂછ્યું કે દરિદ્રતાનું દુઃખ વગેરે કારણો તો ઠીક, પરંતુ મહારાજાનો પુત્ર ગુણસેન તે કલ્યાણ-મિત્ર કેમ બન્યો? અગ્નિશર્મા તાપસે કહ્યું, હે મહાસત્ત્વશાળી! આવી રીતે કલ્યાણ–મિત્ર બન્યો, તમે સાંભળો—'

"જે ઉત્તમ નરો હોય છે, તે પોતાની મેળે જ ધર્મ પામે છે, મધ્યમ સ્વભાવવાળા હોય છે, તે બીજાની પ્રેરણાથી ધર્મ પામે છે, અને અધમ મનુષ્યો પ્રેરણા કરવા છતાં પણ ધર્મ પામતા નથી. સંસારરૂપી કેદખાનામાં રહેલા જીવને જુદા જુદા કોઈ પણ ઉપાયથી ધર્મને વિષે જે કોઇ પણ પ્રેરણા આપે, તે ખરેખર તેનો હિતકારી ધર્મમાં જોડનાર કલ્યાણમિત્ર છે"

## અગ્નિશર્માને પારણા માટે નિમંત્રણ

ત્યાર પછી પોતાના કુમારાવસ્થાના વૃત્તાન્તને યાદ કરી લજ્જાથી નમી ગયેલા વદનવાળા રાજાએ કહ્યું કે, "હે ભગવંત ! તેણે તમોને ત્રૈલોકયના બંધુભૂત એવા ધર્મમાં કેવી રીતે પ્રેરણા આપી ?" અગ્નિશર્મા તાપસે કહ્યું, 'હે મહાસત્ત્વ ભાગ્યશાળી ! જગતમાં પ્રેરણાઓ અનેક પ્રકારની હોય છે. તેમાંથી કોઇપણ પ્રેરણા મને વૈરાગ્યના નિમિત્તરૂપ બની'. એટલે રાજાએ વિચાર્યું, 'અહો ! આની મહાનુભાવતા !, પરાભવને પણ આ તાપસે ઉપકારની પ્રેરણા રૂપ માન્યો. શુદ્ધ સ્વભાવવાળા હોવાથી પારકી નિંદાનો ત્યાગ કરતા આ તપસ્વીએ પરાભવને પણ ન માન્યો. અરેરે ! મેં પાપીએ ભયંકર અકાર્ય કર્યું હતું; માટે હવે અકાર્ય-આચરણને કલંકથી દૂષિત થયેલા મારા આત્માને પ્રગટ કરૂં, એમ વિચારી રાજાએ કહ્યું કે, 'હે ભગવંત ! હું જ તે મહાપાપ કરનાર, તમારા હૃદયને સંતાપ કરાવનાર, અગુણસેન છું'.

અગ્નિશર્મા તાપસે કહ્યું, અહો મહારાજા ! હું તમારૂ સ્વાગત કરૂ છું. પારકાના અન્ન ઉપર જીવન ટકાવવા જેટલા વૈભવવાળા મને, જેઓએ આવા પ્રકારની તપ-વિભૂતિ પ્રાપ્ત કરાવી, તે તમે અવગુણસેન કેમ ગણાવ ? રાજાએ કહ્યું, 'અહો આપની મહાનુભાવતા ! અથવા તપસ્વીઓ પ્રિય છોડી બીજું બોલવાનું જાણતા નથી ! ચંદ્ર-મંડળમાંથી કદાપિ પણ અંગારાનીવૃષ્ટિ થતી નથી. માટે હવે આ વાતથી સર્યું'.

હે ભગવંત ! આપનું પારણું કયા દિવસે થશે ? અગ્નિશર્માએ કહ્યું કે, 'હે મહારાજ ! પાંચ દિવસ પછી.' રાજાએ કહ્યું કે, 'જો આપને બીજી હરકત ન હોય તો મારા ઘરે પારણું કરવાની કૃપા કરવી. કુલપતિ પાસેથી આપની પ્રતિજ્ઞાની સર્વ હકીકત મેં જાણી છે, માટે અત્યારથી તે દિવસના પારણા માટે પ્રાર્થના કરૂં છું.' અગ્નિશર્માએ કહ્યું કે 'હે મહારાજા ! એ દિવસતો આવવા દો. કોણ જાણે છે કે વચમાં શું થશે ? કહેલું છે કે, સ્વપ્ન-સરખા જીવલોકમાં આ કાર્ય હું અત્યારે કરું છું', આ હમણાં કરીને આ આવતી કાલે કરીશ, એમ કોણ માને ? વળી હે રાજન્ ! આ જીવ-લોકના સ્વભાવને ધિક્કાર હો, કે જ્યાં સ્નેહ-રાગથી યુક્ત હોવા છતાં દિવસના પૂર્વ ભાગમાં (સવારે) જેવા દીઠા હોય છે, તેવા ભાવ દિવસના પાછલા ભાગમાં (સાંજે) દેખાતા નથી. તેથી હે રાજન્ ! તે દિવસ તો આવવા દો." રાજાએ કહ્યું, "હે ભગવંત ! જો કોઇ વિઘ્ન ન આવે તો જરૂર પારણા માટે પધારજો.' અગ્નિશર્મા તાપસે કહ્યું કે જો તમારો આટલો દૃઢ આગ્રહ છે, તો તમારી પ્રાર્થનાનો સ્વીકાર કરું છું. ત્યાર પછી તાપસને પ્રણામ કરી હર્ષથી રોમાંચિત અંગવાળા રાજાએ કેટલોક સમય ત્યાં પસાર કરી નગરમાં પ્રવેશ કર્યો. પોતાની ભક્તિ અને વૈભવને અનુસારે પરિવાર-સહિત કુલપતિની ભક્તિ-પૂજા કરી.

## પારણાના દિવસે રાજાને મસ્તક—વેદના

પાચ દિવસ વીતી ગયા બાદ પારણાના દિવસે પારણા-નિમિત્તે અગ્નિશર્માતાપને પ્રથમ જ રાજ-મહેલમા પ્રવેશ કર્યો તે જ દિવસે રાજા ગુણસેનને કોઇ પ્રકારે તીવ્ર મસ્તક વેદના ઉત્પન્ન થઈ, તેથી આખુ રાજકુળ આકુળ-વ્યાકુળ બની ગયુ તે વખતે વૈદક શાસ્ત્ર-જાણનારા વૈદ્યો રાજમહેલમા આવી પહોચ્યા જુદા જુદા પ્રકારની ચિકિત્સા—સહિતાઓનુ મનન કરે છે ઘણા પ્રકારના ઔષધો લસોટાય છે મસ્તક-વેદના દૂર કરનાર એવા વિચિત્ર રત્ન લેપો તૈયાર કરી મસ્તકે લગાડાય છે બૃહસ્પતિની બુદ્ધિના વૈભવને હરાવનારા મત્રીઓ પણ શુ કરવુ ? તેમ મૂઢ બની ગયા પુરોહિતોએ મત્ર-ગર્ભિત આહુતિ દેવાપુર્વક શાતિ કર્મ શરૂ કર્યા, તેમજ આખુ અંતપુર ઉદ્વિગ્ન બની ગયુ કેવી રીતે ? જેમની સુગધી પુષ્પ માળાઓ અને વેણીઓ કરમાઈ ગઇ હતી, તથા જેમનો અગ-રાગ ઓસરી ગયો હતો, જેમની કપોલ-પત્ર-લેખા આસુના જળથી ધોવાઇ ગએલ હતી, હથેલી અદર નમાવી રાખેલ મ્લાન વદન-કમળવાળુ અતપુર ચિતાનગ્ન બની ગયુ હતુ તેમજ જેમણે દડાની રમત બધ કરી દની, ચિત્રકનાનો વ્યાપાર છોડી દીધો હતો, ગીત નૃત્યારભ અટકાવી દીધો હતો, આભૂષણ સજવાનુ કાર્ય ત્યજી દીધુ હતુ, એવુ કન્યા અતપુર દુર્મન અને ખેદવાળુ બની ગયુ હતુ છડી ઉપર નમાવી રાખેલા કરમાએલા મુખવાળા પ્રતિહારીઓ ઉદાસીન બની ગયા હતા રાજાને થતી અતિશય વેદનાને સૂચવનારા મોટા અતપુરનો સેવક-વર્ગ ઉદાસ બની ગયો હતો રસોઇયા વગેરે આજ્ઞા ઉઠાવનારા અધિકારીઓ પોતપોતાના કાર્યો છોડીને ચિતામા પડી ગયા હતા

## બીજા મહિનાના ઉપવાસની પ્રતિજ્ઞા

આવા વ્યગ્ર રાજકુલમા પારણા માટે આવેલ તે અગ્નિશર્મા તાપસ થોડો સમય રોકાયો, પરતુ વચન માત્રથી પણ તેનો કોઇ રાજ પુરુષે સત્કાર કર્યો નહિ, એટલે પારણુ કર્યા વગર રાજમહેલમાથી બહાર નીકળી ગયો અને તપોવનમા પહોચ્યો તેને જોતા જ તાપસોએ પૂછ્યુ કે, ‘ હે ભગવત ! શુ તમારુ પારણ થયુ નથી ? આપ જાણે પારણુ કર્યા વગરના હજુ સ્રમાએલા દેહવાળા કેમ જણાવ છો ? શુ તમે પારણુ કર્યુ નથી ? હજુ સુધી ગુણસેન રાજાને ત્યા પારણુ કરવા ગયા નથી ?’ અગ્નિશર્મા તાપને કહ્યુ, ‘રાજાને મહેલે હુ ગયો હતો, પરતુ રાજાનુ શરીર અસ્વસ્થ હોવાથી સમગ્ર રાજપરિવાર ઉદ્વિગ્ન હતો, તેથી રાજકુળની સ્થિતિ દેખવા માટે હુ સમર્થ ન થયો, તેથી તત્કાળ ત્યાથી નીકળી ગયો’ તાપસોએ કહ્યુ, ‘એમા સદેહ નથી, રાજા ખૂબ અસ્વસ્થ શરીરવાળા હશે, નહિ તર તપસ્વીઓ ઉપર તેવી ભક્તિ અને બહુમાનવાળા રાજા આપના પારણાનો દિવસ જાણીને પોતે જાતે જ ખબર કેમ ન રાખે ? બીજુ તે રાજાને આપ ભગવત ઉપર અતિબહુમાન છે, કારણકે કુલપતિ સમક્ષ આપના સદ્ભૂત ગુણોની

ઘણી પ્રશંસા કરી હતી. અગ્નિશર્માએ કહ્યું, 'ગુરુની સેવા કરનાર તે ગુરુ-પૂજકને જલ્દી આરોગ્ય થાવ, મને આહારથી સર્યું'.' બીજા મહિનાના ઉપવાસો કરવાની પ્રતિજ્ઞા સ્વીકારી.

## ફરી નિમંત્રણ

આ બાજુ ગુણસેન રાજાને મસ્તક-વેદના શાન્ત થઈ, એટલે પરિવારને પછયું, કે આજે તે મહાતપસ્વીના પારણાનો દિવસ છે, તો તેઓ આવ્યા કે નહિ ? અને તેમની કોઈએ સત્કાર-પૂજા કરી કે નહિ ? નજીક રહેલા પરિવારે કહ્યું કે, 'હે મહારાજ ! તે તપસ્વી આવ્યા હતા ખરા, પરંતુ તમારી મસ્તક-વેદનાએ તમામ પરિવારને અધિક વેદના કરેલી હોવાથી, પરિવારે પોતપોતાનાં કાર્યો છોડી દીધાં હતાં અને કોઈએ તેમની પૂજા કે આગતા-સ્વાગતા કરી ન હતી. પ્રતિજ્ઞાની હકીકત ન જાણતા વિચિત્ર પરિવારને દેખી થોડો વખત રોકાઈ ઉદ્વેગ પામેલો હોય તેમ તે તાપસ રાજ્યાંગણમાંથી નીકળી ગયો. રાજાએ કહ્યું, 'અહો મારી અધન્યતા ! મહાલાભથી હું ચૂકયો, તપસ્વીને દેહ-પીડા કરવાથી હું મહાઅનર્થ પામ્યો.' -એમ પશ્ચાત્તાપ કરતો રાજા બીજા દિવસે પ્રભાત સમયે જ તપોવનમાં ગયો. રાજાએ કુલપતિ વગેરે તાપસોનાં દર્શન કર્યાં. લજ્જા અને વિનયથી નમી પડેલા મસ્તકવાળા રાજાએ વિધિપૂર્વક પ્રણામ કર્યા, એટલે કુલપતિ વગેરે સર્વ તાપસોએ આશીર્વાદથી અભિનંદન આપ્યું. 'હે રાજન્ ! અહિં બેસો, તમારું સ્વાગત કરીએ છીએ.' પછી નીચું મસ્તક રાખી વિશેષ પ્રકારની લજ્જાથી મંદ પડી ગયેલો, લાંબા નિસાસા મૂકતો રાજા કુલપતિ સમક્ષ બેઠો. રાજાને તેવી વિચિત્ર સ્થિતિમાં જોઈ કુલપતિએ કહ્યું, 'હે વત્સ ! આમ ઉદ્વેગવાળા કેમ જણાવ છો ? જો કહેવા યોગ્ય હોય તો ચિંતાનું કારણ જણાવો.' રાજાએ કહ્યું કે, 'આપ ભગવાન પાસે પણ છુપાવવાનું હોય ? બીજું ન કહી શકાય તેવી વસ્તુ માટે ઉદ્વેગ પામેલાને તપોવનમાં જવું યુક્ત ન ગણાય. કુલપતિ એ કહ્યું, વત્સ! ઠીક ઠીક, તારો વિવેક બરાબર છે, હવે તો ચિંતાનું કારણ શું છે ? રાજાએ કહ્યું, 'આપની આજ્ઞા છે, તો કહું છું, નહિંતર આવા પ્રકારનું નિર્દય ચરિત્ર કેવી રીતે કહી શકાય ? કુલપતિએ કહ્યું, 'હે વત્સ ! આ તપસ્વી લોક સર્વ પ્રત્યે માતા-સરખો હોય છે, માટે તેમની પાસે શરમ રાખવાનું કંઈ કારણ નથી. જે હોય તે કહે, જેથી સાચી હકીકત જાણી કોઈ પણ ઉપાય વડે તારો ઉદ્વેગ દૂર કરું. રાજાએ કહ્યું, 'જો એમ છે તો સાંભળો.'

'આ અગ્નિશર્મા તાપસ, મંદપુણ્યવાળા' અવિચારી દુર્જન જેવા આચરણ કરવામા તત્પર એવા મારા નિર્વેદથી તાપસ બન્યો. આવા ઉત્તમ વ્રત પામેલા પ્રત્યે પણ દુર્જન-યોગ્ય આચરણ કરવાનું મેં ન છોડયું. એ કારણે દઢ ઉદ્વેગ પામ્યો છું. કુલપતિએ કહ્યું, હે વત્સ ! જો એમ છે, તો સંતાપ કરવો છોડી દે, જો તારા કારણે તાપસ થયો, તો તું જ તેનો ધર્મ-પ્રવર્તક કલ્યાણ-મિત્ર બન્યો. એમાં ઉદ્વેગ કેમ પામે છે ? તેમ અત્યારે

પરલોકનો ભય રાખનાર ધર્મશાસ્ત્રના જાણકાર એવા તારામાં હું કંઈ પણ અસજ્જન આચરણની સંભાવના કરતો નથી, છતાં તેં 'એનું શું એવું અકાર્ય કર્યું', તે મને જણાવ.' રાજાએ કહ્યું, 'હે ભગવંત! માસોપવાસી તેમને પારણાનું નિમંત્રણ કર્યા પછી, મારા મસ્તકમાં અતિશય વેદના ઉત્પન્ન થઇ, તેથી હું પરાધીન બની ગયો અને પ્રમાદથી મારા પરિવારને પણ પારણા સંબંધી કંઈપણ સૂચના આપવાનું ભૂલી ગયો, તેમને પારણું ન થવાથી હું આહારનો અંતરાય કરનાર, તે સાથે તેના ધર્મનો અંતરાય કરનાર બન્યો. કુલપતિએ કહ્યું—'હે વત્સ! આ એક નજીવી હકીકત છે. આમાં તારો અપરાધ નથી. તીવ્ર વેદનાને આધીન બનેલા પુરુષોને કાર્યાકાર્યનો ખ્યાલ રહેતો નથી. બીજું તેને આહારનો અંતરાય કરવાથી ધર્માન્તરાય થતો નથી, પણ તપ-સંપત્તિની બુદ્ધિ થાય છે, માટે ઉદ્વેગ કરવાની જરૂર નથી. રાજાએ કહ્યું કે હે ભગવંત! જ્યાં સુધી તે મહાનુભાવ મારે ત્યાં આહાર ગ્રહણ ન કરે; ત્યાં સુધી ઉદ્વેગ કેમ જાય? કુલપતિએ કહ્યું હે વત્સ! જો વચમાં કંઈ વિઘ્ન નહિ આવે તો તે તારા ઘરે જ પારણું કરશે. ત્યાર પછી:કુલપતિએ અગ્નિશર્માને બોલાવ્યો. બહુમાનપૂર્વક હાથ પકડીને કહ્યું—હે વત્સ! તું પારણું કર્યા વગર રાજાને ત્યાંથી પાછો ફર્યો, તે કારણથી રાજા મનમાં ઘણો સંતાપ કરે છે. ગઇ કાલે તેને સજ્જડ મસ્તક-વેદના ઉપડી હતી અને વેદનાથી પરાધીન બનેલા તેણે તારો સત્કાર ન કર્યો-એમાં એ અપરાધી નથી, વળી તે રાજા એમ કહે છે કે જ્યાં સુધી આ તપસ્વી અગ્નિશર્મા મારા ઘરે પારણું નહિં કરે, ત્યાં સુધી મારો ઉદ્વેગ ખસવાનો નથી, અગ્નિશર્માએ કહ્યું, 'હે ભગવંત! જેવી આપશ્રીની આજ્ઞા. રાજા નિષ્કારણ સંતાપ કરે છે; કારણ કે, તેણે મારૂં કોઇ તેવું પરલોક-વિરૂદ્ધ કાર્ય કર્યું નથી. ત્યાર પછી રાજા વિચારે છે કે અહો! આની મહાનુભાવતા! તપસ્વીવર્ગને પ્રણામ કરી કેટલોક સમય તેમની સેવા કરી રાજા નગરમાં ગયો.

### બીજે મહિને પણ પારણા વગર પાછો ફર્યો

ફરી વળી કાળ-ક્રમે વિષયસુખ અનુભવતા રાજા અને દુષ્કર તપ ચરણ-વિધિ કરતા અગ્નિશર્માનો એક મહિનો પસાર થયો. એ સમયે પારણાના દિવસે જ લડાઇમાંથી પાછા ફરતા પુરુષોએ આવી નિવેદન કર્યું કે-"હે મહારાજ! અતિવિષમ પરાક્રમથી ગર્વિત, વિષમ-દ્રોણી (બે પર્વતની સંધિ) મુખમાં પેઠેલ; જેણે પોતાની રક્ષાનો ઉપાય કર્યો નથી, તથા બીજા પ્રકારે દેશનો વિનાશ થશે એમ ધારીને વીરપુરુષના ચરિત્રનું અવલંબન કરી આપનું સૈન્ય વિશ્વાસથી ઊંઘી ગયું હતું, એવી અર્ધ-રાત્રે, ત્રણ લોકના મંગલ-પ્રદીપરૂપ ચંદ્રના અસ્ત-સમયે સકલ સૈન્ય સાથે છાપો મારી આપના અતિપ્રમાદી સૈન્યને અપ્રમત્ત માન ભંગ રાજાએ જિતી લીધું છે હવે આપ કહો તેમ કરીએ." અતિ દુઃસહ એવું વચન સાંભળી કોપાગ્નિથી જળી રહેલ લાલ નયનવાળા, ફફડતા હોઠવાળા રાજા નિર્દયપણે જમીન પર હાથ ઠોકે છે, ક્રોધવશ બોલતાં બોલતાં જેનાં વચન સ્ખલના પામે છે, આવી સ્થિતિ પામેલા રાજાએ પરિજનને હુકમ કર્યો કે, જલ્દી પ્રયાણની રણભેરી વગડાવો, દુર્જય

હાથીઓના સૈન્યને લડવા માટે તૈયાર કરો, દર્પવાળા અશ્વ-સૈન્યને પલાણ નાખી સજ્જ કરો. ધ્વજાની શ્રેણીથી શોભાયમાન રથ-સમુદાયને ઘોડા જોડીને તૈયાર કરો, જુદા જુદા હથિયાર ધારણ કરનાર પાયદળ સેનાને પ્રવર્તાવો.

રાજાનો હુકમ થતાં જ પ્રયાણ-ભેરીનો શબ્દ સંભળાતાં જેમાં હાથી રૂપ મેઘ-સમૂહો શોભે છે, જેમાં ઊંચે ચડાવેલ ધ્વજા, ચામર, છત્ર-સમુદાય રૂપ બગલાં છે, જેમાં તીક્ષ્ણ ચમકતી તરવારો અને ભાલાં રૂપ વીજળીઓ છે. શંખ, કાહલ, કાંસી અને વાજિંત્રોના શબ્દ રૂપ મેઘ-ગર્જારવથી દિશાઓ પૂરાઈ ગઈ છે. અણધાર્યો મેઘ-અંધકાર ચારે બાજુ છવાઈ જાય તેમ રાજાનું સૈન્ય ચારે બાજુ પથરાઈ ગયું. આ સમયે ગુણસેન રાજા ઉત્તમ રથ ઉપર આરૂઢ થયા. આગળ જળ-પૂર્ણ સુવર્ણ-કળશો ગોઠવ્યા હતા. જાણે જયશ્રી ફાળ ભરતી હોય તેવા મંગલ-વાજિંત્રો જોરથી વાગી રહ્યાં હતાં. બંદી-વર્ગ વિવિધ પ્રકારના મંગલ-પાઠ કરતા હતા, તેવા સમયે અગ્નિશર્મા તાપસે ગુણસેન રાજાના મહેલમાં પારણા માટે પ્રવેશ કર્યો. રાજા યુદ્ધ માટે પ્રયાણ કરવાની તૈયારીમાં હતો, તે સમયે મહાજન-સમુદાય આકુળ-વ્યાકુળ બનેલો હતો, તેથી રાજાના કોઈ મુખ્ય પરિવારે તપસ્વીને ન ઓળખ્યા. થોડો સમય પસાર કરી મદોન્મત્ત હાથી અને ઘોડાઓના સમૂહના સંમર્દથી ભય પામેલો તે તપસ્વી રાજાના ઘરથી બહાર નીકળી ગયો.

## ત્રીજી વખત નિમંત્રણ-સ્વીકાર

આ જ વખતે સમય જણાવનાર શંકુ-સાધન ગ્રહણ કરી જ્યોતિશાસ્ત્રના જાણનાર છાયા-શાસ્ત્રીએ કહ્યું કે "હે દેવ ! અત્યારે પ્રયાણ કરવા માટે પ્રશસ્તમુહૂર્ત છે, માટે પ્રયાણ કરો." રાજાએ કહ્યું કે, "આજે તે અગ્નિશર્મા તાપસનો પારણાનો દિવસ છે. કુલપતિના કહેવાથી મારે ત્યાં પારણું કરવાનું તેણે કબૂલ્યું છે, માટે તેમને આવી જવા દો, તેમને ભોજન કરાવી, પ્રણામ કરી, આશીર્વાદ લઈ, પછી પ્રયાણ કરીએ." ત્યાર પછી નજીકમાં ઊભા રહેલા કોઈ કુલપુત્રકે કહ્યું કે, 'હે દેવ ! તે મહાનુભાવ હમણાં જ અહિં આવ્યા હતા, પરંતુ મદોન્મત્ત હાથી-ઘોડાના સમુદાયની હડફેટમાં આવી જવાના ભયથી રાજ્યાંગણમાંથી બહાર નીકળી ગયા, હજુ નગર બહાર નહીં નીકળ્યા હશે-એમ ધારું છું". એ સાંભળી ઉતાવળો ઉતાવળો રાજા તેના માર્ગે પાછળ ગયો. નગરના દરવાજાથી બહાર નીકળતો અગ્નિશર્મા દેખાયો. રાજાએ રથમાંથી નીચે ઉતરી ભક્તિ-પૂર્ણ આદરથી ચરણમાં પડી, બહુમાન-પૂર્વક વિનંતી કરી કે-હે ભગવંત ! કૃપા કરી પાછા ફરો, જરૂરી કાર્ય માટે ગમન કરવાનું હોવા છતાં, આપણા આગમનની રાહ જોતાં મેં આટલો કાલ-વિલંબ કર્યો છે. તમે મારા મહેલમાં પ્રવેશ કર્યો પણ મારા પરિવારમાંથી કોઈએ આપને ઓળખ્યા નહિં, અને તમો એકદમ નીકળી ગયા, માટે પાછા વળો.' અગ્નિશર્મા તાપસે કહ્યું કે, "મહારાજ ! મારી વિશિષ્ટ પ્રતિજ્ઞા તમે બરાબર જાણો છો, માટે હવે એ વાત ન કરો. તપસ્વીઓ ખરેખર પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરનારા હોય છે, અને આહાર

મળે કે ન મળે તે બ નેમા સમાન ભાવવાળા હોય છે ' રાજાએ કહ્યુ કે, "માગ આ પ્રમાદ-કાર્યથી મને ઘણી શરમ આવે છે તમોને તીવ્ર તપથી ઉત્પન્ન થયેની શરીર-પીડા કરતાં પણ મને અધિક વેદના થાય છે આ સતાપ-અગ્નિ મને મજ્જાડ બાળે છે હૃદય જાણે નાશ પામતુ હોય તેમ મારી વાણી પણ સ્ખલના પામે છે હું મને પોતાને મહા પાપકર્મ કરનારો માનુ છુ તો હવે સમગ્ર દુ ખી જીવોના બ ધુ-ભૂત નિષ્કારણ વત્સલતાવાળા આપ ભગવ ત જ આ મારા દુ ખની શાતિનો ઉપાય વિચારો " અગ્નિશર્મા તાપસે વિચાર્યુ — "અહો ! આ મહારાજાની મહાનુભ વતા ! મે પારણુ ન કર્યું, તેથી પોતે આટલો ખેદ પામે છે, અહો ! આને ગુરુવર્ગની સેવા કરવાનો અનુરાગ કેટલો છે ? તો જ્યા સુધી તેના ઘરે મે પારણુ નથી કર્યું ત્યા સુધી આ સ્વસ્થ નહી થાય " એમ વિચારી તપસ્વીએ કહ્યુ કે— " હે મહારાજ ! નિષ્કારણ તમે સ તાપ કરો છો, છતા પણ તે દુ ખની શાતિ માટે આ ઉપાય છે, કે જો કઈ પણ બીજુ નિમિત્ત ઊભુ નહિ થાય, તો પારણાના દિવસે તમારા ઘરે જ આવી આહાર ગ્રહણ કરવો તે તમારી પ્રાર્થના સ્વીકારુ છુ તમે દુ ખ ન લગાડો પછી ધરણી પર જાનુ અને હથેળી સ્થાપન કરી રાજાએ કહ્યુ, હે ભગવ ત ! આ દુ ખ શાંત કરવાનો ઉપાય તમે બરાબર જાણી લીધો, અથવા તપસ્વીઓ નિર્મળ જ્ઞાન-ચક્ષુવાળા હોય છે તેઓ શુ ન જાણી શકે ?' મારા ઉપર આપે ઘણો ઉપકાર કર્યો નિષ્કારણ-વત્સલતાવાળા આપને આ જ યોગ્ય ગણાય હવે આપ તપોવન તરફ પધારો. તાજા પ્રમાદ કાર્યથી કલ કિત બનેલો હુ કુલપતિના દર્શન કરવા માટે પણ સમર્થ થઇ શકતો નથી" એમ કહી અગ્નિશર્મા તાપસને પ્રણામ કરી રાજા પાછો ફર્યો હવે મારે યુદ્ધ માટે જાતે પ્રયાણ નથી કરવુ , એમ વિચારી માનભ ગ રાજા ઉપર ચડાઈ કરવા સૈન્યને વિદાય આપી

### રાજ પુત્રનો જન્મોત્સવ

અગ્નિશર્મા તાપસે તપોવનમા પહોચી કુલપતિને બનેલો વૃત્તાન્ત જણાવ્યો હે વત્સ ! સારૂ કર્યું એમ કહી કુલપતિએ અભિન દન આપ્યુ અને તપાસે ત્રીજા મહિનાની ઉપવાસ કરવાની પ્રતિજ્ઞા સ્વીકારી પ્રતિદિન વૃદ્ધિ પામતા સ વેગવાળા અને રાજા વડે સેવા કરાતા તેને એક મહિનો પસાર થઇ ગયો રાજાના સેકડો મનોરથો સાથે પારણાનો દિવસ આવી પહોચ્યો તે જ પારણાના દિવસે ગુણસેન રાજાની વસ તસેના રાણીએ પુત્રને જન્મ આપ્યો હર્ષવશ ખીલેલા વદન-કમળવાળી પ્રતિહારીએ આન દપૂર્વક કહ્યુ કે, "મહારાજ ! દેવી વસ તસેનાએ તમારા અભ્યુદય માટે પ્રજાના ભાગ્યથી પુત્રને સુખપૂર્વક જન્મ આપ્યો છે" એટલે પુત્ર-જન્મના અભ્યુદયથી રોમાચિત થયેલા રાજાએ પ્રતિહારીને કડા, કેયૂર (બાજુબ ધ), મુકુટ વર્જીને બાકીના અગે પહેરેલા આભૂષણોનુ દાન આપી આજ્ઞા કરી કે, ' હે વસુ ધન ! મારી આજ્ઞાથી નજીકના પટ્ટરોગીરને જણાવો કે કાલ ઘ ટ વગડાવીને મારા રાજ્યના કેદીઓના સર્વ પ્રકારના કેદના બ ધનો છોડાવી દો. ઘોષણા કરાવીને યોગ્યની અપેક્ષા રાખ્યા વગર અને માગવા કરતા અધિક મહાદાન દેવડાવો. જિતશત્રુ વગેરે રાજાઓને મારા પુત્ર-જન્મના સમાચાર મોકલાવો દેવીએ પુત્ર-જન્મ આપ્યો છે, તેમ

નગર-લોકોને નિવેદન કરો. અનુધાર્યા આનંદનો નગર મહોત્સવ કરાવો.” રાજાએ કહ્યા પ્રમાણે તેણીએ પ્રતિહારોને તે આજ્ઞાઓ જણાવી, એટલે પ્રતિહારોએ રાજાની આજ્ઞા પ્રમાણે સર્વ કાર્યો કર્યાં, કેવી રીતે ?

તે રાજ-સેવકોએ વાજિંત્રોના શબ્દથી દસે દિશાઓ ભરી દીધી. વિલાસિની સ્ત્રીઓનો સમૂહ એક હાથ ઉંચો કરી નૃત્ય કરી રહ્યો છે. અંતઃપુરની સ્ત્રીઓ એકબીજાના પહેરેલાં ઉપરના વસ્ત્રને ખેંચે છે. તેમજ કેટલીક નારીઓ વિશેષ પ્રકારે વસ્ત્ર અને આભૂષણ પહેરી શરીર-શોભા વધારી એકઠી થાય છે. કેટલીક સ્ત્રીઓ પાછળથી આવી, પીઠ-ભાગમાં મુષ્ટિ-પ્રહાર કરે છે, જેથી સિત્કાર છૂટે છે, મદ-વશ બનેલી કેટલીક વિલાસિનીઓ કંચુકીઓ પાસે નૃત્ય કરાવે છે. કેટલાક તાલાચર પુરુષો બે હાથની તાળીઓ અફાળી મૃદંગ જેવો મધુર અવાજ સંભળાવે છે, દાન મળવાથી આનંદ પામેલા બંદીવૃન્દ-ચારણો જય જય શબ્દ પોકારે છે, નૃત્ય કરતી ઠીંગણી નાની દાસીઓ રાજાને હાસ્ય કરાવે છે. આમ મધુર પીણાં પીનાર મંડળી મળી મનોહર વધામણાં કરે છે. આ પ્રમાણે વસંતપુર નગરમાં પુત્રજન્મ-વધામણાંનો મહોત્સવ પ્રવર્ત્યો.

## ઘોર નિયાણું બાંધ્યું

દેવીએ જન્મ આપેલ પુત્રના અભ્યુદયથી રાજા અને તેનો પરિવાર આવી રીતે હર્ષિત અને મહાપ્રમત્ત બનેલા હતો, ત્યારે અગ્નિશર્મા તાપસે ત્રીજા મહિનાનું પારણું કરવા માટે રાજકુલમાં પ્રવેશ કર્યો. પરંતુ તે વખતે કોઇએ તેને વચનમાત્રથી ‘ પધારો ’ એવો આવકાર પણ ન આપ્યો. અશુભ કર્મોદયથી અને આર્તધ્યાનથી દૂષિત બનેલો તે એકદમ પાછો નીકળી ગયો. તાપસે હવે મનમાં ચિંતવ્યું કે, અહો ! આ રાજાને બાલ્ય-કાળથી જ આવા પ્રકારનો ન કલ્પી શકાય તેવો મારા પ્રત્યે વૈરાનુબંધ છે. અતિગૂઢ આકારવાળું તેનું વર્તન જુઓ, કે જે મારી સમક્ષ મનને અનુકૂળ બોલીને આચરણ વિપરીત કરે છે ! એમ ચિંતવતો અગ્નિશર્મા તાપસ પારણું કર્યા વગર નગર બહાર નીકળી ગયો. આ સમયે અજ્ઞાન-દોષથી અને પરમાર્થ-માર્ગનો વિચાર ન કરેલો હોવાથી તે કષાયો વડે ઘેરાયો, જેથી તેની પરલોકની વાસના ચાલી ગઇ, ધર્મ-શ્રદ્ધા નાશ પામી. સમગ્ર દુઃખરૂપ વૃક્ષના બીજભૂત અમૈત્રી-દ્વેષભાવના આવી. દેહને પીડા કરનારી એવી અત્યંત ભૂખ લાગી અને ભૂખથી લેવાયો, ત્યાર પછી પ્રથમ પરિષહ ક્ષુધા-વેદના, અજ્ઞાન, તથા ક્રોધને આધીન બનેલા મૂઢ-હૃદયવાળા આ તપસ્વીએ આવા પ્રકારનું ઘોર નિયાણું બાંધ્યું—

“ મેં લાંબા સમય સુધી આચરેલાં અને પાળેલા આ વ્રતોનું અને કરેલ તપનું જો કંઈ ફળ હોય, તો દરેક ભવમાં મારો જન્મ આ રાજાના વધ માટે હોજો.” જે પુરુષ સ્નેહી-સ્વજન-વર્ગનું પ્રિય અને શત્રુનું અપ્રિય કરતો નથી, માતાના યૌવનનો નાશ કરનાર એવા તેના જન્મથી શું ? શો લાભ ? આ પાપી રાજા બાલ્યકાળથી જ મારા

વગર અપરાધે પણ શત્રુ છે, તો હું તેનું અપ્રિય કરીશ એ પ્રમાણે નિયાણું[1] કરી તે પાપ-સ્થાનકની આલોચના કે પશ્ચાત્તાપ કર્યા વગર ક્રોધ-અગ્નિથી જળી રહેલ ચિત્તવાળા થઈ તેણે વારંવાર એ જ નિયાણાને દઢ કર્યું.

## જિંદગી-પર્યંત સર્વ આહાર-ત્યાગ

એમ વિચારતો તે તપોવનમાં પહોંચ્યો. મનમાં અનેક પ્રકારના વિકલ્પો અને કુચિંતાઓથી પ્રજ્વલિત થયેલા અને વધતા ક્રોધાગ્નિવાળો તે તાપસ કુલપતિનો અને બાકીના તાપસોનો ત્યાગ કરી કોઈ ન જાણે તેમ આમ્રાની શ્રેણીના માર્ગે ગયો.

નિર્મલ શિલાઓથી બનાવેલ ચોરસ પીઠ ભાગ પર બેઠો. ક્રોધાવેશથી ફરી ચિંતવવા લાગ્યો. અહો! તે રાજાને મારા તરફ કેટલો દ્વેષભાવ છે! આ સર્વ તાપસોની અંદર 'હું' એકલો જ શા માટે તેનાથી ઉપહાસ-યોગ્ય થયો છું? મારી ચોક્કસ પ્રતિજ્ઞા જાણવા છતાં કપટથી મને સર્વ સમક્ષ નિમંત્રણ આપી પારણું કરાવતો નથી અને હલકો પાડે છે. ખરેખર તે રાજા મૂઢ છે, કે આવી દીક્ષા-અવસ્થા પામેલા મને-સને પણ હેરાન કરે છે. અનાથો, દુર્બલો અને બીજાથી પરાભવ પામેલા જીવોને યમરાજાની માફક વિનિપાત કરી, હેરાન કરવા, તેથી માની પુરુષોનું માન પૂર્ણ થતું નથી! અને ખાસ કરી જેઓ શત્રુ અને મિત્રો પ્રત્યે સમાનભાવવાળા, પરલોકના વ્યાપારમાં તલ્લીન એવા તપસ્વીઓને હેરાન કરવા તેમાં બહાદુરી ન ગણાય. અથવા આટલી પણ કદર્થના મને કેમ થઇ? કારણ કે આહાર માત્રનો સંગ હજુ મને છૂટેલો નથી. આહાર સંગ કરનો હોવાથી આટલી કદર્થના મારે સહેવી પડી છે, તેથી હવે અપમાનના કારણરૂપ આહારથી યાવજ્જીવ સર્યું, એમ નિર્ણય કરી તેણે જાતે મહા ઉપવાસનું વ્રત અનશન અંગીકાર કર્યું.

એ સમયે પોતાના ધ્યાન-વ્યાપારને તજી અશુભ ધ્યાનથી દૂષિત મનવાળા તપથી દુર્બળ દેહવાળા અગ્નિશર્મા તાપસને ત્યાં બેઠેલો જોઈ,બીજા તાપસોએ પૂછયું કે 'હે ભગવંત! આપનો દેહ અત્યંત દુર્બળ જણાય છે, તેમજ પુષ્પમાળા તથા શરીરે વિલેપનનો ઉપચાર જણાતો નથી, તો શું આજે પણ આપનું પારણું થયું નથી કે શું?'અગ્નિશર્માએ કહ્યું કે, 'નથી થયું' તાપસોએ પૂછયું કે 'હે ભગવંત! કેમ ન થયું? શું હજુ સુધી ગુણસેન રાજાને ઘરે તમે ગયા નથી? અગ્નિશર્માએ કહ્યું, હું ગયો હતો. તાપસોએ પૂછયું, કે તો પછી પારણું કેમ ન થયું? તેણે જવાબ આપ્યો કે, 'બાલ્ય-કાળથી જ તે રાજા મારા ઉપર વગર અપરાધે વેર રાખે છે પહેલા પણ મને હેરાન કરતો હતો, પણ મેં એને બરાબર ન ઓળખ્યો. અત્યારે તેનો વૈરાનુબંધ જાણી શક્યો. દેખાવમાં તે વિનીત જણાય છે, પણ તે બનાવટી વિનય કરનારને મારા ઉપરનો વૈરભાવ જતો નથી. જે કારણથી ઉપહાસ કરવાની બુદ્ધિથી મને

---

૧ આ ભવમાં કરેલા વિશિષ્ટ ફલ-દાયક તપ, સંયમ અને ધર્મનું પોતાની ઇચ્છા પ્રમાણે ભવાન્તરમાં અમુક ઈષ્ટ ફલ પ્રાપ્ત કરવા માટે માગણી કરવી તે નિયાણું.

પારણાનું નિમંત્રણ કરે અને અનાર્યના આચરણની માફક તેવાં તેવાં માયા-પ્રપંચના બહાન ઊભા કરી મને હેરાન-પરેશાન કરે છે. આજે તેણે મારા પારણાનો દિવસ જાણી અણધાર્યો મોટો આમોદ-પ્રમોદ કરાવ્યો છે. તેથી રાજ્યાંગણમાં પ્રવેશ કરીને હું ઊભો રહ્યો, છતાં પણ કોઇએ આદર-સત્કાર ન કર્યો, એટલે હું રાજાના પરિવારના મનનો અભિપ્રાય સમજીને જલ્દી બહાર નીકળી ગયો. તાપસોએ કહ્યું, 'હે ભગવંત! તપસ્વી-જન પ્રત્યે વત્સલતાવાળા ગુણસેન રાજામાં આવી વાત સંભવતી નથી, અથવા તો જગતમાં પુરુષો વિચિત્ર અભિપ્રાયવાળા હોય છે. કયા પ્રકારની સંભાવના ન કરવી? કષાયોને આધીન કોણ નથી બનતું'?' એમ કહી અતિઉદ્વેગ પામેલા તાપસોએ કુલપતિને આ વાત જણાવી કે, 'હે ભગવંત! તે અગ્નિશર્મા તાપસને આ કારણથી હમણાં પણ પારણું થયું નથી.' એટલે કુલપતિ બેબાકળા બની એકદમ અગ્નિશર્મા પાસે આવ્યા. અગ્નિશર્મા તાપસે યથાયોગ્ય વિનય કરી તેમનો પૂજા-સત્કાર કર્યો. કુલપતિએ પૂછ્યું કે, 'શું આજે પણ તારું પારણું ન થયું? અહો! ગુણસેન રાજાનું અનુચિત પ્રમાદી વર્તન!' અગ્નિશર્માએ કહ્યું, 'હે ભગવંત! રાજાઓ પ્રમાદી જ હોય છે. એમાં તેનો શો દોષ? ખરો અપરાધ તો મારો જ છે કે મે આહાર માત્રનો સંગ રાખ્યો. તે કારણે તેના ઘરે જવું પડયું. પરંતુ હવે તો સમગ્ર પરાભવના બીજભૂત આટલો પણ આહાર-સંગ યાવજ્જીવ માટે મેં હમણાં તજ્યો છે. આથી આપશ્રીને વિનંતિ કરું છું કે આ વિષયમાં મને આપે બીજી કોઇ આજ્ઞા ન કરવી.' કુલપતિએ કહ્યું, "હે વત્સ! જો તેં આહાર-ત્યાગ કર્યો હોય, તો હવે આજ્ઞા કરવાનો સમય જ કયાં રહ્યો? તપસ્વીઓ હંમેશાં સત્ય પ્રતિજ્ઞા કરનારા હોય છે, પરંતુ એક વાત ધ્યાનમાં રાખવાની કે 'તારે રાજા ઉપર કોપ ન કરવો.' કારણ કે, સર્વે જીવો પૂર્વે કરેલાં કર્મોને અનુસારે ફળ-વિપાકને પામે છે, અપરાધ કે લાભ થવામાં બીજો માત્ર નિમિત બને છે." એમ હિત-શિખામણ આપી સેવા કરનાર અને પાસે રહેનાર તાપસો નક્કી કરી કુલપતિ પોતાના સ્થાનકે ગયા.

## રાજાનો બળાપો

આ બાજુ ગુણસેન રાજા અણધાર્યા આનંદોત્સવના સુખને પરિવાર સાથે અનુભવી રહેલ હતો, તેટલામાં પારણાની વેળા વીત્યા પછી આજે તે મહાતપસ્વીનું પારણું છે-એમ યાદ આવ્યું. અહો! મારી અધન્યતા. જરૂર આજે પણ તે મહાતપસ્વીનું પારણું નહિ થયું હોય તેમ વિચારું છું. નજીકમાં રહેલા પરિવારને પૂછ્યું કે, 'આજે મહાનુભાવ તે તપસ્વી અહીં આવ્યા હતા?' ચોકકસ તપાસ કરાવી એટલે કોઇકે કહ્યું કે, 'આવ્યા હતાં; પરંતુ દેવીએ જન્મ આપેલ પુત્રના અભ્યુદયના સમાચાર સાંભળી બધા આનંદમગ્ન બની ગયા, તેથી કોઈ પણ પરિવારે તેમની આગતા-સ્વાગતા ન કરી, તેથી તરત જ તેઓ નીકળી ગયા.' રાજાએ કહ્યું કે, 'અહો! મારી પાપપરિણતિ કેવી છે? તે મહાતપસ્વીને ધર્માન્તરાય કરવાથી દેવીને પુત્ર જન્મ્યો, તે અભ્યુદયને પણ હું આપત્તિરૂપ માનું છું.

નિર્ભાગીઓના ઘરોમા સર્વથા વસુધારા પડતી નથી પ્રમાદદોષથી દૂષિત બનેલો હુ તેના સમાચાર-નિમિત્તે તેમનુ મુખ જોવા માટે પણ હવે સમર્થ નથી, તેથી હે સોમદેવ પુરોહિત ! તમે મારા માણસ છો– એમ ખબર ન પડે તેવી રીતે ત્યા જઈ તપાસ કરો કે તે મહાતપસ્વીનો શો વૃત્તાન્ત છે ? તેણે શુ કર્યું ? તમે જલ્દી જઈ સમાચાર લાવો, કારણ કે મારુ હૃદય અત્યારે ઘણુ શકિત થતુ હોય તેવુ જણાય છે.'

## સોમદેવે મેળવેલો વૃત્તાન્ત

આ પ્રમાણે આજ્ઞા પામેલા સોમદેવ પુરોહિત તપોવનમા ગયા ઘણા તાપસોથી પરિવરેલ, પર્વત પરથી વહેતી નદીના કિનારા નજીકના મડપમા લાબા ઘાસના બનાવેલ સથારા ઉપર બેઠેલા, ક્રોધ-વશ બની રાજાની કથા કહેવાના વ્યાપારવાળા અગ્નિશર્મા તાપસને જોઇ, વિનયથી મસ્તક નમાવી, સોમદેવે પ્રણામ કર્યા તેણે પણ આશીર્વાદ આપવાપૂર્વક 'સ્વાગત' કહી 'બેસો' એમ આદેશ કર્યો સોમદેવ પુરોહિત ઠાવકા થઇ ત્યા બેઠા અને કહ્યુ કે, 'હે ભગવત ! આપનો દેહ આટલો દુર્બળ કેમ જણાય છે, તો આપને શુ થયુ છે ?' અગ્નિશર્માએ કહ્યુ, 'નિસ્પૃહ-અભિલાષા વગરના છતા બીજાના પાસેથી આજીવિકા પ્રાપ્ત કરનારા તપસ્વીઓના દેહ દુર્બલ જ હોય સોમદેવે કહ્યુ – આપની વાત ઠીક છે તપસ્વીઓ નિસ્પૃહ-ઇચ્છા વગરના જ હોય છે તેઓ ધન, ધાન્ય, હિરણ્ય, સુવર્ણ, મણિ, મોતી, પ્રવાલ, બે પગવાળા, ચારપગવાળા પ્રાણી આદિકમા સ્પૃહા વગરના હોય છે, પણ ધર્મ-કાયા ઉપર ઉપકાર કરનાર આહાર માત્રમા તેવા સ્પૃહા વગરના હોતા નથી તેમજ અહિના લોકો તેવા નથી, જેઓ તમારા સરખા મુક્તિ-માર્ગને પામેલા, શત્રુ-મિત્ર પ્રત્યે તથા તૃણ-મણિ, મોતી-કચન પ્રત્યે સમાન ભાવવાળા અને સસારરૂપ સમુદ્રમાથી પાર પામવા માટે વહાણ-સમાન એવા તમોને આહારમાત્ર પણ ન આપે અગ્નિશર્મા તાપસે કહ્યુ, 'તમારી વાત સાચી છે અહિ તેવા પ્રકારના લોકો નથી, એક માત્ર ગુણસેન રાજા સિવાય' સોમદેવે કહ્યુ, 'હે ભગવત ! નરેન્દ્ર ગુણસેને શુ કર્યું ? તે રાજા તો ધર્મી સભળાય છે' અગ્નિશર્માએ કહ્યુ કે, 'એના જેવો બીજો ધર્મી કોણ હોય ? કે જેણે પોતાના મડળને જીત્યુ છે, તો પણ તપસ્વીને જે બળાત્કારે મારી નાખે છે' સોમદેવે વિચાર્યું કે, આ તાપસ કોપાયમાન બન્યો છે લાબા દર્ભના બનાવેલા સથારા પર બેઠેલો છે, તેથી જણાય છે કે નરેન્દ્રના કટાળાથી જ એણે અનશન અગીકાર કર્યું હશે. કદાચ એને પૂછીશ તો ન સભળાય તેવા રાજાના અવગુણો બોલશે, માટે હવે બીજા પાસેથી હકીકત મેળવી સ્વામીને જણાવીશ. પ્રણામ કરી સોમદેવ ત્યાથી નીકળ્યો. પર્વત પરથી વહેતી નદીમા સ્નાન કરવાની ઇચ્છાથી નીકળતા અને જેના હાથમા દર્ભ અને પુષ્પો રહેલા હતા, તેવા તાપસને પૂછ્યુ, 'હે ભગવત ! અગ્નિશર્મા તાપસે શુ વ્રત અગીકાર કર્યું છે?' તેણે પણ અશ્રુજળ પૂર્ણ વ્યાકુળ નયનવાળા થઈ શરૂઆતથી માડી છેવટ સુધીનો બનેલો વૃત્તાન્ત અને અનશન વ્રતની હકીકત કહી એટલે સોમદેવે જેવી હકીકત બની હતી, તે પ્રમાણે રાજાને જઇને નિવેદન કરી

## રાજાનું તપોવનમાં નિષ્ફળ ગમન

ત્યાર પછી અધિક નિર્વેદ ઉત્પન્ન થતાં ચિંતા-ભાર ન સહન કરતાં અંગવાળો રાજા સમગ્ર અંતઃપુરને અને મુખ્ય પરિવારને સાથે લઈ અગ્નિશર્માને પ્રતીતિ કરી શાન્ત પાડવા માટે પગે ચાલતાં તપોવનમાં ગયો. કલહંસિકાઓથી પરિવરેલ રાજહંસ જેવો રાણીના પરિવારવાળો રાજા તપોવન નજીકમાં વિસ્તીર્ણ ગિરિ-નદીના કાંઠે પહોંચ્યો. આ સમયે એક મુનિકુમારે અગ્નિશર્માને હસતે વદને રાજાનું આગમન જણાવ્યું, એટલે ક્રોધાગ્નિથી જળી રહેલ શરીરવાળા અગ્નિશર્માએ કુલપતિને બોલાવી મંગાવ્યા. ગુરુના યથોચિત વિનયોપચારનું ઉલ્લંઘન કરી નિષ્ઠુરપણે કહ્યું, 'અરે ! નિષ્કારણ-વૈરી એ નરેન્દ્રાધમનું મુખ જોવા માટે હવે હું શક્તિમાન નથી, તેથી જે તે કંઈક કહી રાજાને બારોબાર વિદાય કરો.' કુલપતિએ વિચાર્યું કે, જરૂર આ તપસ્વી કષાયોથી ઘેરાયો છે તાજા ઉગ્ર કષાયથી દૂષિત ચિત્તવાળા તાપસનાં દર્શન કરવા રાજા આવ્યા છે, તેથી હાલ તો રાજાને વિદાય આપવી યોગ્ય છે, એમ ધારી કુલપતિ રાજાની સન્મુખ થોડી ભૂમિ સુધી ગયા. કુલપતિએ કરમાએલ દેહવાળા રાજાને પરિવાર સાથે દેખ્યા. પરિવાર સાથે રાજાએ વિનયથી પ્રણામ કર્યા કુલપતિએ પણ તેને આશીર્વાદ આપી અભિનંદ્યા. રાજાને કહ્યું કે, 'આ બાજુ આવો, ચંપક વૃક્ષોની શ્રેણીમાં બેસીએ.' રાજાએ કહ્યું, 'જેવી આપની આજ્ઞા.' ચંપકવૃક્ષોની શ્રેણી તરફ ગયા. કુલપતિ નિર્મલ શિલાતલ ઉપર દર્ભાસન પર બેઠા. તેની આગળ પરિવાર સાથે રાજા પૃથ્વી પર બેઠા. પછી કુલપતિએ કહ્યું કે રાણીના પરિવાર સાથે અનુચિત રીતે આટલી ભૂમિ સુધી પગે ચાલીને કેમ આવવું થયું ? રાજાએ કહ્યું કે, 'ભગવંત ! અમે અનુચિત કરનારા જ છીએ, અથવા તો મારા સરખા પુરુષાધમોને આ જ ઉચિત ગણાય કે પ્રમાદથી મહાતપસ્વી લોકોને મારી નાખવા વડે ધર્માન્તરાય કર્યો. જેમાં હૃદયનો સદ્ભાવ ઉત્પન્ન થતો નથી, એવી કૃત્રિમ મંત્રણાથી શું ? હે ભગવંત ! તે મહાનુભાવ અગ્નિશર્મા તાપસ ક્યાં બિરાજે છે ? તેને પ્રણામ કરી હું પાપકર્મ કરનારા મારા આત્માને નિર્મળ કરું. કુલપતિએ કહ્યું, હે મહારાજ ! આટલો બધો ખેદ કરવાની જરૂર નથી. તેણે તમારા નિર્વેદથી અનશન કર્યું નથી, પરંતુ તપસ્વીજનોનો આ કલ્પ-આચાર છે કે 'આયુષ્યના અંત સમયે અનશનવિધિ કરવા પૂર્વક દેહનો ત્યાગ કરવો.' રાજાએ કહ્યું, ' હવે તે વાતનો લાંબો વિચાર કરવો નિરર્થક છે. હું તે મહાનુભાવનાં દર્શન કરું. કુલપતિએ કહ્યું, કે હે, રાજન ! અત્યારે તેના દર્શનથી સર્યું. તે ધ્યાન યોગમાં રોકાયો છે. તેના અભીષ્ટ ધ્યાનાદિ કાર્યમાં શા માટે અંતરાય કરવો ? તો હાલ તમે નગરીમાં જાઓ. વળી કોઇ બીજા સમયે દર્શન કરજો.' રાજાએ કહ્યું, 'જેવી આપશ્રીની આજ્ઞા. ફરી કોઇ સમયે આવીશ.' એમ કહી અત્યંત દુમણો બનેલો રાજા ઉભો થઈ કુલપતિને પ્રણામ કરી નગરી તરફ ચાલ્યો. ત્યાર પછી દયાળુ એક બાલ-તાપસકુમારે રાજાની પાછળ થોડી ભૂમિ સુધી ચાલીને રોષે ભરાયેલા

અગ્નિશર્માનો અભિપ્રાય જણાવ્યો એટલે રાજાએ વિચાર્યું કે તો પછી હવે ફરી અહીં શા માટે આવવું ? મારા આવવાથી કુલપતિને મુશ્કેલીમાં મુકાવું પડે છે.

## રાજધાનીમાં પુનરાગમન

હવે આ નગરમાં મારે વસવું એ પણ યોગ્ય નથી રખેને તે મહાનુભાવનું ન સાંભળવા યોગ્ય બીજું સાંભળીશ, એમ વિચારતો તે રાજા વસંતપુર નગરમાં પહોંચ્યો. તેણે જ્યોતિષીઓને બોલાવી પૂછ્યું કે, ક્ષિતિપ્રતિષ્ઠિત નગર તરફ પ્રયાણ કરવા માટે નજીકમા કયો સુંદર દિવસ આવે છે ? તેઓ હંમેશા તે ગણતરી કરવા ટેવાયેલા હોવાથી ગણતરી કરીને જણાવ્યું કે, આવતી કાલનો દિવસ નીકળવા માટે બહુ સારો છે, એટલે રાજાએ પરિવારને આજ્ઞા કરી કે જલ્દી આવતી કાલે પ્રયાણ કરો બીજા દિવસે મોટા પરિવાર સાથે રાજા નીકળ્યો નિરંતર પ્રયાણ કરતો રાજા, એક મહિને ક્ષિતિપ્રતિષ્ઠિત નગરે પહોંચી ગયો ત્યાં નગરના લોકોએ ઊંચે વિચિત્ર ધ્વજા-પતાકાઓનો સમૂહ બાંધ્યો હતો, તથા વિવિધ પ્રકારે દુકાનોની શોભાઓ કરી હતી રાજમાર્ગમા શોભે તેવી ફૂલની ગોઠવણ કરી હતી ઉજ્જવલ મહેલોની શ્રેણીથી સુશોભિત એવા નગરમા મહાવિભૂતિથી તેણે પ્રવેશ કર્યો.

## નગરમાં આચાર્યનું આગમન

નગરમા તોરણ પત્રમાળા અને નાની ધ્વજાઓની શ્રેણીવાળા વિશેષ પ્રકારે શોભા કરેલ સર્વતોભદ્ર નામના પ્રસાદમાં પ્રવેશ કર્યો. તે જ દિવસે માસ-કલ્પ વિહાર કરતા કરતા, યથાસંયમથી શિષ્ય-સમુદાય સાથે વિચરતા, સંપૂર્ણ બાર અંગોના જાણકાર, અવધિ અને મન પર્યવ એવા અતિશયવાળા જ્ઞાનયુક્ત, સર્વાંગે સુંદર હોવાથી મનોહર, પ્રથમ યૌવન-લક્ષ્મીની સમૃદ્ધિથી યુક્ત શરીરવાળા, પૃથ્વીનાં જાણે મંડન હોય, સમગ્ર લોકોના નયનોનો આનંદ હોય, ધર્મમાં અત્યંત રક્ત જનોના વાનગી સ્વરૂપ, પરમ ધન્યતાના સ્થાન જેવા, આદેયભાવના આલય જેવા ક્ષમાના કુલ-ગૃહ જેવા, ગુણરત્નોની ખાણ જેવા, કુશળ કર્મના સર્વ ફળ પ્રાપ્ત કર્યા હોય તેવા, મહા ઉત્તમ રાજવંશમાં જન્મેલા, વિજયસેન નામના આચાર્ય ત્યાં પધાર્યા તેઓ અશોકદત્ત શેઠની માલિકીવાળા જિનાયતનથી શોભિત એવા અશોકવન ઉદ્યાનમા રહેવાની જગ્યા માગીને રહ્યા હતા

## ઉદ્યાન-વર્ણન

જે ઉદ્યાનમા નીતિમળવાળા રાજાઓની જેમ દુર્લભ-છિદ્રવાળા આખાઓ છે (અર્થાત્-આખાની પત્ર-ઘટા એટલી ગાઢ છે કે, જેમા સૂર્ય-કિરણોને પ્રવેશ કરવા માટે છિદ્ર મળતુ નથી) પરસ્ત્રીના દર્શનથી ભય પામેલા, નીચી નજર રાખીને રહેલા સત્પુરુષો જેવા, વાવડીનાં કાંઠે રહેલા વૃક્ષો નીચા નમી ગએલા છે. સજ્જનની ચિંતાઓ માફક અતિમુક્તની લતાઓ આડી-અવળી ગૂંચવાયેલી છે દરિદ્ર કામીના હૃદયોની માફક ચારે

બાજુ લતામંડપો આકુળ બની ગયા છે. વિષયાસક્ત પાંખડીઓની જેમ લીમડાનાં વૃક્ષો શોભા પામતા નથી. લાલ કસુંબી-વસ્ત્ર ધારણ કરનાર નવ-વધૂ માફક લાલ અશોક વૃક્ષો શોભે છે. આ બગીચાનું વર્ણન કેટલું કરવું ? જ્યાં ઘણા વૃતાન્ત (હકીકત)વાળા જીવલોકના મનોરથો જેવા ઉદ્યાન વૃક્ષો છે. (વૃક્ષ પક્ષમાં વૃન્ત એટલે ફળ ઉપર ડીંટિયા હોય તે સમજવા.) તથા હિમાલય પર્વતના શિખરો માફક ઊંચા અને ઉજ્જવળ જિનાયતનો હતાં. તે બગીચામાં નિર્જીવ ભૂમિ-ભાગમાં યથા-સંયમ ચરણ-કરણમાં તલ્લીન એવા આચાર્ય ભગવંત બિરાજેલા છે.

### આચાર્યને વૈરાગ્ય-કારણ શું બન્યું ?

આ તરફ સભા-મંડપમાં બેઠેલા ગુણસેન રાજાએ પૂછયું કે, આજે કોઈએ કંઈ પણ આશ્ચર્યભૂત વસ્તુ દેખી છે ? વિજયસેન આચાર્ય પધાર્યા છે, એ હકીકત જાણનાર કલ્યાણકે રાજાને પ્રણામ કરી કહ્યું કે, 'હે મહારાજ ! મેં એક આશ્ચર્ય દેખ્યું છે.' રાજાએ કહ્યું, 'તો કહો, શું આશ્ચર્ય દેખ્યું ?' કયાણકે કહ્યું કે, 'અશોકદત્ત શેઠના અશોકવન-ઉદ્યાનમાં સમગ્ર દર્શનીય પદાર્થોમાં દેખવા લાયક, લાવણ્યના તેજ-પ્રવાહથી ચારે દિશાના વિભાગોને પ્રકાશિત કરનાર, સમગ્ર કળાયુક્ત ચંદ્ર સરખા, પ્રથમ યૌવન વયમાં હોવા છતાં વિકાર-રહિત, કામદેવને જિતનાર, તપ લક્ષ્મીમાં તલ્લીન, સર્વ-સંગના ત્યાગી, સર્વ લોકો પર ઉપકાર કરનાર, સાક્ષાત્ ધર્મ-મૂર્તિ સ્વરૂપ હોય તેવા, ગંધાર દેશના રાજા સમરસેનના ભત્રીજા લક્ષ્મીસેનના પુત્ર શ્રમણ લિંગ અંગીકાર કરનાર ભગવાન વિજયસેન નામના આચાર્યને મેં દેખ્યા.' એટલે રાજાએ કહ્યું, 'ખરેખર, તું કૃતપુણ્ય છો, તેં લોચનોનું ફળ મેળવ્યું. હું પણ કોઈ વિઘ્ન નહિ નડે તો. આવતી કાલે સવારે તે ભગવંતને વંદન કરીશ.' રાત્રિ પૂર્ણ થતાં સવારનાં સકલ કાર્યો કરી રાજા તે ઉદ્યાનમાં ગયો. અનેક તારામંડળથી પરિવરેલા શરદના ચંદ્ર સરખા મુનિવરોથી પરિવરેલા વિજયસેન આચાર્યને દેખ્યા. દેખતાં જ હર્ષથી રોમાંચિત બનેલા આનંદાશ્રુ-પૂર્ણ નયનવાળા રાજાએ જાનુ અને હસ્તતલ ધરણી પર સ્થાપન કરી વિનયપૂર્વક પ્રણામ કર્યા. આચાર્ય મહારાજાએ પણ શારીરિક અને માનસિક અનેક દુઃખ નાશ કરનાર, શાશ્વત મોક્ષસુખરૂપ વૃક્ષના બીજ-સમાન એવો ધર્મ લાભ રાજાને આપ્યો. અઢાર હજાર શીલાંગના ભારને વહન કરનાર સિદ્ધિ-વધૂના અતિ અનુરાગ અને સમાગમ કરવાની ચિંતાથી દુર્બલ એવા બાકીના સાધુઓને વંદન કરી, રાજા ગુરુ સામે બેઠો. તેના રૂપઅને ચારિત્રથી વિસ્મય પામ્યો. રાજાએ પૂછ્યું કે, 'હે ભગવંત ! સમગ્ર મનોરથો પૂર્ણ થવા છતાં, આપને વૈરાગ્યનું નિમિત્ત શું બન્યું ? જે કારણથી આમથી તેમથી આદરપૂર્વક આવી નમન કરતા રાજાઓના મુગટ-મણિના કાંતિ-સમૂહથી જેનું પાદપીઠ મિશ્રિત બન્યું હતું, એવી રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરી આવા પ્રકારનું, આ લોકની તૃષ્ણા વગરનું, વ્રત-વિશેષ આપે અંગીકાર કર્યું'. વિજયસેન આચાર્યે કહ્યું, 'હે રાજન્ ! આ સંસારમાં નિર્વેદ થવાનું કારણ પૂછવાનું હોય ખરું ? અહીં વૈરાગ્યનું કારણ મળવું ઘણું સુલભ છે.' સાંભળો:—

## વૈરાગ્યનાં સામાન્ય કારણો

નારકી , તિર્યંચ, નર અને અમરના ભવોને વિષે ભ્રમણ કરતા જીવોને જન્મ, વૃદ્ધાવસ્થા અને મરણ-ભય છોડીને કોઈ પણ સુખ જણાય છે ખરું ? એવો કોઈ નારકી તિર્યંચ, મનુષ્ય કે દેવ સંસારમાં છે કે જેમને પાપી એવાં જન્મ-મરણો ન થતાં હોય ? જાળમાં સપડાયેલા અને શિકારીઓથી પકડાયેલા હરણના-બચ્ચાંઓની માફક જન્મ-મરણનાં દુઃખથી ઘેરાએલા સર્વ જીવોને કેવી રીતે આનંદ થાય ? ક્ષણવાર માત્ર દુઃખનો પ્રતિકાર કરનારી લક્ષ્મી પણ સુખકારી બનતી નથી, તેવી લક્ષ્મી ઉપર મમતા-આસક્તિ શા માટે કરવી ? કયા કારણથી મારી ઉત્પત્તિ અહીં થઈ ? અહીંથી ફરી હવે હું કઈ ગતિમાં જઈશ ? જે કોઈ આટલું માત્ર વિચારે, તો કોને અહીં વૈરાગ્ય ઉત્પન્ન ન થાય ? બીજું હે રાજન્ ! મહાસમુદ્રના મધ્ય ભાગમાં રહેલા ચિંતામણિ-રત્ન સમાન મનુષ્યપણું આ સંસારમાં અતિ દુર્લભ છે, તેમજ કઠોર પવનથી ચલાયમાન ડાભના અગ્ર ભાગ પર રહેલા જળ-બિન્દુ સમાન જીવિત ચંચળ છે. કોપાયમાન સર્પની ફણાઓ સમાન કામ-ભોગો ભયંકર છે. શરદ ઋતુના મેઘ સરખા કામિનીઓના કટાક્ષ ચપળ છે. હાથીના કાન અને વીજળી સરખી ઋદ્ધિઓ ચંચળ છે. આ જીવનમાં શુભ તપ અને ચારિત્રની આરાધના કરવામાં ન આવે તો તિર્યંચ અને નારકી ગતિમાં તેના ભયંકર દુઃખો ભોગવવાં પડે છે ભય, શોક, રોગ, પ્રિય વિયોગ આદિ અનેક દુઃખાગ્નિથી સળગી રહેલા નટ-પ્રેક્ષણક-સમાન આ સંસારમાં કોને સંતોષ હોય ? એકાંત શાશ્વત સુખસ્થાન મોક્ષ આપનાર અને જિનેશ્વરોએ કહેલ તેના ઉપાયો મળ્યા હોય તો ઉત્તમ પુરુષોએ તેમાં પ્રયત્ન કરવો યોગ્ય છે, એવી રીતે હે રાજન્ ! આ સંસાર જ મને વૈરાગ્યનું કારણ થયો છે, છતાં પણ ફરી આ નિમિત્ત બન્યું છે, તે તમે સાંભળો.

## પોતાને વૈરાગ્ય થવાનું વિશેષ કારણ

આજ વિજયમાં ગંધાર નામના દેશમાં ગંધારપુર નામનું નગર છે. તે નગરનો નિવાસી હું ત્યાં જ રહેતો હતો. જાણે મારું બીજું હૃદય હોય તેવો સોમવસુ પુરોહિતનો પુત્ર વિભાવસુ નામનો મારો મિત્ર હતો. તે કોઈ પણ પ્રકારે ગાઢ વેદનાયુક્ત દેહવાળો થઇ, દેવો અને અસુરો પણ જેને જિતી શકતા નથી-એવા મૃત્યુથી મારી સમક્ષ જ પંચત્વ પામ્યો. તેના વિયોગાગ્નિથી જલતા મનવાળો હું રહેલો હતો, તેટલામાં સંયમપૂર્વક વિહાર કરતા ચાર સાધુઓ ચાતુર્માસ કરવા માટે ત્યાં આવ્યા. તેઓએ નગરથી બહુ દૂર નહિ એવી મહાપર્વતની ગુફામાં સ્થિરતા કરી. સાધુની વાત આને બહુ પ્રિય છે' એમ જાણી મારા પરિવારે મને તે હકીકત જણાવી. સાંભળતાં જ હું જલ્દી તેમની પાસે વંદન માટે ગયો. સ્વાધ્યાય-ધ્યાનમાં રોકાએલા એવા સાધુઓને મેં દેખ્યા. હર્ષિત વદન-કમળથી વંદના કરી, એટલે સાધુ ભગવંતોએ ધર્મલાભથી મને અભિનંદ્યા, વિહાર-યાત્રાના કુશળ સમાચાર મેં પૂછયા. મને હિતોપદેશ આપ્યો. ત્યારપછી થોડો સમય મુનિઓની

પર્યુપાસના કરી હું નગરમાં ગયો. તે સાધુ ભગવંતો સર્વકાલ ચોમાસામાં મહિના-મહિનાના ઉપવાસ કરતા હતા. તેમના પ્રભાવથી મને સમ્યક્ત્વ થયું. વૃદ્ધિ પામતી શ્રદ્ધાવાળા અને હંમેશાં તેમની સેવા કરતાં મારા ચાર મહિના તો પૂર્ણ થયા. છેલ્લી રાત્રે મને ચિંતા થઈ કે, આવતી કાલે તે મહાતપસ્વીઓ વિહાર કરી જશે, તેથી હું અર્ધ પહોર બાકી રહેલી રાત્રિએ સાધુ ભગવંતોનાં દર્શન-નિમિત્તે નગરમાંથી નીકળ્યો. થોડી ભૂમિ ચાલ્યો, એટલે પૃથ્વી ડોલવા લાગી. ગન્ધાર પર્વત ગર્જના કરવા લાગ્યો. સુગંધી પવન વાવા લાગ્યો. આકાશમાં તેજ ફેલાયું. જય જય શબ્દ વિસ્તર્યો. તેથી અધિક હર્ષથી જલ્દી જલ્દી પ્રયાણ કરું છું, તેટલામાં જોઉં છું તો ગન્ધાર પર્વતની ગુફા સમીપમાં તૃણાદિક ઘાસ દૂર થઈ ગયું. ભૂમિ-તલ સરખું બની ગયું. સુગંધી જળ-વૃષ્ટિ થઇ પુષ્પોના ઢગલા વેરાયા. દેવ-સમૂહો નીચે ઊતરવા લાગ્યા, અને સાધુ ભગવંતોની સ્તુતિ કરવા લાગ્યા. "અહો ! તમોએ મેળવેલું મનુષ્યપણું સફળ કર્યું. રાગાદિકનો ક્ષય કર્યો. કર્મ-સૈન્યને જિતી લીધું. ભવ-સમુદ્ર તરી ગયા અને શાશ્વત કલ્યાણ-સુખની સિદ્ધિ પ્રાપ્ત કરી." ત્યાર પછી મેં વિચાર્યું નક્કી તેઓને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું છે. જન્મ, મરણ, વૃદ્ધાવસ્થાના દુઃખથી મુક્ત બન્યા. એટલામાં કેવળજ્ઞાનના પ્રભાવથી તેઓ રત્નમય સિંહાસન પર બેઠા, જેમનો ભવ-પ્રપંચ દૂર થયો છે, પ્રશાન્ત-ચિત્ત-વ્યાપારવાળા, કેવળજ્ઞાન-લક્ષ્મીથી શોભાયમાન શરીરવાળા, મૂર્તિમંત ગુણ-સમુદાયવાળા, તે સાધુ ભગવંતોને મેં દેખ્યા. મેં વિચાર્યું કે, આ વાતમાં હવે મને સંદેહ નથી, નક્કી તેઓને સંપૂર્ણ કેવળજ્ઞાન પ્રગટ થયું છે. ત્યાર પછી આનંદ-અશ્રુ-જળપૂર્ણ લોચનવાળા થઇ, રોમાંચ ખડા થવાથી પુલકિત અંગવાળા, વિસ્મયવશ વિકસિત લોચનવાળા થઇ, જાનુ અને હથેલીને ભૂમિ-તલ પર સ્થાપન કરી તેવા પ્રકારની અત્યંત શોભન, ન કહી શકાય તેવી બીજી અવસ્થાને અનુભવતા મેં તેમને વંદના કરી. તેમની આગળ હું બેઠો. કેવળી ભગવંતે ધર્મકથા શરૂ કરી. દેવો અને મનુષ્યો પોતાના મનનું ઇચ્છિત પૂછવા લાગ્યા. ત્યારે મેં વિચાર્યું કે હું પણ ભગવંતને પૂછું.

એટલામાં હૃદયમાં શલ્યભૂત એવો વિભાવસુ મિત્ર ચિત્તમાં આવી ચડયો. મેં વિચાર્યું કે, મારો મિત્ર વિભાવસુ કયાં ઉત્પન્ન થયો હશે ? એ વાત હું પૂછું એમ વિચારી મેં કેવળી ભગવાનને પૂછ્યું, 'હે ભગવંત ! મારા મિત્રને પંચત્વ પામ્યાને કેટલોક સમય વીતી ગયો છે, તે કયાં ઉત્પન્ન થયો હશે ? અને અત્યારે તે કેવી અવસ્થા અનુભવે છે ? પરમાર્થ માર્ગ જાણવા છતાં હજુ મને તેના વિયોગ-અગ્નિનો સંતાપ મનમાં કેમ શાન્ત થતો નથી ?' કેવળીએ કહ્યું, 'સાંભળ.

### મિત્રનો પૂર્વસંબંધ અને વર્તમાનની વિચિત્રાવસ્થા

આ જ ગંધારપુર નગરમાં ઉપદત્ત નામનો ધોબી રહે છે, તેને ત્યાં મધુપિંગા નામની ઘરકૂતરી હતી. તેણીના ગર્ભમાં તે કૂતરાપણે ઉત્પન્ન થયો છે. તેને મજબૂત

દોરડાથી જકડી બાધ્યો છે ભૂખથી દુર્બળ દેહવાળો, ધોબીની કુ ડી નજીક, ગધેડાની ખરીના પ્રહારથી ભય પામેલો, તે અત્યારે ભયકર અવસ્થા, ભોગવી રહેલો છે આગલા જન્મમા તે પુષ્કરવર દ્વીપના અર્ધ-ભરત ક્ષેત્રમા કુસુમપુર-નિવાસી કુસુમસાર નામના શેઠ-પુત્રની (એટલે તારી) શ્રીકાન્તા નામની અત્યત વહાલી પત્ની હતી તેના અભ્યાસથી તને, તેના વિયોગ-અગ્નિનો સતાપ ચિત્તમા ઓછો થતો નથી એ વાત સાભળી મને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને તેના સ્નેહમા મોહિત બનેલ મન વડે તે કૂતરાને છોડાવવા માટે ઊષદત્ત ધોબીના ઘરે પોતાના સેવકોને મોકલ્યા અને કહ્યુ કે, 'જલ્દી તે કૂતરાને છોડાવી ભોજન-પાણી કરાવીને અહી જ લાવો' તે સેવકો ગયા અને મારી આજ્ઞા પ્રમાણે કાર્ય કરીને જલ્દી તે કૂતરાને લઇને આવ્યા તેના શરીરમા સેકડો કીડાઓ ખદબદી રહેલા હતા અને કીડાઓએ શરીર કોતરીને ઊંડા ઘા પાડેલા હતા અતિ ક્ષીણ શરીરવાળા તેની જિહ્વા શ્વાસ લેતી અને લપલપ કરતી ભયકર દેખાતી હતી બહુ દૂર નહિ, એટલે પાસેથી ઉજ્જવળ દાતની શ્રેણીવાળા ધીમે ધીમે ચાલતા એવા તે કૂતરાને મે દેખ્યો. કૂતરાની તેવા પ્રકારની દયામણી સ્થિતિ દેખી મને મોટો સવેગ ઉત્પન્ન થયો મે વિચાર્યું, 'ખરેખર સસાર-વાસ ભયકર છે જગતમા જીવોના પ્રેમ વિલાસોના છેડા આવા ભયકર હોય છે' એટલામા શ્વાન લઇને આવેલા, તે પુરુષો મારી નજીકમા આવી પહોચ્યા અને મને નિવેદન કર્યું કે, 'આ તે શ્વાન' ત્યાર પછી મને દેખીને તે લાબી પૂછડી હલાવતો અશ્રુજળપૂર્ણ લોચનવાળો થઈ ઊચી ડોક કરી, મો હલાવતો, કોઇક ન કહી શકાય તેવી અવસ્થા પામીને રડવા જેવો શબ્દ કરવા લાગ્યો પછી મે કેવળી ભગવતને પૂછ્યુ કે, 'હે ભગવત ! આ શુ ?' તેમણે જણાવ્યુ કે પૂર્વભવનો પરિચિત, દુ ખે કરી અત આવે તેવો પ્રણય સ્નેહ હે ભગવત ! શુ આ શ્વાન મને ઓળખે છે ? ભગવતે કહ્યુ કે, વિશેષપણે નહિ પણ સામાન્યપણે સસારનો સ્વભાવ આવા જ પ્રકારનો છે કે, જન્માતરના ભવોના સ્નેહ-અભ્યાસની ભાવનાથી વગર જાણ્યે પણ કેટલોક કાળ ટકી રહે છે' ત્યાર પછી મે કહ્યુ કે, 'હે ભગવન્ ! કયા કર્મનો આ વિપાક છે ?' ભગવતે કહ્યુ કે, 'જાતિ મદનો કરેલો અહકાર, તેનુ આ ફળ છે' એ ભગવાનને પૂછ્યુ, 'હે ભગવત ! એણે કયુ અભિમાન કર્યું ? ભગવતે કહ્યુ, સાભળો

## અપસુખ અને મહાદુ ખ

અહી આગલા ભવમા એક સમયે કામદેવનો મહોત્સવ પ્રવર્તતો હતો, તે સમયે વિચિત્ર વેષવાળી નગર-મડળીઓ બહાર નીકળી હતી નગરના ચૌટામા યુવાન લોકોના ટોળા સાથે ઘણા લોકોને પ્રશસનીય વસત-ક્રીડાને તુ અનુભવતો હતો, ત્યારે નજીકમાથી જતી ધોબીની મડળી દેખીને તેણે અજ્ઞાન-દોષ અને જાતિ-કુલ વગેરેના ગર્વથી 'નીચ જાતિની ટોળી અમારી ટોળી નજીકમા કેમ આવે છે ?' એ કરીમ તે ધોબીઓની ટોળીને હેરાનગતિ પમાડી પોતે આગળ પડતો લાગવગ અને સત્તાવાળો હોવાથી ઊષદત્ત ધોબીને

કદર્થના કરવા સાથે દોરડાથી સર્વ ગાત્રો બંધાવી કેદખાનામાં પૂરાવ્યો. આ વખતે અભિમાનના મોટા પરિણામ વર્તતા હોવાથી તેણે પરભવનું આયુષ્ય-કર્મ બાંધી લીધું. મદન-મહોત્સવ પૂર્ણ થયા પછી નગર-લોકોએ પેલા ધોબીને છોડાવ્યો. આ તે કર્મના પરિણામ-વશથી મરીને અહીં શ્વાનમાં ઉત્પન્ન થયો. ત્યારે મેં વિચાર્યું, અહો ! અલ્પ સુખ ખાતર મહાદુઃખરૂપ ફળ ઉત્પન્ન થયું. આવા સંસારવાસને ધિક્કાર હો.' ભગવંતને પૂછ્યું કે, 'આ કર્મનો છેડો કેવી રીતે આવશે ? આ ભવ્ય છે કે અભવ્ય ? આ મોક્ષે જનારો છે કે નહિ ? એણે સમ્યક્ત્વ-બીજ મેળવ્યું કે નહિ ? એમ વિચારી મેં પૂછ્યું, ત્યારે ભગવંતે કહ્યું—' જે પ્રકારના છેડાવાળું આ કર્મ છે, તે સાંભળ.'

## તેના ભાવી જન્મો

આ શ્વાનના ભવનું આયુષ્ય પૂર્ણ પાલન કરી મૃત્યુ પામ્યા પછી આ જ ધોબીના ઘરે જન્મેલી ઘોટઘટિકા નામની ગધેડીના ગર્ભમાં ગધેડાપણે ઉત્પન્ન થશે. જન્મ્યા પછી ધોબીને અણગમતો હોવાથી, કલેશથી મુસીબતે શરીરની આજીવિકા મેળવી શકશે. અતિભાર વહન કરવાથી થાકી ગયેલા શરીરવાળો કેટલીક સમય જીવીને મૃત્યુ પામી ઊષદત્ત ધોબી સાથે સંગત થયેલી માતૃદત્ત નામના ચંડાળની અનધિકા નામની ભાર્યાની કુક્ષિમાં નપુંસકપણે ઉત્પન્ન થશે. ત્યાં જન્મ્યા પછી કદરૂપતા અને દૌર્ભાગ્ય—કલંકના દોષવાળો વિષયસંગનો અજાણ તે કેટલોક કાળ નપુંસકપણે જીવીને કોઇ વખતે સિંહદ્વારા નાશ કરેલા શરીરવાળો તે દેહ છોડી તે જ ચંડાલણીની કુક્ષિમાં ફરી સ્ત્રીપણે ઉત્પન્ન થશે. જન્મ્યા પછી બાલ્યકાળમાં સર્પે ડંખ આપ્યો હશે, એટલે મરીને તે ધોબીની હસ્તિકા નામની ગર્ભદાસીની કુક્ષિમાં નપુંસકપણે ઉત્પન્ન થશે. જન્મ્યા પછી જન્માંધ અને બહુ ઠીંગણો હોઇ સર્વ લોકથી પરાભવ પામી કેટલોક સમય નપુંસકપણું પરિપાલન કરી નગર-દાહના અગ્નિમાં ભસ્મીભૂત બની, મરીને, તે જ ગર્ભદાસીની કુક્ષિમાં સ્ત્રીપણે ઉત્પન્ન થશે. જન્મ્યા પછી પીઠસર્પી એટલે ચાલવા માટે પગ ન હોવાથી વાંસો ઘસડતો ઘસડતો ચાલે તેવો થશે. ત્યાર પછી આ જ નગરમાં રાજમાર્ગમાં જતાં મત્ત હાથીથી છૂંદાઇ મરીને આ જ ધોબીની કાલાંજનિકા નામની ભાર્યાની કુક્ષિમાં પુત્રીપણે ઉત્પન્ન થશે. અનુક્રમે યૌવન વય પામેલી તે પુત્રીના અત્યંત દરિદ્ર ઊષરક્ષિત નામના યુવાન સાથે લગ્ન થશે. લગ્ન થયા પછી ગર્ભવતી થઈ, પ્રસૂતિ-સમયે જ મહાવેદનાથી હેરાન થયેલી પંચત્વ પામી પોતાની માતાની કુક્ષિમાં ફરી પુત્રપણે ઉત્પન્ન થશે. બાલ્યકાળમાં જ ગંધાર નદીના કાંઠે તે ક્રીડા કરતો હશે ત્યારે 'આ ધોબીનો ચિલાય (કિરાત) નામનો પુત્ર છે' એમ કરી ધોબીનો શત્રુ તેને પકડી ગળે મોટી શિલા બાંધી ધરા (જળાશય)માં ફેંકી ડૂબાડશે. મદ-અભિમાનથી બાંધેલું કર્મ તે છેડાવાળું છે. આ ભવ્ય અને સિદ્ધિગામી છે, પણ હજુ સમ્યક્ત્વ-બીજ પ્રાપ્ત કર્યું નથી. પછી મેં પૂછ્યું કે, જળમાં ડૂબી મરીને આ ક્યાં ઉત્પન્ન થશે અને તે

સમ્યક્ત્વ તથા મુક્તિ ક્યારે પ્રાપ્ત કરશે ? ભગવંતે કહ્યું, સાંભળ, જળમાં મરણ પામ્યા પછી તે વાનવ્યંતર દેવમાં ઉત્પન્ન થશે. ત્યાર પછી તે જ જન્મમાં આનંદ નામના તીર્થંકર પાસે શાશ્વત સુખરૂપ કલ્પવૃક્ષના બીજ સરખું સમ્યક્ત્વ પામશે. તે પછી ચારે ગતિની અંદર સંખ્યતા ભવો સુધી પરિભ્રમણ કરશે. આ જ ગંધાર દેશનો રાજા થઈ અમરતેજ નામના વિદ્યાધર શ્રમણગણિ પાસે દીક્ષા અંગીકાર કરી, કેવળજ્ઞાન પામી મુક્તિ મેળવશે. તે સાંભળી મને સંવેગ ઉત્પન્ન થયો અને ભવરૂપી કેદખાનામાંથી બહાર નીકળવા મતિ પ્રગટ થઈ. માતા-પિતાની રજા લઈ યથોચિત કરવા યોગ્ય કાર્યો કરી મંગળ એવું ઈન્દ્રદત્ત નામ ધારણ કરનારા આચાર્ય પાસે મેં દીક્ષા અંગીકાર કરી. મને વૈરાગ્ય થવાનું આ કારણ બન્યું.

## શાશ્વત સ્થાન અને તેના ઉપાયો

ગુણસેને કહ્યું, ' હે ભગવંત ! આપ કૃતાર્થ છો. આપને વૈરાગ્ય થવાનું સુંદર કારણ થયું. પરંતુ આપે કહ્યું તે એકાંત શાશ્વત સ્થાન છતાં અને તેને સાધી આપનાર જિનેશ્વરોએ કહેલ તેનો ઉપાય છે, તો ઉત્તમ પુરુષોએ તેમાં પ્રયત્ન કરવો જોઈએ' તે શાશ્વત સ્થાન કયું અને તેનો સાધક ઉપાય કયો ? વિજયસેને કહ્યુ, 'હે રાજન્ ! શાશ્વત સ્થાન તે કહેવાય કે જ્યાં પ્રાણીઓ આઠ પ્રકારના કર્મ-કલંકથી સર્વથા મુક્ત હોય. જન્મ, વૃદ્ધાવસ્થા, મરણ, રોગ, શોક આદિ ઉપદ્રવોથી રહિત હોય. નિરુપમ જ્ઞાન-દર્શનના સુખને ભજનારા તેઓ અનંત ભવિષ્યકાળ સુધી ત્યાં રહે છે. સકલ અતિશયના રત્નાકર, ત્રૈલોક્ય-બંધુ, દેવો અને અસુરોથી પૂજિત સર્વજ્ઞ ભગવંતોએ તે સ્થાન કહેલું છે. અને તે ચૌદ રાજ ઊંચે ક્ષેત્ર-લોકના ચૂડામણિ સમાન પરમપદ-સ્થાન છે. તેને સાધી આપનાર ઉપાય સમ્યક્ત્વ જ્ઞાન અને ચારિત્રરૂપ કહેલ છે. આ ધર્મ બે વિભાગમાં વ્યવસ્થિત વહેંચાઈ ગયો છે. તેમાં એક બાર પ્રકારનો ગૃહસ્થ-ધર્મ તે આ પ્રમાણે-પાંચ અણુવ્રતો, ત્રણ ગુણવ્રતો અને ચાર શિક્ષાવ્રતો. બીજો સાધુ-ધર્મ દસ પ્રકારનો : ૧ ક્ષમા, ૨ નમ્રતા, ૩ સરળતા, ૪ નિર્લોભતા, ૫ તપ, ૬ સંયમ, ૭ સત્ય, ૮ શૌચ, ૯ આકિંચન્ય અને ૧૦ બ્રહ્મચર્ય. આ ગૃહસ્થ-ધર્મ અને સાધુ-ધર્મ બંને ધર્મનું મૂળ વસ્તુ સમ્યક્ત્વ છે. અનાદિ કાળથી કર્મ-પરંપરાનાં પડોથી વીંટળાયેલા જીવને આ સમ્યક્ત્વની પ્રાપ્તિ દુર્લભ છે. તે કર્મ આઠ પ્રકારનું છે, તે આ પ્રમાણે :— ૧ જ્ઞાનાવરણીય, ૨ દર્શનાવરણીય, ૩ વેદનીય, ૪ મોહનીય, ૫ આયુષ્ય, ૬ નામ, ૭ ગોત્ર અને ૮ અંતરાય-કર્મ. તે કર્મોનાં નિમિત્ત કારણ; ૧ મિથ્યાત્વ, ૨ અજ્ઞાન, ૩ અવિરતિ, ૪ પ્રમાદ, ૫ કષાયો અને ૬ યોગો. એક પરિણામથી એકઠી કરેલ તે કર્મની સ્થિતિ બે પ્રકારની જણાવેલી છે. એક ઉત્કૃષ્ટ અને બીજી જઘન્ય-સ્થિતિ; તેમાં જે ઉત્કૃષ્ટ સ્થિતિ કહેલી છે, તે તીવ્ર અશુભ-પરિણામથી થયેલી હોય છે.

તેમાં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય અને અંતરાય કર્મોની ઉત્કૃષ્ટ-સ્થિતિ ત્રીશ સાગરોપમ કોટાકોટી કાળની તથા મોહનીયકર્મની સીત્તેર કોટાકોટી, નામ અને ગોત્રકર્મની વીશ કોડાકોડી સાગરોપમની અને આયુષ્યકર્મની તેત્રીશ સાગરોપમની ઉત્કૃષ્ટ-સ્થિતિ કહેલી છે. તથા જઘન્ય સ્થિતિ તો તેવા પ્રકારના પરિણામથી સંચિત કરેલા વેદનીયકર્મનો બાર મુહૂર્ત તથા નામ અને ગોત્રકર્મની આઠ મુહૂર્ત, બાકીનાં બધાં કર્મોની ઓછામાં ઓછી સ્થિતિ અંતમુહૂર્તની અર્થાત્ કર્મ ભોગવવાનો તે કાળ કહેલો છે. આવી રીતે રહેલા આ કર્મની [1]યથાપ્રવૃત્તકરણ કરતાં જ્યારે ઘુણાક્ષરન્યાયે ઘર્ષણ-ઘોલના વડે કોઈપણ પ્રકારે પહેલાં જણાવી તે સાતે ય કર્મની સ્થિતિ ઘટીને એક ક્રોડાક્રોડી સાગરોપમથી પણ ન્યૂન બાકી રહે છે અને ૬૯ ઉપરાંતની કોટાકોટી કાલની કર્મ-સ્થિતિ ખપાવી નાખે, ત્યારે સજજડ રાગ-દ્વેષના પરિણામરૂપ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય સાથે રહેલ મોહનીયકર્મથી થયેલ અત્યંત દુર્ભેદ્ય દઢ રાગદ્વેષના પરિણામ સ્વરૂપ, કર્કશ-ઘન રૂઢ ગૂઢ અને અતિ દુઃખે કરી તોડી શકાય તેવી જીવના પરિણામની કર્મથી ઉત્પન્ન થયેલી (રાયણ કે વાંસના મૂળ જેવી) ગાંઠને કર્મ-ગ્રંથિ કહેલી છે. કેટલાક જીવો યથાપ્રવૃત્તકરણ કરતાં કરતાં તે ગ્રંથિ નજીક આવી જાય છે. તેમાંથી કોઈક જીવ વીર્યોલ્લાસથી તેને ભેદી-તોડી નાખે છે. કેટલાક બીકણ તોડી શકતા નથી. જે તોડે છે, તે [2]અપૂર્વકરણ કરીને તોડે છે, તે દુર્ભેદ્ય ગાંઠ ભેદાયા પછી [3]અનિવૃત્તિ કરણ કરીને કર્મ-વન બાળનાર દાવાનલના એક ભાગરૂપ, મોક્ષ-સુખરૂપ વૃક્ષનું અક્ષય-બીજ, સંસારરૂપ કેદખાનામાંથી મુક્ત કરવા સમર્થ, ચિંતામણિરત્ન કરતાં પણ અધિયાતું, અનાદિ સંસારમાં પહેલાં કોઇ વખત ન મેળવેલું એવું, પ્રશસ્ત સમ્યક્ત્વ મોહનીયકર્મના અનુભવ વેદન ઉપશમ અને ક્ષય થવાથી પ્રાપ્ત થનાર, પ્રશમ, સંવેગ, નિર્વેદ. અનુકંપા અને આસ્તિકય એવા પાંચ લિંગવાળું શુભ આત્મ-પરિણામ સ્વરૂપ એવું સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે. તે સમ્યક્ત્વ પ્રાપ્ત થતાં જ મતિ અને શ્રુત એવાં બે જ્ઞાન થાય છે. તે સમ્યક્ત્વ પામનાર ઘણા કર્મના મેલથી મુક્ત બને છે. નજીકના કાલમાં પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરનાર, પ્રસન્નતાવાળો, સંવેગ-વૈરાગ્યવાળો, અનુકંપા કરવામાં તત્પર, જિન-વચનની રૂચિવાળો બને છે. કહેલું છે કે :—

'ઉપશમાદિક આત્મ-પરિણામ રૂપ અને પ્રશસ્ત યોગો રૂપ બાહ્ય ઉપાયો વડે સમ્યક્ત્વ જાણી શકાય છે. અહીં જીવના શુભ પરિણામ થાય છે. જેમ મલ-કલંક રહિત

૧ જેમ પર્વત પરથી વહેતી નદીમા પાણીથી તણાતો-અથડાતો કુટાતો પત્થર અણ ઘડયો પણ કયારેક ગોળ-સુંવાળો બની જાય છે, તેમ જીવને પણ કોઈ તથાવિધ કર્મસ્થિતિ ઘટાડવાના આશય વગર પણ ઘુણાક્ષર-ન્યાયે સંસારના કષ્ટ સહન કરતાં કંઈ કર્મ ખપે છે, તથા નવીન કર્મ ઓછાં બંધાય છે. આ યથાપ્રવૃત્ત-કરણ કહેવાય.

૨ અપૂર્વ-કરણ એટલે ગ્રંથિ-ભેદ કરતી વખતે આત્માને અપૂર્વ વીર્યોલ્લાસ કે જેના બળે રાગદ્વેષની ગ્રંથિનો પરાજય કરી શુભ પરિણામમાં આગળ વધે છે.

૩ અનિવૃત્તિ-કરણ પણ આગળ-આગળ નિર્મળતાવાળા આત્માના શુભ પરિણામો છે.

સુવર્ણ નિર્મળ હોય છે, તેમ કર્મ-મલ-રહિત જીવના પરિણામ પણ સમ્યક્ત્વ-સ્વરૂપ બને છે કર્મપ્રકૃતિઓના વિપાકને અશુભ સમજીને હમેશા ક્ષમા-ભાવ રાખી અપરાધી ઉપર પણ ક્રોધ ન કરે, ચક્રવર્તીનાં અને ઇન્દ્રપણાના સુખને પણ સાચા ભાવથી દુખ સ્વરૂપ માનતો તે સવેગથી મોક્ષ-સુખ સિવાય બીજા સુખની પ્રાર્થના ન કરે ' નારકી આદિ ચારે ગતિઓને વિષે દુખપૂર્વક રહેવા છતા નિર્વેદથી તેમાથી નીકળવાની પ્રબળ ઇચ્છા કરે. મમત્વના વિષ-વેગથી રહિત હોવા છતા પોતે પરલોક-માર્ગની-ધર્મની આરાધના કરી શકતો નથી-એમ વિચારે, ભયકર ભવ-સમુદ્રમા દુખી જીવ-સમૂહને દેખી અવિશેષપણે-સ્વજન-પરજનનો ભેદ રાખ્યા સિવાય પોતાની શક્તિ અનુસાર દ્રવ્ય અને ભાવ અનુકપા કરે તે જ સત્ય અને નિશક માને, જે જિનેશ્વરોએ પ્રરુપ્યુ હોય આવા પ્રકારના શુભ પરિણામવાળો તેમજ સર્વ કાક્ષાદિ દૂષણ રહિત બને આવા પ્રકારના પરિણામવાળો હોય તેને જિનેશ્વરોએ સમ્યગ્દૃષ્ટિ કહેલો છે આવો સમ્યક્ત્વ પામેલો આત્મા ટૂકા કાળમા ભવ સમુદ્ર તરી જાય છે

## દેશ—વિરતિરૂપ શ્રાવક-ધર્મ

જે આગળ અત કોડાકોડી સાગરોપમની સ્થિતિ જણાવી હતી-તેમાથી વળી બે પલ્યોપમથી નવ પલ્યોપમની સ્થિતિ ઓછી થાય ત્યારે પરમાર્થથી શુભતર પરિણામવાળો થઈ દેશવિરતિ-શ્રાવકપણાને લાયક વ્રતો અગીકાર કરવા રૂપ ધર્મ પ્રાપ્ત કરે આ પ્રમાણે, ૧ સ્થૂલ પ્રાણાતિપાત-વિરમણ, ૨ સ્થૂલ મૃષાવાદ-વિરમણ, ૩ સ્થૂલ અદત્તાદાન-વિરમણ ૪ પરદારાગમન વિરમણ અને સ્વદારા-સતોષ, ૫ પ્રમાણ વગરના પરિગ્રહનુ વિરમણ વ્રત, આવા પાચ પ્રકારના અણુવ્રતો રૂપ દેશવિરતિ-પરિણામ યુક્ત થઈ શ્રાવક યોગ્ય અણુવ્રતો અગીકાર કર્યા હોય, ભાવથી જેના પરિણામ પાછા પડેલા નથી, તેવા પ્રકારનો શ્રાવક આગળ કહેવાશે, તેવા અતિચારો ન આચરે

તે આ પ્રમાણે-પ્રથમ અણુવ્રતમા-૧ બધ, ૨ વધ કરવો ૩ ચામડી છેદવી, ૪ ઘણો ભાર ભરવો, ૫ ભાત-પાણી ન આપવા અથવા મોડા આપવા બીજા અણુવ્રતમા-૧ એકદમ ખોટુ આળ આપવુ, ૨ કોઇની ગુપ્ત વાત કહી દેવી, ૩ પોતાની સ્ત્રીની મર્મ વાત પ્રગટ કરવી, ૪ ખોટો પાપોપદેશ આપવો, ૫ ખોટા લેખ દસ્તાવેજ કરવા ત્રીજા અણુવ્રતના અતિચારોમા-૧ ચોરે લાવેલ વસ્તુ લેવી, ૨ ચોરને સહાય કરવી, ૩ રાજ્ય-વિરુદ્ધ દાણ ચોરી કર ચોરી કરવી, ૪ ખોટા તોલ માપ રાખવા, ૫ બનાવટી અથવા ભેળસેળવાળી વસ્તુ વેચવી તથા ચોથા અણુવ્રતના અતિચારો-૧ કોઈએ થોડા વખત માટે રાખેલી રખાત-સ્ત્રી સાથે ગમન કરવુ, ૨ અપરિગૃહિતા-ગમન, ૩ અનગ ક્રીડા, ૪ પારકા વિવાહ કરવા, ૫ કામ-ભોગની તીવ્ર અભિલાષા કરવી તથા પાચમા વ્રતના અતિચારો-૧ ખેતર, વાસ્તુ, જમીન વગેરે પ્રમાણથી વધારે રાખવા, ૨ વગર

ઘડેલું સોનું અને સોનાના દાગીના, ધન, ધાન્યના પ્રમાણનું અતિક્રમણ કરવું અર્થાત્ વટાવી જવું. ૩ બે પગવાળાં દાસ–દાસી વગેરે, ચાર પગવાળાં ઢોર વગેરે પ્રમાણથી વધારે રાખવાં, ૪ બીજી ધાતુઓ પ્રમાણથી વધારે રાખવી, તેમજ ૫ બીજા પણ આવા પ્રકારના સંસાર-સાગરમાં રખડાવનારાં નિમિત્તો–અતિચારો શુભ–પરિણામવાળો ભાવથી ન આચરે, તથા પૂર્વે કહેલા મૂળ ગુણને ફાયદો કરનાર ઉત્તર ગુણવ્રતો અંગીકાર કરે. તે આ પ્રમાણે:— ઊર્ધ્વ, અધો અને તિરછી દિશાઓનું પરિમાણ એ પહેલું ગુણવ્રત. તથા ભોગ–ઉપભોગ-પરિમાણ બીજું ગુણવ્રત, તેનાં કારણ–ભૂત ખરકર્માદિકનું પરિવર્જન તથા અપધ્યાય અને પ્રમાદાચરણ ન કરવું, હિંસાનાં સાધનો-ઉપકરણો બીજાને ન આપવાં, પાપકર્મનો ઉપદેશ ન આપવો તે લક્ષણવાળું અનર્થ–દંડ-વિરતિ નામનું ત્રીજું ગુણવ્રત. તથા પાપવાળા યોગોનો ત્યાગ અને નિરવદ્ય યોગોના સેવન–લક્ષણ સામાયિક પહેલું શિક્ષાવ્રત. તથા દેશાવકાશિક બીજું શિક્ષાવ્રત. દરરોજ દિશિ પ્રમાણ કરતાં હોઇએ, તો તે દિવસે વધારે ઓછી દિશા–પરિમાણ કરી અભિગ્રહ ધારવો. તથા આહાર–પૌષધ, શરીર–સત્કાર (સંસ્કાર) પૌષધ, બ્રહ્મચર્ય –પૌષધ અને અવ્યાપારરૂપ પૌષધ નામનું ત્રીજું શિક્ષાવ્રત. તથા ન્યાયોપાર્જિત કલ્પનીય અન્ન-પાણી વગેરે સંયમોપકારી પદાર્થો દેશ, કાળ શ્રદ્ધા, સત્કારના ક્રમપૂર્વક પરમભક્તિથી આત્માના ઉપકાર માટે સંયતોને આપવા રૂપ અતિથિ–સંવિભાગ નામનું ચોથું શિક્ષાવ્રત.

### શ્રાવકના વ્રતોના અતિચારો

કુશળ–પરિણામ યુક્ત ગુણવ્રતો અને શિક્ષાવ્રતો અંગીકાર કરનારને ભાવથી તેના પરિણામ તે તે ધર્મમાં વૃદ્ધિ પામતા રહે, પણ પાછા ન પડે તેવો શ્રાવક આગળ જણાવાય છે–તેવા અતિચારોનું સેવન ન કરે. કયા અતિચારો તે જણાવે છે–ઊર્ધ્વ, અધો, તિરછી-દિશાના પ્રમાણનું ઉલ્લંઘન કરે, એક દિશાનું પ્રમાણ ઘટાડી બીજી દિશાનું પ્રમાણ વધારે, દિશ.-પ્રમાણની વિસ્મૃતિ કરે. તથા સચિત્ત, સચિત્ત–મિશ્રિત આહાર, વગર પાકેલી–અધકચરી વનસ્પતિ, ફળ, ધાન્યાદિનું ભક્ષણ, તુચ્છ પદાર્થોનું ભક્ષણ. અંગારા પાડવા કે ભઠ્ઠીનો ધંધો, વન–વૃક્ષો કપાવવાં, ગાડાં, હળો, વગેરે તથા યંત્રો બનાવવાં, તે ભાડે ફેરવવાં, કૂવા–તળાવ–નહેર–જમીન–ખોદાવવી, પાતાળ ફોડાવવું, હાથી–દાંતનો વેપાર, લાખ,વળ, [ઘી, ગોળ, તેલ] વગેરે રસનો વેપાર. ઝેરનો વેપાર, યંત્રોથી [શેરડી–તલ-શિંગ] પીલવાનો ધંધો, પશુનું નિર્લાંછન કર્મ, વનમાં દાહ દેવો, અસતી–પાપ કરનાર જીવોનું પોષણ, સરોવર, દ્રહ, તળાવ વગેરે સુકાવવાં, તથા કામની ચેષ્ટા, ગાંભ-સુખના ચાળા કરવા, સંબંધ વગરનું મુખરપણે બોલવું, અધિકરણો જોડેલાં--એકઠાં રાખવાં, વધારે પડતો ઉપભોગ–પરિભોગનો સંગ્રહ કરવો. તથા સામાયિકમાં– મન, વચન, કાયાને પાપમાં પ્રવર્તાવવાં, સામાયિક લીધું છે, તે યાદ ન કરવું ચિત્તની,

સ્થિરતા ન રાખવી, તથા દેશાવકાશિક વ્રતમાં બહારથી કંઈક મંગાવવું અગર મોકલવું, ખોખારો કરી જણાવવું, રૂપ બતાવવું, બહાર કાંકરો ફેંકી પોતાને જણાવવું તથા પૌષધ વ્રતમાં-પ્રતિલેખન વગરનાં કે દુષ્પ્રતિલિખિત સંથારો-વસ્ત્રો વાપરવાં, તથા કાજો લીધા વગરની ભૂમિ વાપરવી બરાબર પડિલેહણ નહીં કરેલ શય્યા અને સંથારા ઉપર બેસવું કે સૂવું જેમ તેમ પૂંજેલી કે કાજો લીધેલી ભૂમિ પર સંથારો કરવો અપ્રતિલેખિત, દુષ્પ્રતિલેખિત જમીન પર મળ-માત્રું વગેરે પરઠવવું, પૌષધ-ઉપવાસનું સમ્યક્ પ્રકારે પાલન ન કરવું. અતિથિ સંવિભાગ વ્રતમાં સાધુ મહાત્માને વહોરાવવાની વસ્તુ ઉપર સચિત્ત પદાર્થ ઢાંકવો કે તેમાં સચિત્ત વસ્તુ ઉમેરવી, કાળ વીતી ગયા પછી નિમંત્રણ કરવું, 'પારકું છે' કહી ન આપવું દાન આપી મત્સર-અભિમાન કરવું, બીજા પણ એવા ગુણવ્રતો અને શિક્ષાવ્રતોના અતિચારો ન આચરે

## ઉત્તરોત્તર-ગુણ પ્રાપ્તિ

આવા નિરતિચાર મૂળ વ્રતો અને ઉત્તરગુણનાં વ્રતો ભાવપૂર્વક પાલન કરતો તે કર્મસ્થિતિ પરિણામ-વિશેષથી તેજ ભવમાં કે બીજા અનેક જન્મની અંદર સંખ્યાતા સાગરોપમની સ્થિતિ ખપાવી નાખે ત્યારે ક્ષમાદિક દશ યતિ-ધર્મ-લક્ષણ સર્વવિરતિની પ્રાપ્તિ થાય છે ત્યાર પછી ક્રમે ક્રમે ઉપશમ શ્રેણી અને એવી જ રીતે ક્ષપક શ્રેણી પ્રાપ્ત થાય છે કહ્યું કે 'સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પછી સાતેય કર્મોની સ્થિતિ જે દેશ ન્યૂન કોડાકોડી સાગરોપમ જેટલી બાકી છે, તેમાંથી બે થી નવ પલ્યોપમ જેટલી સ્થિતિ ખપે, ત્યારે દેશવિરતિ ગુણ પ્રાપ્ત થાય અર્થાત્ પાંચમું ગુણ-સ્થાનક મેળવે, તેમાંથી વળી સંખ્યાતા સાગરોપમ જેટલી સ્થિતિ ઘટે, ત્યારે પ્રમત્ત-અપ્રમત્ત ગુણસ્થાનક, તેમાંથી પુનઃ સંખ્યાતા સાગરોપમ જેટલી સ્થિતિ ઘટી જતા, ઉપશમ-શ્રેણી અને તેમાંથી પણ સંખ્યાતા સાગરોપમ જેટલી સ્થિતિ ઘટી જાય, ત્યારે ક્ષપકશ્રેણી પ્રાપ્ત થાય છે" એવી રીતેએક વખત સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા પછી તે કાયમ ટકી રહે અને વમી ન નાખે તો એક ભવની અંદર દેશવિરતિ સર્વવિરતિ તથા ઉપશમશ્રેણી કે ક્ષપકશ્રેણીમાંથી એક શ્રેણી એ બધા ભાવોને પામી શકે છે (એક ભવમાં બે શ્રેણી ન પામે) અને વધારેમાં વધારે સાત-આઠ ભવમાં તે મોક્ષે જાય ક્ષપકશ્રેણી સમાપ્ત કર્યા પછી શાશ્વત, અનંત કેવલજ્ઞાન અને કેવલદર્શન પ્રાપ્ત કરે અનુક્રમે આખીના ભવ સુધી રહેનારા અઘાતી કર્મને ખપાવીને સર્વ કર્મોથી કાયમ માટે મુક્ત બની શાશ્વત મોક્ષ-સ્થાનક મેળવે છે

## ગુણસેન રાજાને શ્રાવક ધર્મની પ્રાપ્તિ

આ સમયે ગુરુ મહારાજનો ધર્મોપદેશ સાંભળી ઉત્પન્ન થયેલા શુભ-પરિણામરૂપ અગ્નિ વડે જેના ઘણા કર્મરૂપ ઇંધણા બળી ગયા છે અને જેણે ભાવથી સમ્યક્ત્વ, અણુવ્રત, ગુણવ્રત, શિક્ષાવ્રત રૂપ પંચમ ગુણસ્થાનક પ્રાપ્ત કરેલ છે, એવા ગુણસેને કહ્યું, 'હે ભગવંત ! હું ખરેખર ધન્ય છું કે જેણે પાપ-મૂલ પખાલનાર, રાગાદિ-રોગ નાશ કરનાર,

દેવો તેને નમન કરે છે. નયન વડે તેવા દિવ્ય પરિવાર દેખી આશ્ચર્ય પામતાં તે વિચારે છે કે, પૂર્વભવમાં મેં શું ધર્મ-કાર્યો કર્યાં કે જેનું આ દિવ્ય-ફળ મને મળ્યું ? વિશુદ્ધ-દિવ્ય અવધિજ્ઞાનથી ઉપયોગ મૂકીને પોતાનું સુંદર ચરિત્ર જાણ્યા પછી તે, દેવ—કરણીય કાર્યો કરે છે. પૂજવા યોગ્ય શાશ્વતી જિન-પ્રતિમાઓ(બિંબો)ની મનોહર પૂજા કરે છે અને મુહૂર્ત-માત્ર પુસ્તક-રત્નને વાંચે છે.

જેણે પોતાના મુખ-ચંદ્રથી ચંદ્ર-બિંબને જિતી લીધું છે, તેવી પુષ્ટ-ઉન્નત-સારી રીતે શણગારેલાં સુન્દર સ્તનોથી મનોહર અંગવાળી, જેમના પેટનો મધ્યભાગ ત્રણ કરચલી વડે સુંદર છે, પ્રકાશિત હાર વડે મનોહર, ઘુઘરીવાળો કંદોરાના મુખર શબ્દથી અભિનંદિત વિસ્તારવાળા કટીપ્રદેશવાળી, તપાવેલ સુવર્ણના વર્ણ સરખા જેમના મનોહર સાથળ—યુગલો છે, નખ-ચંદ્ર વડે તેજસ્વી, કાચબા સરખા ઉન્નત સુશોભિત જેમનાં ચરણો છે એવી, ગાઢ હર્ષ ફેલાવાથી વિલાસ અને શૃંગાર ભાવ વડે મનોહર, કામદેવના બાણથી શલ્ય યુક્ત મન વાળી ઊભેલી દેવાંગનાઓને તે દેખે છે.

અતિશય અનુરાગવાળા અને દિવ્ય-વૈભવવાળા કિંકર દેવતાઓ સુંદર વચનો બોલતાં કહે છે કે, હે સ્વામી ! આ દેવ-ભવનોને આપ નિહાળો. પછી દેવ 'જય જય' શબ્દ વડે પ્રભાવિત કરનારી, મોહ ઉત્પન્ન કરવામાં વિચક્ષણ એવી દેવાંગનાઓ સાથે દેવ-ભવનો જૂએ છે. દિવ્ય-દેવભવનો કેવાં છે? વિસ્તીર્ણ મરકત-મણિની શિલા-સમૂહથી બનાવેલ સુંદર વિશાળ પીઠવાળાં, મણિરત્ન જડેલી અને સ્ફટિક રત્ન વાળી ભિંત-યુક્ત, જેમાં વૈડૂર્ય રત્નના થાંભલા ઉપર વિચિત્ર સેંકડો પૂતળીઓ રચેલી છે, તેમજ દિવ્ય ખડ્ગ-ચામરો જ્યાં ફૂટોની વચ્ચે ગોઠવેલા છે, વિવિધ પ્રકારના શ્રેષ્ઠ દેવચ્છંદકમાં ગોઠવેલા સેંકડો પલંગોથી યુક્ત, તથા લટકાવેલ ચીનાંશુક તથા મોતીની સેરોથી સુશોભિત, કલ્પવૃક્ષનાં પુષ્પોથી અલંકૃત, રત્નમય ભૂમિતલમાં જેનાં પ્રતિબિંબો સંક્રાન્ત થએલાં છે એવા, ભ્રમર-પંક્તિવાળા, ધૂપઘટિકાઓથી યુક્ત, લટકતી રત્નમાળાવાળાં તે દેવભવનોમાં પૂર્વે કરેલાં પુણ્યવાળો દેવ દેવાંગનાઓ સાથે તુષ્ટ મનવાળો થઈ, દિવ્ય શ્રેષ્ઠ ભોગો ભોગવતો રહે છે. તે ગુણસેન રાજાનો જીવ પણ ચંદ્રાનન નામના વિમાનમાં ઈચ્છા પ્રમાણે દેવાંગનાઓ સાથે એક સાગરોપમ સુધી દિવ્યભોગો ભોગવતો રહ્યો.

ધર્મથી યાકિની મહત્તરાના સૂનુ ભવ-વિરહાંક આ. શ્રીહરિભદ્રસૂરિએ રચેલી સમરાઈચ્ચ-મહાકહા (પ્રકૃત સમરાદિત્ય-કથા) ના આ શ્રીહેમસાગરસૂરિએ કરેલા ગૂર્જરાનુવાદમાં પ્રથમ ભવ સંપૂર્ણ થયો.

卐

# બીજો ભવ

ગુણસેન અને અગ્નિશર્માના પ્રથમ ભવનો બનેલ વૃત્તાન્ત અને સંબંધ કહી ગયા. હવે તેઓ બંને બીજા ભવમાં સિંહકુમાર અને આનંદ નામના પિતા-પુત્રરૂપે થયા, તે ચરિત્ર સાંભળો.

આજ જંબૂદ્વીપ નામના દ્વીપ વિષે પશ્ચિમ વિદેહમાં અપરિમિત ગુણોના ભંડારરૂપે દેવનગરનું અનુકરણ કરતું, ઉદ્યાન-આરામોથી શોભાયમાન, સમસ્ત પૃથ્વી-મંડળમાં તિલક સમાન જયપુર નામનું મહાનગર છે. જ્યાં સારા રૂપવાળો, ઉજ્જવળ વેષ ધારણ કરનાર, કળાઓમાં વિચક્ષણ, લજ્જાવાળો મહિલા-વર્ગ છે. જે નગરમાં પરસ્રી ભોગવવામાં નપુંસક, પારકા દોષો જોવામાં અંધ, બીજાની નિંદા કરવામાં મૂંગા, પરધન-હરણ કરવામાં સંકુચિત હાથવાળા અને પરોપકાર કરવામાં તલ્લીન એવો પુરુષ-વર્ગ છે. ત્યાં મ્યાનમાંથી ખેંચેલ ધારદાર તલવારથી ચીરી નાખેલ શત્રુ-હાથીના મસ્તકમાંથી ઉછળેલાં, ઘણા લોહીથી ખરડાયેલા મુક્તાફળ રૂપ પુષ્પોના સમૂહથી જેણે સમરાંગણ-ભૂમિનું પૂજન કરેલું છે-એવો પુરુષદત્ત નામનો રાજા હતો. તેને સમગ્ર અંતઃપુરમાં પ્રધાન શ્રીકાન્તા નામની પટ્ટરાણી હતી. તે રાજા આ પટ્ટરાણી સાથે નિરુપમ ભોગો ભોગવતો હતો.

## રાણીને સુસ્વપ્ન

આ બાજુ ચંદ્રાનન વિમાનનો અધિપતિ દેવ પોતાનું યથાયોગ્ય આયુષ્ય પૂર્ણ કરી ત્યાંથી ચ્યવીને શ્રીકાન્તા રાણીના ગર્ભમાં ઉત્પન્ન થયો. તે જ રાત્રિએ તેણીએ સ્વપ્નમાં નિર્ધૂમ અગ્નિ-શિખાની જ્વાલા-સરખી કેશાવળીથી શોભાયમાન, નિર્મલ સ્ફટિકમણિશિલા સરખા અને હંસ-શ્રેણી સરખા ઉજ્જવળ, પીળી, ગોળ, અતિ પ્રશાન્ત આંખવાળા ચંદ્ર-લેખા સરખી ઉજ્જવળ બહાર દેખાતી દાઢવાળા, પહોળા મનોહર વક્ષસ્થળથી યુક્ત, અતિ પાતળી કમ્મરવાળા, ગોળાકાર કઠણ કેડવાળા, ઊંચે વાળેલા લાંબા પૂંછડાવાળા, સુંદર રીતે સાથળો સ્થાપન કરી બેઠેલા આકારવાળા, સર્વાંગે સુંદર હોવાથી મનોહર લાગતા એવા સિંહ-બાળકને પોતાના વદન દ્વારા ઉદરમાં પ્રવેશ કરતો રાણીએ દેખ્યો. તે દેખીને સુખપૂર્વક જાગેલી રાણીએ વિવિધપૂર્વક પતિને કહ્યું. પતિએ કહ્યું કે, જેના ચરણ-કમળમાં અનેક સામંતો નમન કરશે એવો મહારાજા થનાર પુત્ર તને જન્મશે. તે સાંભળી રાણી તુષ્ટ થઈ સુખપૂર્વક રહેલી છે. કેટલોક સમય ગયા પછી મહાપુરુષ-ગર્ભના પ્રભાવથી રાણીને દોહલો થયો કે-" સર્વ જીવોને અભયદાન આપું, દીન અનાથ-રંકોને મહાસંપત્તિનું દાન આપું, મુનિ ભગવંતોને સંયમોપકારી દાન આપું, સર્વ જિનમંદિરોમાં પૂજા કરું." તે દોહલો પોતાના પતિને નિવેદન કર્યો. રાજાએ પણ અધિક હર્ષથી દોહલો પૂર્ણ કર્યો. તે કારણે દેશોમાં અને લોકોમાં મહા આનંદ પ્રવર્ત્યો.

### સિંહકુમારનો જન્મ

" બાલચંદ્રનો ઉદય જેમ ભુવનને પ્રકાશ કરનાર થાય છે, તેમ ભાગ્યશાળીઓની સર્વ અવસ્થાઓ પરોપકાર માટે થાય છે" ત્યાર પછી યથાસુખ ધર્મમાં તત્પર બનેલી પરોપકાર કરનારી હોવાથી સફળ જન્મવાળી પટ્ટરાણીએ નવ મહિના અને સાડા સાત દિવસો પસાર કર્યા શ્રીકાંતાદેવીએ પ્રશસ્ત તિથિ, કરણ, મુહૂર્ત, યોગ–સમયે સુકુમાર હાથ–પગવાળા પુત્રને સકલ જનોના મનોરથો સાથે જન્મ આપ્યો શુભંકરિકા નામની દાસીએ રાજાને પુત્ર જન્મની વધામણી આપી એટલે તુષ્ટ થએલા રાજાએ તેને પારિતોષિક દાન આપ્યું કેદીઓને મુક્તિ દાન આદિ કરવા યોગ્ય કાર્યો કરાવ્યાં નગરમાં મહા આનંદ પ્રવર્ત્યો નગર–માર્ગો શણગાર્યાં સુગંધી કેસરી જળ–છંટકાવ કરાવી ઊડતી રજ બંધ કરી માર્ગમાં ગુંજારવ કરતા મધુકર–યુક્ત વિવિધ પુષ્પો વેર્યાં દુકાનો અને માર્ગો સુશોભિત બનાવ્યા માર્ગમાં રહેલા ભવનો ઉપર મંગલ વાજિંત્રો વગડાયાં રાજલોક અને નગરલોકો હર્ષથી નૃત્ય કરવા લાગ્યા એ પ્રમાણે હંમેશાં અતિ મોટા આનંદ સુખનો અનુભવ કરતા કરતા એક મહિનો પસાર કર્યો માતાએ સ્વપ્નમાં સિંહ જોયેલ હોવાથી બાળકનું 'સિંહકુમાર', એવું નામ પાડયું વિશેષ પ્રકારના પુણ્ય ફળનો અનુભવ કરતો તે કુમાર માન–હાનિ ન થાય તે રીતે સ્નેહી વર્ગના મનોરથ પૂર્ણ કરતો, ચંદ્રની જેમ કળા–સમુદાયથી વૃદ્ધિ પામતી કાંતિવાળો, લોકોના મન અને નયનોને આનંદ આપતો કુમાર ક્રમે કરી પ્રજાના પુણ્ય વડે કરીને અનુપમ શોભાવાળું યૌવન પામ્યો

### વસંત–વર્ણન

કોઈક સમયે યૌવન વય પામેલાઓને તથા કામદેવના હૃદયને અનુકૂળ, તરુણ લોકોના મનને આનંદકારી એવો વસંત–સમય આવ્યો જે સમયમાં કામદેવ રતિ બતાવીને લોકોના હૃદયને કામ–બાણોથી વીંધવા લાગ્યો, તેમજ જાણે તે કામદેવનો જયજયકાર શબ્દ કરતી હોય તેમ કોયલો કોલાહલ કરવા લાગી વિરહ–અગ્નિથી બળતા મુસાફરોની ધૂમ–ઘટા જેવું ભમરાઓનું ટોળું આંબા ઉપર વિસ્તાર પામ્યું વિધવા સ્ત્રીઓને મસાણના અગ્નિ સરખા લાલ કેસુડાનાં પુષ્પો વડે જાણે દિશા મંડળ સળગતું હોય તેવા વસંત–સમયમાં અનેક તરુણ મિત્રોથી પરિવરેલો સિંહકુમાર મહાવિભૂતિથી ક્રીડા–નિમિત્તે નીકળ્યો હતો પ્રમુદિત કોયલના ટહુકારથી તરુણ વિલાસિનીઓના ચિત્તમાં આશ્ચર્ય અને ઉત્સુકતા પ્રગટ કરનાર, સુગંધી મલયના વાયરાથી જ્યાં પુષ્પગુચ્છાઓ નૃત્ય કરે છે, તથા બાગોની લતા અને વૃક્ષોનાં, મદથી હર્ષિત થયેલ મુખર ભ્રમર–સમુદાય જ્યાં ગુંજારવ કરે છે જાણે વસંત–લક્ષ્મીનું વાસગૃહ હોય, તેવું ક્રીડા સુંદર નામનું ઉદ્યાન છે, ત્યાં કુમાર જુદા જુદા પ્રકારની ક્રીડાઓ વડે રમવા લાગ્યો

### કુસુમાવલી કન્યાના દર્શન

તે ઉદ્યાનમાં વિદ્રુમ–વન સરખા લાલ હસ્ત–પલ્લવવાળી હાથીની સૂંઢ સરખા અન્દર ગોળ કોમળ નાની બાહુલતાવાળી કેળ સ્તંભ સરખા કોમળ મનોહર સાથળ

યુગલવાળી, સ્થળ-કમળ-સરખા રક્તવર્ણ-યુક્ત કોમળ ચરણ-યુગલવાળી, ઋતુ-લક્ષ્મીથી પરિવરેલ જાણે ઉદ્યાન-દેવતા હોય, સુગંધી પુષ્પોની વેણીવાળી, સખીઓ સાથે વસંત-ક્રીડાનો અનુભવ કરતી, બહુ દૂર નહીં પણ નજીકમાં રહેલી, પોતાના મામા મહાસામંત લક્ષ્મીકાંતની પુત્રી કુસુમાવલી નામની કન્યાને દેખી. અનંત ભવના અભ્યાસવાળા રાગ-દોષ વડે કરી કુમારે અભિલાષા-પૂર્વક તેણીને નિહાળી. કુસુમાવલી તેના કારણે જલ્દી જલ્દી ત્યાંથી પસાર થતી હતી. તેણીએ પણ કુમારને દેખ્યો અને વિચાર્યું કે શું ક્રીડા-સુંદર ઉદ્યાનની રમ્યતાને લીધે ભગવાન કામદેવ પણ અહીં ક્રીડા-સુખને અનુભવતા હશે ? આ સમયે પ્રિયંકરા નામની દાસીએ કહ્યું કે, સ્વામીની ! આમ હવે તમે ચાલ્યા ન જાવ, આ તો તમારા ફોઈ અને પુરુષદત્ત રાજાના પુત્ર સિંહકુમાર છે. તમે પ્રથમ આવી અહીં સ્થાન ગ્રહણ કર્યું છે, હવે અહીંથી છટકી જતાં સ્વામિનીને તે દેખશે, તો આપણા તરફથી અનાદર થયાની સંભાવના કરશે, માટે અહીં જ રોકાઇ જાવ અને આ મહાનુભાવનો રાજકન્યાને ઉચિત સત્કાર કરો.

## કુમાર-સ્વાગત

ત્યાર પછી હર્ષવશ રોમાંચિત શરીરવાળી રાજકન્યાએ શૃંગાર અને અભિલાષા સાથે કુમારનું અવલોકન કરી કહ્યું, અરે પ્રિયંકરી ! આ વિષયમાં તું જ ચતુર છે, તો કહે કે મારે એના માટે શું કરવું ? સખીએ કહ્યું, " હે સ્વામિની ! સજ્જન જનોના સંબંધ-વૃક્ષના બીજરૂપ તેનું સ્વાગત કરવામાં આવે. પહેલાં આપણે આ સ્થળે આવ્યા છીએ, તો અહીં સ્વાગતપૂર્વક બોલાવી તેમને બેસાડો અને કાલોચિત વસંત-પુષ્પાભરણ સાથે તંબોલ પોતાના હાથે જ કુમારને આપો" કુસુમાવલીએ કહ્યું, " હે સખી ! અતિ લજ્જા-ભયના કારણથી હું તે કાર્ય કરી શકવા સમર્થ નથી, માટે આ કાલોચિત કાર્ય અહીં તું જ પતાવ." એટલામાં તો કુમાર તે પ્રદેશમાં આવી પહોંચ્યો, એટલે આસન તૈયાર કરી પ્રિયંકરીએ કહ્યું : " રતિ-રહિત કામદેવનું સ્વાગત કરું છું. મહાનુભાવ ! અહીં બિરાજો" એટલે હર્ષપૂર્વક કંઈક હસતાં 'આટલો સમય તો રતિ વગરનો હતો, પણ અત્યારે નહિ.' એમ બોલતાં કુમાર બેસી ગયો. પ્રિયંકરીએ સુવર્ણપાત્રમાં માધવીલતાનાં પુષ્પોની માળા સાથે તંબોલ લાવીને ધર્યું, એટલે કુમારે ગ્રહણ કર્યું.

## કુસુમાવલીની કામાવસ્થા

એ જ સમયે કુસુમાવલીની માતાએ કન્યા-અંતઃપુરના સંભરાયણ નામના મોટા સેવકને કુસુમાવલીને બોલાવવા માટે મોકલ્યો હતો, તે આવી પહોંચ્યો. તેણે અધી નજરથી અનુરાગપૂર્વક કુમારને જોતી કુસુમાવલીને દેખી. વિચાર્યું કે, 'જો દૈવ અનુકૂળ બને, તો રતિ માટે કામદેવ આવી ગયો છે.' ત્યાર પછી નજીક આવીને કુમારને અભિનંદન આપીને સંભરાયણે કહ્યું, વત્સ! કુસુમાવલિ ! દેવી મુક્તાવલીએ કહેવરાવેલ છે કે, બહુ સમય ક્રીડા કરી થાકી ગઇ હશે, માટે જલ્દી પાછી આવ. એટલે ' જેવી માતાજીની

આજ્ઞા' એમ કહી તે વિલાસપૂર્વક કુમાર તરફ નજર કરતી ઉદ્યાનમાંથી નીકળી, મનમાં કુમારનું ચિંતન કરતી પોતાના મહેલમાં પહોંચી. માતાને પ્રણામ કરી તે દંતવલભિકા નામના મહેલમાં ઉપર ચડી ગઈ. ત્યાં કુમારનું ચિંતન કરતી લાંબા નીસાસા મૂકતી પલંગ-શયનમાં બેઠી. સખીવર્ગને સન્માન કરી વિદાય કર્યો. કામદેવના બાણથી વીંધાએલી તે પોતાના કાર્યની પ્રવૃત્તિ બંધ કરી સતત નીસાસા મૂકતી શય્યા સેવન કરવા લાગી. ચિત્રામણ ચિતરતી નથી, અંગરાગ કે કરવા યોગ્ય કાર્યો કરતી નથી, આહારની પણ ઈચ્છા કરતી નથી, તેમ ભવન શોભાયમાન કરતી નથી. પોતાના ચિરપરિચિત મેના-પોપટોને પાઠ કરાવતી નથી, ભવનના મનોહર ચતુર કલહંસોને રમાડતી નથી, અગાસીમાં ચડી આંટા-ફેરા મારતી નથી, ઘરવાવડીમાં સ્નાન કરતી નથી, વીણાને સારતી નથી અને વૃક્ષપત્ર કોતરીને કરાતી આકૃતિઓ કરતી નથી, દડાની રમત રમતી નથી, તેમજ આભૂષણોની સજાવટમાં આદર કરતી નથી. ટોળામાંથી વિખૂટી પડેલી હરણીની માફક કુમારનું ચિંતન કરતી ક્ષણવાર આંખ બંધ કરે છે, પરવશ બનેલી તે ઘડીકમાં લાંબો નીસાસો છોડે છે, કોઈવિખત દેહની ચેષ્ટા રોકે છે, બોલવાનું બંધ કરે છે, તેનું મુખકમળ મ્લાન બની ગયું છે. તે વખતે તેના બીજા હૃદય સરખી મદનલેખા નામની પોતાની પુત્રીને તેની ધાવમાતાએ આજ્ઞા કરી કે, ક્રીડાસુંદર ઉદ્યાનમાં જઈ ક્રીડા કરવાથી કુસુમાવલી સજ્જડ થાકી ગઈ છે. તેણે આજે સખીઓને જલ્દી વિદાય કરી છે, માટે અત્યંત અલ્પ જળથી સિંચેલો વીંજણો તથા કપૂરવાળાં પાનબીડાં લઈને તેની પાસે જા. માતાનો હુકમ થતાં જ તે પ્રમાણે તૈયારી કરી મણિમય ઝાંઝરના રણકાર કરતી હર્ષઘેલી મદનલેખા કુસુમાવલી પાસે પહોંચી. સુંદર શય્યામાં સૂતેલી અતિ ચિંતાતુર અંગ વહન કરતી કુસુમાવલીને દેખી. સખી આવી છતાં બોલતી ચાલતી નથી. તેને શૂન્ય પડેલી દેખી મદનલેખાએ વિનંતી કરી : હે સ્વામિની ! આજે આટલાં ઉદ્વેગવાળાં કેમ જણાવ છો ? તમારે ગુરુ અને દેવતાની પૂજા કરવાની શું બાકી છે ? તમે સખીઓનું સન્માન નથી કર્યું ? અર્થી-વર્ગને સંતોષ્યા નથી ? કળા-સમુદાય ગ્રહણ કર્યો કે નહિ ? વડીલ વર્ગ શું તમારા પર પરિતુષ્ટ થયો નથી ? નોકર-પરિવાર વિનય નથી કરતો ? સખી-સમુદાયની પ્રીતિ બરાબર નથી કે શું ? તમારી કોઈ ઇચ્છા પૂર્ણ થઈ નથી કે શું ? જો કહેવામાં વાંધો ન હોય, તો મને ખરી હકીકત કહો. એટલે પોતાના હાથથી કેશ સરખા કરતી કુસુમાવલીએ વિલાસપૂર્વક કહ્યું કે, શું પ્રિય સખીને પણ ન કહેવાનું હોય ? તો હવે સાંભળ, આજે ઉદ્યાનમાં ફૂલો એકઠાં કર્યાં, એના થાકથી શરીરમાં તાવ જેવી બેચેની લાગે છે, અંગ તૂટે છે, તે સિવાય બીજું કંઈ ઉદ્વેગનું કારણ નથી.

મદનલેખાએ કહ્યું, તો આ કપૂર-યુક્ત પાનનું બીડું લે અને ક્રીડા કરવાથી શરીર થાકી ગયું છે, તો લાવ તને પંખો નાખું. કુસુમાવલીએ કહ્યું, આવી અવસ્થામાં પાનબીડાંથી શું થાય ? પંખાથી પણ સર્યું. ચાલો, બાલકેળઘરમાં જઈએ. ત્યાં પુષ્પશૈય્યાની તયારી કર, જેથી ત્યાં ઠંડકમાં પરિશ્રમનો તાવ ઊતરી જાય. મદનલેખાએ કહ્યું, "જેવી

સખીની આજ્ઞા.” પોતાના મહેલના ઉદ્યાનના તિલકભૂત બાલ-કેળઘરમાં જઇ મદનલેખાએ સુંદર કમળપત્રનું બીછાનું તૈયાર કર્યું. કુસુમાવલી અંદર પડી એટલે તેને પાન-બીડાં આપ્યાં. વિશ્વાસુ અને ખાનગી વાતચીતો કરતાં સંતોષ જણાયો એટલે પંખાથી સખી વીંજવા લાગી. કુસુમાવલી તો કવખતે શૂન્ય હુંકારા આપતી, ગુપ્ત નીસાસા મૂકતી, હૃદયના શલ્યભૂત તે કુમારનું વારંવાર સ્મરણ કરતી રહેલી હતી. મદનલેખાએ વિચાર કર્યો કે, આ સખીને જુદા પ્રકારના વિકારો થવાનું શું કારણ હશે ? મદનલેખાએ પૂછ્યું, હે સ્વામિની ! તરુણવર્ગને વિલાસમાં ઉત્સુક કરનાર વસંત-સમયમાં શું તમે આજે ક્રીડા-સુંદર ઉદ્યાનમાં જતાં, અગર ગયા પછી, ત્યાં કંઈ પણ આશ્ચર્ય દેખ્યું છે ?

## મહારાજ પુત્ર-સિંહકુમાર

કુસુમાવલીએ કહ્યું, મદન અવસ્થા સ્વભાવથી જ વિપરીત હોવાથી કામની વાત ન કરવાની ઇચ્છા હોવા છતાં પણ કહ્યું, સખિ ! મેં આજે ક્રીડાસુંદર ઉદ્યાનમાં રતિ વગરનો કામદેવ હોય, રોહિણી વગરનો ચંદ્ર હોય, ઇરા(મદિરા)થી રહિત કામપાલ (બલદેવ) હોય,ઈંદ્રાણી વગરનો ઇન્દ્ર હોય તેવા, તપેલા સુવર્ણની કાન્તિવાળા, નખ-કિરણથી રંગ-બેરંગી બનેલી અંગુલીવાળા, અતિ ગૂઢ નસોવાળા, કઠણ પિંડિ-પ્રદેશવાળા, મયૂર સરખી મનોહર જંઘાવાળા, મકર-મુખ સરખા અંદર ગુપ્ત જાનુની સંધિવાળા, જાનુ-પ્રદેશવાળા, અતિ સુંદર સુસંગત સાથળ-યુગલવાળા, વિશાળ કેડ-પ્રદેશ યુક્ત, મનોહર મધ્યભાગ યુક્ત, મજબૂત વિસ્તીર્ણ વક્ષઃસ્થળવાળા ઉન્નત શિખર-ગોળ બાહુ યુગલવાળા, દૃઢ સુંદર કોણીવાળા, મજબૂત પોંચાવાળા, ઘૂંટણ સુધી લાંબાં, પ્રશસ્ત રેખાઓથી વિભૂષિત હથેલીવાળા, લાલ નખવાળા, સરખા હોઠ-પુટ. સુસંગત સફેદ દાંત, લાલ લાંબાં વિશાલ નયન, ઊંચી નાસિકા, વિશાળ કપાળ, સુંદર રચનાવાળા, કાન, શ્યામ ચળકતા વાંકડિયા કેશસમૂહવાળા, ચંદનના કરેલ વિલેપનવાળા નિર્મળ રેશમી વસ્ત્ર પહેરેલા, મોટા મોતીઓના હારથી વિભૂષિત કંઠવાળા, નિર્મલ રત્નજડિત મુગટથી અલંકૃત મસ્તકવાળા, મહારાજાના પુત્ર સિંહકુમારને મેં દેખ્યા, વધારે કેટલું વર્ણન કરવું ? જાણે રૂપનું રૂપ, લાવણ્યનું લાવણ્ય, સૌંદર્યનું સૌંદર્ય યૌવનનું પણ જાણે યૌવન હોય, મનોરથોનો મનોરથ હોય તેવા કુમારને દેખી મને આશ્ચર્ય થયું.

વિકાર ભાવના કારણને જાણી મદનલેખાએ વિચાર્યું કે, “સ્વામિનીનો અનુરાગ યોગ્ય સ્થાને થયો છે; અથવા તો લક્ષ્મી કમલાકરને છોડી બીજે ક્રીડા કરતી નથી. ભગવાન કામદેવને પણ રતિ વગર બીજી જેમ ઉચિત નથી, તેમ તે સિંહકુમારને પણ આના સિવાય બીજી કન્યા ઉચિત નથી.” એમ વિચારી સખીએ કહ્યું કે, “હે સ્વામિની ! કુમાર ખરેખર પોતાના ગુણોથી સુંદર છે, બીજું આજે માતાજીએ મને મોકલી ત્યારે આર્ય સુબુદ્ધિ મંત્રી રાજાની સાથે મંત્રણા કરતા હતા, તે વાત મેં સાંભળી હતી, તે વાત

તે પ્રમાણે બને તો ખરેખર રતિ સાથે કામદેવના યોગ જેવો જ સુંદર યોગ થશે." કુસુમાવલીએ પૂછ્યું કે, તેં શું સાંભળ્યું હતું ? સખીએ કહ્યું, આર્ય સુબુદ્ધિએ કહ્યું, દેવ! મહારાજ પુરુષદત્તના સિંહકુમાર માટે કુસુમાવલીની માગણીનો ઘણો આગ્રહ છે. મને આ વિષયમાં ખૂબ જ દબાણ કર્યું છે, કે તમારે કોઈ પણ પ્રકારે તેમ કરવું કે જેથી કરી આ કુસુમાવાલી સરખા ગુણવાળા સિંહકુમાર સાથે લગ્નગ્રંથીથી જોડાય; બીજું હે દેવ! તેને છોડીને કુસુમાવલી માટે બીજો કોઈ યોગ્ય નથી. આ સમયે કુસુમાવલી લજ્જા-હર્ષ-પૂર્ણ કોઈક તેવી ન કહી શકાય તેવી અવસ્થાને પામી, છતાં બનાવટી કોપ દેખાડતી કુસુમાવલીએ ચંદન સરખા શીતલ વચનથી કહ્યું : અરે ! સંબંધ વગરનું બોલનારી ! આવા નિરર્થક પ્રલાપ કેમ કરે છે ? મદનલેખાએ કહ્યું, સ્વામિની ! આમાં સંબંધ વગરની વાત કઈ છે ? શું માનસ-સરોવર-નિવાસી રાજહંસનો રાજહંસીનો યોગ અનુચિત ગણાય ? ત્યાર પછી દેવે(મહારાજાએ) કહ્યું કે, હે સુબુદ્ધિ ! મહારાજ તો મારા પ્રાણાધિકારી છે. સુબુદ્ધિએ કહ્યું, વાત બરાબર છે. સખીઓ આમ વિશ્વાસથી મંત્રણા કરી રહી હતી, તેવામાં પલ્લવિકા નામની માલણે આવી કુસુમાવલીને વિનંતી કરી કે, હે સ્વામિનિ ! માતાજીએ આજ્ઞા કરી છે કે તમારે દંતવલભી નામના મહેલમાં જવું. કારણ કે મહારાજાએ કહેવરાવ્યું છે કે, આજે ભવન-ઉદ્યાનને વિશેષ શોભાકારક મનોહર દેખાય તેમ તૈયાર કરવાનું છે; કારણ કે સિંહકુમાર ત્યાં પધારનાર છે. આ સાંભળી જેવી દેવીની આજ્ઞા એમ કહેતાં હર્ષથી તે દંતવલભી ઉદ્યાનમાં પહોંચી. ભવન-ઉદ્યાનની સુંદર રીતે સજાવટ કરી. ત્યાર પછી આદરપૂર્વક નિમંત્રણ કરી, જેના માટે કુસુમાવલીને ઉત્કટ અભિલાષા હતી તેવા સિંહકુમારને ત્યાં લાવવામાં આવ્યા. ભોજન-આદિ ઉપચાર કર્યા પછી ભવન-ઉદ્યાનમાં કુમાર ફરવા નીકળ્યો.

## સ્નેહ-સામગ્રી અને સંદેશા-ચિત્રો

ત્યાં આગળ ગૃહ-સારિકાના શબ્દથી મુખરિત દ્રાક્ષા-લતામંડપ, નવા વરરાજ સરખા લાલ કુંપળરૂપ વસ્ત્રથી શોભિત અશોક વૃક્ષો, ચતુર મધુર કંઠવાળા હંસોથી ચલાયમાન કમળવાળી ભવન-વાવડીનો નલિની-વનખંડ, ભમરા અને કોયલોના શબ્દથી મુખર આંબાની શ્રેણી, પુષ્પરસના પાનથી હર્ષિત બની ભ્રમણ કરતી ભમરાઓની શ્રેણિ-વાળો માધવીલતા-મંડપ, નાગવલ્લીના સમૂહથી વીંટાયેલ સોપારીનાં વૃક્ષો, સુગંધથી મહેંદી રહેલ દિશામંડલ સુખ, કેસરના ગુચ્છ-સમૂહવાળું, ધીમા પવનથી ડોલતું, દેખતાં આંખ ઠરે તેવું કેળના ઘરવાળું એ વગેરે સુંદર દશ્યોવાળું ઉદ્યાન દેખી કુમાર માધવીલતા-મંડપમાં બેઠો.

આ સમયે મદનલેખાએ કુસુમાવલીને કહ્યું. હે સ્વામિની ! મહાનુભાવોનો પરિચય સુજન-વાણીથી પૂર્વના સંબંધને અંગે થાય છે. તે સંબંધ ટકાવવા માટે પ્રથમ બોલાવવા, યોગ્ય વાતચીત કરવી, પુષ્પ-તંબોળ આપવાં જોઈએ, જેથી સંબંધ પ્રગટ થાય. માટે

તેમના શરીર-કુશળતાના સમાચાર પૂછવા પૂર્વક આ સમયે અપૂર્વ પ્રેમથી તારા પોતાના હાથે રોપેલી પ્રિયંગુમંજરીનું કર્ણાભૂષણ બનાવી, કોમળ નાગરવેલનું પાન-બીડું તૈયાર કરી, નવીન ઉગેલાં કંકોલ ફળો, તારી કળાના કૌશલ્યને સૂચવનાર તેવું કંઈક આશ્ચર્યકારી પત્ર-છેદ્ય વગેરે મોકલાવ. કુસુમાવલીએ કહ્યું કે, 'પ્રિય સખીની જેવી ઇચ્છા' પરંતુ આ સર્વ તારે જ તૈયાર કરી મોકલી આપવાનું. પછી મદનલેખાએ ચિત્ર કરવાનાં સાધનોની મંજૂષા, રંગ, પીંછી, પત્ર લાવીને કુસુમાવલીને કહ્યું, હે સખિ ! તે કુમાર ચિત્રનો અનુરાગી છે, માટે સમાન વિયોગી હંસ અને તેનાં દર્શનની ઉત્કંઠાવાળી રાજહંસિકાનું ચિત્ર આપ જાતે ચીતરીને મોકલો. મદનલેખાનો અભિપ્રાય જાણીને કંઈક હસતી તેણીએ કહ્યા પ્રમાણે રાજહંસિકા ચીતરી. મદનલેખાએ અવસ્થા-સૂચક દ્વિપદી-છંદમાં કાવ્ય-ખંડ લખ્યું : "નવીન સ્નેહપૂર્ણ અને ઉત્કંઠિત મુખવાળી, રસવાળાં મૃણાલ કમળપત્ર ભક્ષણ કરવામાં પણ મંદ અભિલાષવાળી, દક્ષિણ દિશાના પવનથી ડોલતા કમલ-સરોવર તરફ પણ દૃષ્ટિ ન કરતી રાજહંસિકા શું પ્રિય-સંગમ કરવા ઉત્કંઠિત જણાતી નથી ?"

પૂર્વે વર્ણવેલ ચિત્ર તથા પુષ્પ અને પાનબીડું આદિ ભેટ-સામગ્રી લઈ મદનલેખા માધવીલતા-મંડપમાં ગઈ. 'આ કુસુમાવલીની પ્રિય સખી છે' તેમ પરિવાર પાસેથી જાણી, કુમારે આદરપૂર્વક તેનું સ્વાગત કર્યું. વિલાસપૂર્વક ચરણ-યુગલમાં પ્રણામ કરી મદનલેખાએ કહ્યું, હે મહારાજપુત્ર ! તમો ચિત્રાનુરાગી હોવાથી ચિત્રાનુરાગિણી કુસુમાવલીએ તમારા કુશળ-સમાચાર પૂછવા મને મોકલી છે, તથા અનુરાગથી પોતાના હાથે રોપેલી, પોતે ઉગાડેલી નવીન પ્રિયંગુમંજરી, તથા નાગવલ્લીના પત્રનું પોતે બનાવેલ તંબોળ તથા કંકોલ વગેરે ફળો, જે ઇષ્ટ-વિશિષ્ટોને જ અપાય છે, આપ જ તે માટે યોગ્ય છો, એમ સમજી સ્વામિની કુસુમાવલીએ મોકલ્યાં છે. વળી આ ચિત્રેલ રાજહંસિકા આપનાં દર્શન-સુખને પામો એમ ધારી તેણે મોકલાવેલ છે એમ કહી તે અર્પણ કર્યાં. કુમારે આનંદ સાથે સ્વીકાર કરી પ્રિયંગુમંજરીને કાન ઉપર સ્થાપન કરી. તંબોલ મુખમાં મૂક્યું. વિશેષ હર્ષ દેખાડતાં રાજહંસિકાને ધ્યાનપૂર્વક જોઈ અને અવસ્થા-સૂચક ઉપર લખેલ દ્વિપદીવાળું કાવ્ય વાંચ્યું. તંબોલ ચાવતો હોવાથી તથા મદન-વિકારના કારણે સ્ખલના પામતા મધુર અક્ષરોથી કુમારે કહ્યું, અહો ? તેનું ચિત્ર-કૌશલ્ય દેખતાં જ તેની અવસ્થા સમજાઈ જાય છે, છતાં આ દ્વિપદી-ખંડથી તેનો ફરી ઉપન્યાસ કર્યો છે. મદનલેખાએ કહ્યુ, એ કાવ્ય સ્વામિનીએ નથી સૂચવ્યું. પરંતુ તેમણે ચિતર્યું અને એ જોઈ મેં આ કાવ્ય લખ્યું, કુમારે કહ્યું, પ્રથમ દેખ્યા પછી સખીએ અવસ્થાને ઉચિત અનુવાદ કરવો યોગ્ય જ છે. કુમારે પત્ર કોતરવા માટે કાતર માગી, નાગવલ્લીપત્રમાં રાજહંસિકાની અવસ્થાને અનુરૂપ વર-રાજહંસ અને હૃદયના ભાવને જણાવનારી સ્ફુટ અક્ષરવાળી ગાથા પત્રમાં કોતરી.

"મરી ગયા પછી પ્રિયાની પ્રાપ્તિ નહીં' થાય-તેમ ધારણા કરી, આ વર-રાજહંસ અનુકૂળ નિમિત્તના યોગથી જેમ તેમ કરી પ્રાણોને ધારણ કરે છે." તે પછી ત્રણ સમુદ્રના સારભૂત મુક્તાવલી પોતાના કંઠમાંથી ઉતારીને તેને ભેટ આપી અને કોતરેલ નાગવલ્લી-પત્ર આપ્યું. લગાર હસતાં પ્રિયાની સખીને કહ્યું કે : "કુસુમાવલીને તારે જણાવવું કે અમે ચિત્રાનુરાગી છીએ, તે તમોએ જાણ્યું છે, તેમ કુમારીનું ચિત્ર-કૌશલ્ય પણ અમે જાણ્યું છે, તો ફરી પણ ચિત્રાનુરાગી જનને પોતાનાં ચિત્રના કૌશલ્યાતિશયથી આનંદ કરાવજે." 'જેવી મહારાજ-પુત્રની આજ્ઞા' એમ કહી પ્રણામ કરી, મદનલેખા નીકળી કુસુમાવલી પાસે ગઈ અને બનેલો વૃત્તાન્ત તેને જણાવ્યો, તથા નાગવલ્લી-પત્ર આપ્યું. કોતરેલ રાજહંસ દેખી, ગાથા વાંચી, તે હૃદયમાં આનંદ પામી. એ પ્રમાણે હંમેશાં કામદેવના બાણના સંબંધવાળાં, લોકોના મનને આનંદ કરાવનાર વિદ્યાધરી ચક્રવાક, ભમરા વગેરેનાં ચિત્રો મોકલવા વડે વૃદ્ધિ પમાડાતા અનુરાગ વડે કેટલાક દિવસો પસાર કર્યા, તેટલામાં પુરુષદત્ત રાજાની પ્રાર્થનાથી લક્ષ્મીકાન્ત રાજાએ સિંહકુમાર સાથે કુસુમાવલીનો વિવાહ કર્યો. પ્રિયંકરા દાસીએ કુસુમાવલીને આ વાત નિવેદન કરી કે, હે સુંદર દેહવાળી ! સિંહકુમાર સાથે તારો વિવાહ થયો. એ વાત કહેતાંની સાથે જ તેનાં રોમાંચ ખડાં થયાં અને અંગોમાં કામદેવની જેમ હર્ષ ફેલાયો.

## વિવાહ—વિધિ

આ સમયે અર્થી-વર્ગને ઈચ્છાધિક દ્રવ્ય મળ્યું. વાગતાં વાજિંત્રોના મંગલ-શબ્દોથી દિશા-મંડલ પૂરાઈ ગયું. પણ્યાંગનાઓનો સમૂહ નૃત્ય કરી રહ્યો હતો. એ પ્રકારે સમગ્ર લોકોના મનને આનંદ કરાવનાર વધામણા-મહોત્સવ બંને રાજાઓએ કર્યો. વરપક્ષ અને કન્યા-પક્ષના રાજાઓએ લગ્નનો શુભ દિવસ જેવરાવ્યો અને ઘોષણા કરાવવા પૂર્વક ઇચ્છાધિક દાન આપ્યું. તે લગ્ન માટેનો પ્રશસ્ત દિવસ આવ્યો એટલે સારા મુહૂર્તે કુસુમાવલીને બીજી કુટુંબી યુવતીઓએ પ્રમ્રક્ષણ કરવા-મંગલસ્નાન કરવા (પીઠી ચોળવા) માટે એક મનોહર ચોખંડા બાજોઠ પર સુંદર સફેદ ચીનાઈ વસ્ત્ર પાથરીને, પૂર્વ સન્મુખ ચોખંડી રંગાવલીમાં બેસાડી. તેના સ્પર્શ-સુખના સ્વાદ રસથી જાણે લાલ થયા હોય તેવા નિર્મલ બે ચરણો પ્રતિબિંબ પડવાથી શોભાયમાન મણિ-જડિત પાદપીઠ પર સ્થાપન કર્યા. ત્યાર પછી નાપિતે નિર્મળ જળથી સાફ કરી વધી ગયેલા તેના કિરણવાળા નખને કાપી નાખ્યા. નજીકના સમયમાં સૂર્યનો સમાગમ કરનારી પૂર્વદિશા વધૂ જેવી લાલ વર્ણવાળી વિકસ્વર વદનકમળવાળી અને લાલવસ્ત્ર પહેરેલ કુસુમાવલીને દુર્વાંકુર, દહિં, અક્ષત હાથમાં ધારણ કરેલ તથા મંગલ લાલવસ્ત્ર પરિધાન કરેલી સૌભાગ્યવંતી યુવતીઓએ તેને વિધિપૂર્વક પીઠી ચોળી પુષ્પ, ફળ, જળથી પૂર્ણ કનક-કળશો વડે તેને સ્નાન કરાવી પવિત્ર વસ્ત્રથી તેના સુંદર શરીરને લૂછી નાખ્યું.

સર્વૌષધિ ગંધયુક્ત બહુ ગાઢ કેશવાળા, મસ્તક ઉપર અતિહર્ષ પામેલી વડેરી સ્ત્રીઓએ અક્ષતો આપ્યા (વધાવ્યા). ત્યાર પછી ચંદ્ર સરખા મુખવાળીને કુસુમાવલીને શણગારવાનું કાર્ય શરૂ કર્યું. પહેલાં તો અલતાના રસથી તેના બે મનોહર ચરણો લાલ બનાવ્યા. પોતાની કાન્તિ સરખા કેસરના રંગથી બે જંઘાઓ, તથા બે સ્તન-કલશ ઉપર પત્રલેખાઓ આલેખી. કેસર તથા ચંદનરસથી મુખ-કમળને, અનુરાગવાળા પ્રિયપતિ માફક મદનયુક્ત અધરને પણ સુશોભિત કર્યો. નવીન શરદ-કાળમાં વિકસેલ કુવલયયની કાંતિ સરખા શોભાયમાન ઉજ્જ્વળ બે નયનમાં અંજન આંજ્યું. વસંત ઋતુની શોભા સરખું તેનાં મુખને વિષે શ્રેષ્ઠ તિલક કર્યું અને ભ્રમર-ફૂલોના વલયથી પરિવરેલ હોય તેવા કેશ-પાશને ઓળીને સરખા કર્યા. પોતાના ભવનની વાવડીના રાજહંસોનો મધુર શબ્દ સરખા ઝણકાર કરનાર મનોહર મણિના નૂપુર (ઝાંઝર) તેના બે ચરણમાં પહેરાવ્યા. નખ-ચંદ્રના કિરણોથી મિશ્રિત અને રત્નથી ઉત્પન્ન થયેલ એમ બેવડી શોભાવાળી મણિ-મુદ્રિકાઓ તેની આંગળીમાં પહેરાવી. પોતાના પ્રિયનું હૃદય બાંધેલું હોય તેમ, સુરત ઉત્સવનું સુંદર વાજિંત્ર હોય તેવો ઘુઘરીવાળો મણિ-જડિત કંદોરો તેની પ્રગટ નિતમ્બ-બિંબ પર પહેરાવ્યો. કામદેવની જાળ સરખી લોકોના મનને આકર્ષણ કરનાર બાહુ-સારિકા-માળા તેની બાહુલતાના મૂળમાં પહેરાવી. વક્ષઃસ્થલ ઉપર મનોહર પદ્મરાગના દલનો બનાવેલ, નિતંબ સુધી લાગેલ શ્રેષ્ઠ પ્લવંગબંધ ( વાનર-બંધ જેવો) સ્તનોના સંગથી ઉત્પન્ન થએલા કામરાગવાળા નર જેવો, કંઠનું અવલંબન કરી તેની નિવીનો સ્પર્શ કરવા ઇચ્છતો હોય તેવો મોતીનો હાર તેને પહેરાવ્યો.

તેના કંઠમાં નિર્મળ મોતીનું આભૂષણ (કંઠો) અને કેસરથી રંગેલા તેના બે કાનમાં રત્નજડિત ચકલતા પહેરાવી. શુભ સંધ્યા-લક્ષ્મી જેમ ધવલ કુટિલ ચંદ્રલેખાથી શોભે તેમ તેનું શ્રેષ્ઠ વદન અત્યંત તેજસ્વી બન્યું. ગીચોગીચ કાળા કુટિલ સુંવાળા ચળકતા કેશ-સમૂહથી શોભાવાળા તેના મસ્તક વિષે નિર્મળ ચૂડા-રત્ન સ્થાપન કર્યું. મને મૂકીને પ્રથમ આને જોશે એમ ઈર્ષ્યા કરનાર રત્ન સરખી કાન્તિવાળું ચુંદડી-વસ્ત્ર તેણીને સર્વાંગે પહેરાવ્યું.

એવી રીતે જેટલામાં કુસુમાવલીને વસ્ત્રાભૂષણ પહેરાવી તૈયાર કરી, તેટલામાં પ્રસાધનમાં નિપુણ એવી શ્રેષ્ઠ યુવતિઓએ સિંહકુમારને પણ શણગારી તૈયાર કર્યો, એ વાત પુરુષદત્ત રાજાને નિવેદન કરી; એટલામાં શંકુછાયા ( સમય સૂચવનાર એક સાધન ) ગ્રહણ કરી જ્યોતિઃશાસ્ત્રના પરમાર્થને જાણનારા જ્યોતિષીઓએ કહ્યું કે, 'હસ્ત-મેળાપ માટે નજીકનું મુહૂર્ત સુંદર છે.' ત્યાર પછી રાજાની આજ્ઞાથી સાજન-મહાજન-પરિવારથી પરિવરેલો, વાગતાં મંગળ વાજિંત્રોના શબ્દથી પૂરાઇ ગયેલ સમગ્ર દિશા-મંડળવાળો, પવનથી નૃત્ય કરતી ધ્વજાઓના સમૂહથી સુંદર શ્રેષ્ઠ રથમાં આરૂઢ થયેલો, રાજ-લોકથી પરિવરેલો, મનોહર નૃત્યોપચાર કરવામાં કુશળ અંતઃપુરની સુંદરીઓના સમૂહથી રાજમાર્ગ અત્યંત રોકાઇ ગયેલ હતો. ( અર્થાત્ રાજમાર્ગ લોકોની ગીરદીથી ખીચોખીચ થઇ

ગયો હતો ) ઉજ્જવલ શણગારેલ શ્રેષ્ઠ હાથી પર આરૂઢ થયેલો, મૃગાગકસેન, અમરસેન વગેરે કુમારોથી સેવા કરાતે, વસત અને શરદઋતુથી યુક્ત કામદેવ જેવો, મહેલોના ગવાક્ષોમા રહેલી નગર સુદરીઓ-વડે અભિલાષા-પૂર્વક અવલોકન કરાતો સિહકુમાર આનદપૂર્વક વિવાહ-મડપે આવી પહોચ્યો

કુમારને દરવાજા પાસે રોકીને વિશેષ ઉજ્જવલ વસ્ત્ર પહેરેલ અને પોખવા માટેની સામગ્રી સાથે આવેલ વેવાણોએ તે સમયના રિવાજ પ્રમાણેનુ 'આચારિક' દાન માગ્યુ ત્યારપછી હર્ષથી વિકસ્વર નયનવાળો કુમાર માગ્યા કરતા અધિક દાન આપી હાથી પરથી નીચે ઉતર્યો રત્ન-કદોરાવાળા સુવર્ણના સાળેવાથી તેની ભ્રૃકુટિને ભાગી નાખે છે ( નીચે ઉતરે છે ) પછી સાજન, મહાજન પરિવારને રોકી યુવતીઓ વરરાજાને તે મડપમા દોરી જાય છે, કે જ્યા ચદનના સ્નેહ વાદળાથી ઢકાએલ ચદ્રમડળવાળી પૂર્ણિમા રાત્રિ સરખી શ્રેષ્ઠ શ્વેત વસ્ત્રથી આચ્છાદિત વદનવાળી વધૂ કુસુમાવલી હતી પછી લીલાપૂર્વક પોખણા ઉતારવા-કૌતુકો કરવા રૂપ વિધિ કરીને સખીઓએ મુખ-કાન્તિ જોવા માટે દાનની યાચના કરી એટલે કઇક હાસ્ય કરીને 'આ તો મારુ પોતાનુ જ કાર્ય છે' એમ કહીને રિવાજ પ્રમાણે દાન આપ્યુ (લાજ દૂર કરી) મુખકાતિ પ્રગટ કરી અશોક-પલ્લવના છોગાવાળી કઇક વિકસિત વદન-કમળવાળી, ભય અને હર્ષના મિશ્ર-ભાવનાવાળી, મનોહરમા પણ મનોહર તેવા પ્રકારની કઇક દિવ્ય વિલાસ સુખનો અનુભવ કરતી કુસુમાવલીને દેખી, ત્યાર પછી પાણિગ્રહણ-વિધિ શરૂ થયો કેવી રીતે? અનુરાગવાળા બને પક્ષોના બધુઓના હૃદયમાં પરસ્પર આનદ થાય તેવી રીતે મગલ ગીતો ગવાય છે લાબા કાળના વિલબને સહન કરવા અશક્તિમાન, વર અને વધૂના નિર્મળ નખચદ્રના કિરણોવાળા બને હસ્તો એકઠા કર્યા પ્રથમ સિહકુમારે અનુરાગવાળા કોમળ-હૃદયમા અને ત્યાર પછી પરસેવાથી ભીજાએલા હાથમા ગ્રહણ કરી દેવાગનાને જેમ દેવવિમાનમા તેમ શ્રેષ્ઠ મોટી ચોરીમા તેને લાવ્યા ચોરી કેવી છે? પદ્મ-રાગમણિ જડેલ સુવર્ણમય દડ થાભલીથી બનાવેલ, ઉપર રેશમી વસ્ત્ર ચદરવાથી આચ્છાદન કરેલ, મોતીની સેરોની ઝાલર અને ઝુમખા જેમા લટકાવેલા હતા, મોતીની ઝાલરમા મરકત નીલરત્નના કિરણોથી શ્વેતચામરો લીલા વર્ણના દેખાતા હતા શ્વેતચામરની સુવર્ણ-દાડીની પ્રભાથી વચ્ચે વચ્ચે ગોઠવેલા દર્પણો પીળા વર્ણવાળા દેખાતા હતા તે સુવર્ણ વર્ણવાળા દર્પણમા વરપક્ષની સુન્દરીઓના મનોહર વદનોના પ્રતિબિંબો શોભતા હતા વરપક્ષની તેવા વદનવાળી સુન્દરીઓને દેખી વધૂ-પક્ષની સુન્દરીઓને આનદ થતો હતો આનદ થવાના કારણે પ્રગટ રોમાચવાળો બદી-ચારણસમુદાય માડવાના પર્યત ભાગ સુધી હતો પર્યત ભાગમા ચિત્ર-વિચિત્ર મણિરત્ની તોરણ-મડળની રચના કરાવી હતી. તોરણ-મડળથી શોભિત તોરણના આગળના ભાગમા નિર્મળ ચદ્રલેખાનો આકાર સ્થાપન કર્યો હતો ચદ્રલેખાથી વિસ્તીર્ણ મડપરૂપ આકાશ-મડળ પ્રકાશિત બન્યુ હતુ તેવા રત્નો ચોરી-માયરાના ઉદયાચલ પર્વત વિષે જેમ, દિવસ-લક્ષ્મી સુખ્ય સૂર્ય, તેમ

શોભતા નિર્મળ શ્રેષ્ઠ રેશમી વસ્ત્ર પહેરેલ, અધિક વિકસ્વર વદન-કમળવાળી કુસુમાવલી સાથે હર્ષથી મણિ-રત્નના આભૂષણના કિરણોથી દેદીપ્યમાન શરીરવાળો સિંહકુમાર દાખલ થયો. ત્યાં આગળ નીચા મુખવાળી તે વધૂના બંને પગ ઉપર ધૂમના કારણે નિકળતાં અશ્રુ-બિન્દુઓ 'વરના મુખનું દર્શન કરો' એમ જાણે કહેતાં હોય તેમ ટપકયાં.

આ સમયે દાન આપી લોકોને સત્કાર કર્યો. મહેંકતા સુગંધી વાસચૂર્ણો, શબ્દ કરતા મધુકર યુક્ત પુષ્પની માળાઓ, અતિસુગંધવાળા પટવાસો, કપૂર નાંખેલા પાન-બીડાંઓ, સુતરાઉ વસ્ત્રો, ચીનાઇ રેશમી શ્રેષ્ઠ વસ્ત્રો, કડાં, હાર, કુંડલ, કંદોરા વગેરે આભૂષણો, તુર્કી, વાલ્હીક, કંબોજ, વન્ય જાતિના અશ્વો, ભદ્ર, મન્દ, વંશ વગેરે જાતિના હાથીઓનાં દાન કર્યાં. આ સમયે વર, વહુ, ઘી, મધ તેમજ ડાંગરથી સીંચેલા અગ્નિને પ્રદક્ષિણા આપે છે. પ્રથમ પ્રદક્ષિણા સમયે હર્ષવાળા કન્યાના પિતાએ હજારો (લાખ) ભાર પ્રમાણ વગર ઘડેલું સુવર્ણ આપ્યું. બીજા ભ્રમણ વખતે હાર, કુંડલ, કંદોરા, કડાં વગેરે અને ત્રીજા ફેરા વખતે ચાંદીના થાળ, કચોળાં વગેરે, તથા ચોથા ફેરા વખતે પરિતુષ્ટ રોમાંચિત પિતાએ અતિકીમતી વિવિધ પ્રકારની સાડીઓ વગેરે વસ્ત્રો આપ્યાં.

પુરુષદત્ત રાજાએ પણ પોતાના વૈભવ અનુસાર અત્યંત કીમતી વસ્તુઓનું દાન આપી લોકોનો સત્કાર કર્યો; તથા નિર્મળ કાંતિવાળા કીમતી રત્નો અને મોતીનાં આભૂષણો પુત્ર-વધૂને આપ્યાં.

### ધર્મઘોષ આચાર્યને વૈરાગ્ય-કારણ :—

આ પ્રમાણે વિવાહ-મહોત્સવ વીત્યા પછી દિન પ્રતિદિન એક બીજાનો અનુરાગ વધી રહેલો છે. સકળજનોથી પ્રશંસા કરાતા વિષય-સુખ અનુભવતા તેઓના અનેક લાખ વર્ષો પસાર થયાં. કોઇક સમયે સિંહકુમાર અશ્વક્રીડા કરવા નીકળ્યો હતો, ત્યારે નાગદેવ ઉદ્યાનમાં બહુ નિર્જીવ-ભૂમિમાં અનેક શ્રમણોથી પરિવરેલા, ક્ષમાદિક દસવિધ સાધુ-ધર્મવાળા, પ્રથમ યૌવન વયવાળા, રૂપ વગેરે ગુણયુક્ત, સંપૂર્ણ બાર અંગોના જાણકાર, પોતાના શિષ્ય-પરિવારને સૂત્રના અર્થ ભણાવતા ધર્મઘોષ નામના આચાર્યને દેખ્યા. તેમને દેખી તેમના પ્રત્યે ઘણો જ આદર પ્રગટયો. તેણે વિચાર્યું કે, ખરેખર એમને ધન્ય છે કે જેઓ સંસાર પ્રત્યે વિરક્ત-ઉદાસીન ભાવવાળા છે, સકલ સંગના ત્યાગી અને પરમ પરોપકાર કરવામાં તલ્લીન થઈ આવી રીતે વર્તે છે; માટે તેમની સમીપમાં જઇ પૂછું કે આવા કામદેવના વિલાસ કરવાના સમયે તમને વૈરાગ્ય કયા કારણે થયો ? પછી દૂરથી જ ઉત્તમ જાતિના અશ્વ પરથી નીચે ઉતરી તેમની પાસે ગયો, ધર્મઘોષ આચાર્યને પ્રણામ કર્યા. ભગવંતે ધર્મલાભ આશીર્વાદથી અભિનંદન આપ્યાં. બીજા સાધુઓને વંદન કરી સ્વભાવ સુંદર એવા ગુરુમહારાજના ચરણ પાસે ભક્તિથી બેઠો અને સંવેગ બતાવતાં પૂછ્યું કે હે ભગવંત ! સમગ્ર ગુણ-સંપત્તિના સ્વામી હોવા છતાં પણ આપને આવો વૈરાગ્ય

પૃથ્વી ચકડોળ માફક ફરતી જણાઈ, અસ્વાધીન હું ભૂમિપીઠ પર ઢળી પડી ન કહી શકાય તેવી અવસ્થાને પામેલી હું પકેલા સમ્યક્ત્વ પામેલી હતી, તેના પ્રભાવે દેહનો ત્યાગ કરી સૌધર્મ કલ્પમા લીલાવતમક નામના શ્રેષ્ઠ વિમાનમા પલ્યોપમની સ્થિતિવાળા દેવ તરીકે થઇ ત્યા અનેક પ્રવર અપ્સરાઓથી પરિવરેલો હું દિવ્યભોગો ભોગવતો હતો, ત્યારે રુદ્રદેવ તે નાગદેવ સાર્થવાહની પુત્રી સાથે લગ્ન કરી તેને અનુરૂપ ભોગો ભોગવીને, મૃત્યુ પામી, રત્નપ્રભા પૃથ્વીમા ખટ્ટખડ નામની નારકીમાં પલ્યોપમ પ્રમાણ સ્થિતિવાળા નારક તરીકે ઉત્પન્ન થયો.

## રુદ્રદેવ પોપટ થયો

દેવલોકમાથી ચ્યવીને હું આ જ વિજયમા સુસુમાર અરણ્યમા સુસુમાર પર્વત પર હાથીપણે ઉત્પન્ન થયો યુવાન હાથીની અવસ્થા પામ્યો હતો આ વખતે પેલો રુદ્રદેવનો જીવ નરકમાંથી નીકળી તે જ પર્વતમાં પોપટ પક્ષીપણે ઉત્પન્ન થયો. બાલ્યકાળ પૂર્ણ થયા પછી તે જ પર્વત ઉપર સ્વભાવથી જ રમણીય એવા નડ-જાતિના ઘાસનાં વનમાં અનેક હાથણીઓના પરિવારથી પરિવરેલો હું લીલાપૂર્વક ત્યા પરિભ્રમણ કરતો હતો, ત્યારે મને દેખી પૂર્વભવના કપટ કરવાના મહાવરાથી, ઉત્કટ કર્મોદયથી, તે પોપટને મારા ઉપર વૈરભાવ પ્રગટ થયો તેણે વિચાર્યું કે, આ હાથીને આ ભોગ-સુખથી કેમ વચિત કરવો ? એમ ઉપાયો શોધવા લાગ્યો. કોઈ સમયે લીલારતિ નામનો વિદ્યાધર મૃગાકસેન વિદ્યાધરની બહેન ચદ્રલેખાનુ અપહરણ કરી તેના ભયથી તે પ્રદેશમા આવ્યો તેણે પોપટને કહ્યુ કે, " હું આ પર્વતની વૃક્ષ-ઘટામા છૂપાઈ રહુ છુ મારી પાછળ મને શોધવા એક વિદ્યાધર આવશે તો તારે તેને મારા ખબર ન આપવા, અને જ્યારે અહીંથી તે ચાલી જાય, ત્યારે મને કહેવું એમ કરીશ તો હું પણ તારા ઉપકારનો બદલો વાળી આપીશ, તારો ઉપકાર ભૂલીશ નહી " એમ કહી પર્વતની ગુફામાં તે ગુપ્તપણે સતાઇ ગયો પોપટ તે જ પ્રદેશમા નારગ-વૃક્ષની ડાળી ઉપર માળામા રહ્યો એટલામા મૃગાકસેન વિદ્યાધર આવીને પાછો ગયો. તે સમયે હું પણ હાથણીઓ સાથે તે જ સ્થળમા આવી પહોચ્યો. મને દેખી પોપટે વિચાર્યું કે, લાબા કાળની ઇચ્છા પૂર્ણ કરવાનો આ ઠીક લાગ મળ્યો છે પછી કપટી પોપટે પોતાની પ્રિયા સાથે ગુપ્ત મત્રણાનો દેખાવ કરી મારા કાનમા સભળાય એ રીતે કહ્યુ, 'હે સુદરી ! ભગવાન વસિષ્ઠ મહર્ષિ પાસેથી મે સાભળ્યુ છે કે, આ સુસુમાર પર્વતમા સર્વકામિત નામનુ પતન-સ્થાન છે જે જેની અભિલાષા કરીને પડતુ મૂકે, તે તેજ ક્ષણે તે વસ્તુને મેળવે છે' ત્યારે મે (પોપટે) પૂછયું, 'હે ભગવત ! તે સ્થળ કયા છે ?' તેમણે કહ્યુ કે 'આ આમ્રવૃક્ષની ડાબી બાજુએ.' 'તો આ તિર્યચભાવથી સર્યું ચાલો વિદ્યાધરપણાની અભિલાષા કરી ત્યા પડતુ મૂકીએ' આ વાત તેની પ્રિયા મેનાએ કબૂલ કરી તેઓ

(પોપટ અને મેના) તે સ્થળે ગયા. મનથી તેવો વિદ્યાધરપણાનો સંકલ્પ કર્યો અને પર્વતની ખીણમાં પડવાનો દેખાવ કર્યો. તેમ કરતાં ગુફામાં જઈ લીલારતિ વિદ્યાધરને કહ્યું કે, પેલો આવી ચાલી ગયો, માટે હવે તમે બહાર નીકળી જાવ. લીલારતિ વિદ્યાધર ચંદ્રલેખા સાથે ગગનતલ શોભાવતો ઊડયો. અમે (હાથી અને હાથણીએ) તેઓને ઊડતા દેખ્યા. મને પણ ચિંતા થઈ કે, અહો ! સર્વ ઇચ્છા પૂર્ણ કરનાર પડવાના સ્થાનનો મહિમા ! કે આ પોપટ–યુગલે વિદ્યાધરપણાનો વિચાર કરી પડતું મૂક્યું અને તે જ વખતે વિદ્યાધર–યુગલ બની ગયું. માટે આપણને પણ હવે આ તિર્યંચભાવથી સર્યું. ત્યાર પછી દેવપણાનો સંકલ્પ કરી આપણે અહીં પડીએ, એમ મંત્રણા–વિચાર કરી ત્યાં અમે પડયા. એટલામાં પોપટ દંપતી યુગલ ત્યાંથી ઊડી ગયું, પણ અમને તેની ખબર ન પડી. અમે પર્વતની ખીણમાં એવા ગબડ્યા કે અમારા અંગોપાંગના ચૂરેચૂરા થઈ ગયા, પારાવાર કલેશ અને દુઃખનો અનુભવ કરી અકામનિર્જરાથી કર્મ ખપાવી હું કુસુમશેખર નામના વ્યંતરોના ભીમનગરમાં દેશન્યૂન પલ્યોપમની સ્થિતિવાળા વ્યંતર દેવપણે ઉત્પન્ન થયો. હું ત્યાં ઉદાર ભોગો ભોગવી રહ્યો હતો, ત્યારે પેલો પોપટ મરીને રત્નપ્રભા પૃથ્વીમાં લોહિતામુખ નામની નારકીમાં દેશ–ન્યૂન પલ્યોપમ સ્થિતિવાળો નારકીપણે ઉત્પન્ન થયો.

## સરળ ચક્રદેવની સરળતા અને માયાવી યજ્ઞદેવની માયાજાળ

ત્યાર પછી હું આયુષ્ય પૂર્ણ કરી દેવલોકમાંથી ચ્યવી આજ વિદેહની અન્ય વિજયમાં ચક્રવાલપુર નગરમાં અપ્રતિહત સાર્થવાહની સુમંગલા ભાર્યાની કુક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થયો. જન્મ થયા પછી યોગ્ય સમયે મારું નામ ચક્રદેવ' એવું પાડયું. હું બાળભાવમાં રહેલો હતો એ વખતે પોપટનો નારકીનો જીવ નારકીમાંથી નીકળી તે જ નગરમાં રાજપુરોહિત સોમશર્માની નંદીવર્ધની નામની ભાર્યાની કુક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થયો. જન્મ્યા પછી તેનું 'યજ્ઞદેવ' એવું નામ પાડયું. અનુક્રમે કુમારભાવ પામ્યો. ભવિતવ્યતાના યોગે તેની સાથે મને સદ્ભાવથી પ્રીતિ થઈ, પરંતુ તે તો મનમાં કપટ રાખી પ્રીતિ બતાવતો હતો અને પૂર્વભવના કપટ–સંસ્કારના કર્મદોષથી હું સરળતા રાખતો હોવા છતાં પણ તે કપટી બની મારી સંપત્તિની ઇર્ષ્યા કરતો; તે ઠગવા માટે મારાં છિદ્ર ખોળવા લાગ્યો. છિદ્ર ન મળવાથી તેણે વિચાર્યું, આ આમ ઠગાવો મુશ્કેલ છે, માટે આ ઉપાય અજમાવું. ચંદન સાર્થવાહના ઘરમાંથી ચોરી કરી ચોરેલી ચીજો તેના ઘરે સેરવી દઉં પાછળથી કોઈ ઉપાયથી રાજાને નિવેદન કરી તેને સંપત્તિથી ભ્રષ્ટ કરીશ. નિર્ણય કર્યા પ્રમાણે અમલ કર્યો. ચોરી લાવેલ ચીજો લઇને મારે ઘરે આવી મને કહ્યું, હે મિત્ર ! આ વસ્તુ પ્રયત્નપૂર્વક સાચવી મૂકી રાખ. અયોગ્ય કાળે લાવવાથી મને શંકા થઈ કે આ વસ્તુ મારે સાચવવી યોગ્ય નથી. ન ઇચ્છવા છતાં મિત્રના દાક્ષિણ્યની અધિકતાથી મેં તે સાચવી રાખી. નગરમાં વાત પ્રસરી કે 'ચંદન સાર્થવાહના ઘરમાં ચોરી થઇ.' આ

વાત જાણી મને શંકા દૃઢ થઇ કે નક્કી આ જ હશે. હું યજ્ઞદેવ પાસે ગયો અને પૂછ્યું કે, તું જે મૂકી ગયો તે કોની વસ્તુ છે ? તેં આમ કેમ કર્યું ? તેણે કહ્યું, જુદો કે ઊલટો વિચાર ન કરીશ. પિતાના ભયથી મેં આ તને રક્ષણ કરવા આપેલ છે, એ વાતમાં ફેરફાર નથી. એટલે મારી શંકા દૂર થઇ. બીજી બાજુ ચંદન સાર્થવાહે રાજાને જણાવ્યું કે મારા ઘરમાં ચોરી થઇ છે. રાજાએ પૂછ્યું કે શું ચોરાયું છે ? સાર્થવાહે ચોરાયેલી વસ્તુ રાજાને લખાવી. રાજાએ નગરમાં ડિંડમ વગડાવી ઘોષણા કરાવી કે ચંદન સાર્થવાહને ત્યાંથી આ વસ્તુ ચોરાઇ છે, તો જે કોઇને ત્યાં લેવડ-દેવડ કરતાં તે સમસ્ત વસ્તુ કે તેનો કોઇ ભાગ આવ્યો હોય તે આકરી આજ્ઞા કરનાર રાજાને નિવેદન કરો; જે નિવેદન નહિ કરશે અને જેના ઘરમાંથી ચોરાયેલી ચીજ મળી આવશે, તેનું સર્વધન રાજા લઈ લેશે, તેને કેદમાં પૂરશે અને કોઈ પ્રકારે માફી નહીં મળે.

ગામમાં ઘોષણા કરાવી. ઘોષણા કરાવ્યા પછીના પાંચમાં દિવસે યજ્ઞદેવે રાજાને જણાવ્યું કે, હે દેવ ! જો કે મિત્રના દોષ પ્રકાશિત કરવા યોગ્ય નથી, પરંતુ પરલોક અને આ લોક-વિરુદ્ધ કાર્ય કરનાર, અકાર્ય આચરણ કરીને પોતાનું પણ અહિત કરનાર એવા મિત્રથી મને સર્યું. લોકોનું અને રાજાનું અહિત જાણનારે ઉપેક્ષા ન કરવી જોઈએ. તે કારણે મારો મિત્ર હોવા છતાં આપને જણાવવું પડે છે. રાજાએ કહ્યું, જે હોય તે જણાવો. યજ્ઞદેવે કહ્યું કે, હે દેવ ! સાંભળો, ચક્રદેવના નજીકના પરિવાર પાસેથી મેં સત્તાવાર સાંભળ્યું છે કે, ચંદન સાર્થવાહના ઘરમાંથી ચક્રદેવે ચોરી કરી પોતાનાં જ ઘરમાં ચીજ છૂપાવી છે, હવે આપને યોગ્ય લાગે તે કરો. રાજાએ કહ્યું કે, એ બંને નહીં તે ઉત્તમ કુળમાં જન્મેલો છે, તો શા કારણે આવું વિરુદ્ધ કાર્ય કરે ? યજ્ઞદેવે કહ્યું કે, અજ્ઞાન અને લોભને આધીન માણસો માટે કોઇપણ વસ્તુ અસંભવિત નથી. એમાં કુળનો શો દોષ ? શું ઉત્તમ સુગંધી પુષ્પોમાં કીડા નથી થતા ? કોઇ પ્રકારે તેના ઘરની જડતી લેવરાવો

**ચક્રદેવની સજ્જનતા**

આ વાત ઠીક છે, એમ વિચારી રાજ્યમાં કડક અમલ ચલાવનાર રાજ્યના અધિકારીઓને આજ્ઞા કરી કે, નગર-મહાજનને સાથે લઈ ચંદન સાર્થવાહના ભંડારીને સાથે લઈ જઇ તપાસ કરો કે ચક્રદેવના ઘરમાં ચોરાયેલી વસ્તુ છે ? એટલે અધિકારીઓએ મનમાં વિચાર્યું કે, આવી અસંભિવત વાતથી સર્યું, અથવ. આપણે તો હુકમ બજાવનારા છીએ.' એમ મંત્રણા કરી. નગર-મહાજન એકઠું કરી તથા ચંદન સાર્થવાહના ભંડારીને સાથે લઇને એક પહોર દિવસ બાકી રહ્યો ત્યારે મારે ઘરે આવ્યા. તેઓએ મને પૂછ્યું, હે સાર્થવાહ-પુત્ર ! લેવડ-દેવડ કરતાં આવી કોઈ વસ્તુ તારા પાસે આવી નથીને ? હું નિઃશંક હૃદયવાળો હોવાથી મેં કહ્યું, 'ના ના'. તેઓએ કહ્યું કે,તમે ખોટું ન લગાડશો, રાજાના હુકમથી તમારા ઘરમાં તપાસ કરવા આવ્યા છીએ મેં કહ્યું, "આ વિષયમાં કોપ

કરાય જ નહિ. પ્રજાના રક્ષણુ અને કલ્યાણુ માટે રાજાએ જાગ્રત રહેવું જ જોઇએ." ત્યાર પછી નગર-વૃદ્ધો સાથે રાજપુરુષો મારા ઘરમાં પેઠા. તેઓએ જુદા જુદા પ્રકારનું દ્રવ્ય તપાસ્યું. પ્રયત્નપૂર્વક સંતાડી રાખેલ ચંદનના નામવાળું સુવર્ણ-ભાજન દેખ્યું. તેને બહાર લાવી માલિકના ભંડારીને બતાવ્યું. તપાસીને તેણે દુઃખતા હૃદયથી કહ્યું કે, "તેના જેવું લાગે છે ખરું પરંતુ નિઃસંદેહપણે હું કહી શકતો નથી." અધિકારીઓએ કહ્યું કે, 'ચોરાએલી વસ્તુ લખેલું પત્રક વાંચો. ત્યાં આવા પ્રકારનું આ છે, તેમ કંઈ પણ લખ્યું છે ખરું ?' પત્રક વાંચ્યું, લખ્યા પ્રમાણે જોવામાં આવ્યું. એટલે નગર-લોકો અને અધિકારીઓ વિલખા બની ગયા. તેઓએ સાર્થવાહ-પુત્રને પૂછયું કે, "હે સાર્થવાહ-પુત્ર ! તારી પાસે આ કયાંથી આવ્યું ?" ત્યારે મેં વિચાર્યું કે, આ મારા વિશ્વાસુ મિત્રની અનામત થાપણુ છે, એમ કેમ પ્રકાશિત કરાય ? એણે બાપડાએ પણ આવી જ રીતે તે મેળવ્યું હશે. માટે મારા પ્રાણાધિક પ્રિય મિત્રના પ્રાણ કેમ છોડાવું ? એમ વિચારી મેં કહ્યું કે, 'આ મારું જ છે.' 'તો પછી ચંદનના નામથી અંકિત કેમ છે ?' મેં કહ્યું કે, સમજી શકાતું નથી. કદાચ એકબીજાને ઘેર ચીજ વસ્તુ મોકલવામાં વાસણ બદલાઈ ગયું હોય.' અધિકારીઓએ કહ્યું, 'કેટલા રૂપિયા કિંમતનું આ સુવર્ણ હશે ? મેં કહ્યું, "મને બરાબર યાદ નથી, તમે જાતે જ જોઈ લો." તેઓએ કહ્યું, 'લખેલું પત્રક વાંચો. કેટલા દ્રવ્ય-પ્રમાણુ અને કેટલી સંખ્યાવાળું ચંદન સાર્થવાહનું ભાજન છે?' પત્રકમાં વાંચ્યું તો દસ હજાર સોનામહોર યુક્ત લખેલું છે. તેઓએ ખોલાવ્યું તો પત્રકમાં લખ્યા પ્રમાણે મળી આવ્યું. નગર-મહાજન અને રાજ્યાધિકારીઓ આશ્ચર્ય પામ્યા અને વિચાર્યું કે, અપ્રતિહતચક્ર સાર્થવાહના પુત્ર ચક્રદેવમાં આ ચોરી કરવાનો સંભવ કેમ હોય ? ફરી તેને પૂછયું, 'હે સાર્થવાહ-પુત્ર ! આ રાજ-હુકમ છે માટે સ્પષ્ટ અને સાચી હકીકત કહે કે તારી પાસે આ કયાંથી આવ્યું ?' ત્યારે મેં તે જ પ્રમાણે ફરી વિચારી એ જ ઉત્તર આપ્યો. તેઓએ કહ્યું, 'ધિક્કાર હો દૈવને' એમ કહી મંત્રણા કરી કહ્યું કે 'તારા ઘેર બીજા કોઈની બીજી વસ્તુ છે ખરી ?' મેં કહ્યું, 'ના કંઇ નથી.' એટલે પત્રક વાંચી મારા ઘરની વિશેષ પ્રકારે તપાસ ચલાવી, તો લખ્યા પ્રમાણે ચોરાએલી સર્વ વસ્તુઓ મળી આવી. એ વખતે કોટવાળ મારા ઉપર ખૂબ રોષે ભરાયા, મને પકડી રાજા પાસે લઈ ગયા. અને મારો વૃત્તાન્ત ચંડશાસન રાજાને કહ્યો. રાજાએ પણ મને કહ્યું કે, 'હે સાર્થવાહ-પુત્ર તું આ લોક અને પરલોકના માર્ગને સારી રીતે સમજનાર નીતિપરાયણુ છે. તારામાં આવાં અકાર્યની અને અસંભવિત વર્તનની સંભાવના હું કરતો નથી, તો સાચી વાત સ્પષ્ટ કહી દે કે આમાં શું પરમાર્થ છે ? તે જ પ્રમાણે મારા મિત્રનું હિત સમજી અશ્રુ-પૂર્ણ નયનવાળો હું તે સ્થિતિમાં રાજા પાસે કંઇ ન બોલી શક્યો. રાજાને શંકા થવા છતાં પિતાજી પ્રત્યે બહુમાન હોવાથી આકરા શબ્દોથી ટીકા કર્યા વગર કે કંઈ પણ કદર્થના કર્યા વિના મને દેશનિકાલ કરવા માટે હુકમ કર્યો. રાજપુરુષોએ નગરમાંથી બહાર લઈ જઇ નગર-દેવતાના વન પાસે મને છોડી મૂક્યો. રાજપુરુષો પાછા વળ્યા. મને ચિંતા

થઈ કે, આવો અપયશ પ્રાપ્ત કરી હવે જીવીને શું કરવું ? માટે આ નગર-દેવતાના વન પાસેના વડલાના ઝાડ ઉપર ચડી આત્મ-હત્યા કરું' એમ વિચારી વડલાના વૃક્ષ તરફ ચાલ્યો.

## અંતે સત્ય પ્રગટ થયું

આ વખતે કોઈ પણ પ્રકારે આ હકીકત અવધિજ્ઞાનથી જાણી નગર-દેતતાને મારા ઉપર અનુકંપા ઉત્પન્ન થઈ. તેણે રાજમાતાના શરીરમાં પ્રવેશ કરી યથાર્થ બનેલી હકીકત રાજાને કહી કે, 'પોતાની અપકીર્તિ થવાના કારણે અમુક નગર-ઉદ્યાન પાસે વડલાના વૃક્ષ ઉપર ફાંસો ખાઇ લટકીને આત્મહત્યા કરવા માટે ચક્રદેવ વ્યવસાય કરી રહેલો છે, તો જલ્દી ત્યાં પહોંચી અટકાવો અને સન્માનપૂર્વક તેને નગર-પ્રવેશ કરાવો.' એટલે એક બાજુ ક્રોધ અને બીજી બાજુ સ્નેહ એમ એકસાથે બે રસનો અનુભવ કરતો રાજા 'અરે ! દુરાચારી યજ્ઞદેવને પકડી લાવો' એમ હુકમ કરી સુંદર હાથણી પર બેસી સાથે હતા તે બધા પરિવારને લઇને જલ્દી જલ્દી નગરમાંથી નીકળ્યો, નગર-ઉદ્યાનમાં પહોંચ્યો. વડલાની ડાળી ઉપર રહેલા ખેસને ફાંસો બનાવી, ગળામાં બાંધી, લટકી, આત્મ-હત્યા કરી રહેલો મને રાજાએ દેખ્યો, એટલે દૂરથી જ 'અરે ચક્રદેવ ! સાહસ ન કર, સાહસ ન કર' એમ બોલતો, હાથણીને વેગથી પ્રેરતો રાજા વૃક્ષ પાસે પહોંચી ગયો. રાજાએ જાતે જ ફાંસો દૂર કર્યો અને હાથમાં પકડી મને હાથણી પર બેસાડ્યો. બહુમાન-પૂર્વક મને કહ્યું, 'અરે સાર્થવાહ-પુત્ર ! મેં તને સાચી હકીકત પૂછી, છતાં તેં સાચો જવાબ ન જ આપ્યો ને ?

એટલે મેં વિચાર્યું કે, આ શું થયું છે ? મિત્રની ગુપ્ત વાત કોઈએ પ્રકાશિત કરી જણાય છે. તે સમયે રાજાએ કહ્યું, 'અરે સાર્થવાહ-પુત્ર ! આ બનેલી સર્વ હકીકત માતાજીના શરીરમાં પ્રવેશ કરી ભગવતી નગરદેવતાએ જણાવી કે તું નિર્દોષ છે, અને આ બાબતમાં ગુનેગાર દુરાચારી યજ્ઞદેવ છે. તો અજાણપણામાં અમે તને જે કદર્થના કરી તેની તારે ક્ષમા આપવી. મેં વિચાર્યું, બિચારો યજ્ઞદેવ ખરેખર સંકટમાં પડ્યો. એમ વિચારી મેં રાજાને કહ્યું કે, પ્રજાનું રક્ષણ કરવું એ રાજધર્મ છે, તેમાં આપનો કોઇ દોષ નથી.

## અપકારી પ્રત્યે ઉપકાર

'યજ્ઞદેવની પણ આપ મૂળશુદ્ધિ-બરાબર ગવેષણા કરાવજો, તે મહાનુભાવમાં આવું આચરણ સંભવે નહિ.' રાજાએ કહ્યું, 'મૂળશુદ્ધિ બરાબર મળી ગઈ છે. ભગવતી દેવીએ સર્વ સાચી હકીકત જણાવી છે કે, તે પાપીએ જ આ સર્વ કૌભાંડ રચેલું છે. દેવતાએ કહેલ સર્વ હકીકત રાજાએ મને કહી સંભળાવી.

'મારો મિત્ર છે, છતાં રાજ્ય-વિરુદ્ધ તેના દોષ આપની પાસે પ્રગટ કરવા જ જોઇએ—એ વગેરે' આગળ યજ્ઞદેવે કહેલો વૃત્તાન્ત મારા મગજમાં હતો જ. ત્યારે મેં વિચાર્યું કે આ અસંભવિત વસ્તુ કેમ બની ? એટલામાં રાજપુરુષો યજ્ઞદેવને જકડીને લાવ્યા. રાજાને નિવેદન કર્યું એટલે રાજાએ હુકમ કર્યો કે, 'એની જીભ છેદી, આંખો ઉખેડી નાખો.' યજ્ઞદેવ ગભરાયો. મેં રાજાના પગમાં પડી વિનંતી કરી, હે દેવ ! તેના આ અપરાધની ક્ષમા આપી યજ્ઞદેવને છોડી મૂકો. રાજાએ કહ્યું, "હે સાર્થવાહ-પુત્ર ! તું આ ઠીક કરતો નથી. ખરેખર તે દુરાચારી છે, માટે બીજી ગમે તે માંગણી કર. મેં કહ્યું, 'હે દેવ ! બીજી માગણીથી સર્યું'. જો આપને મારા પ્રત્યે બહુમાન હોય તો, મારી આ જ વાત સ્વીકારો.' રાજાએ કહ્યું કે, તારું વચન ઉલ્લંઘી શકતો નથી. તને ઠીક લાગે તેમ કર. તે પછી 'આપની મહાકૃપા' એમ કહી હું તેમના ચરણમાં પડ્યો અને યજ્ઞદેવને મુક્ત કરાવ્યો. રાજાએ મને ઘણા સન્માન-પૂર્વક મારા ઘેર મોકલ્યો. લોકો વાતો કરવા લાગ્યા કે, યજ્ઞદેવ કેવો હલકો માણસ ! આ હકીકતથી મને વૈરાગ્ય થયો કે જોયું, આવા મિત્રોની પણ આ દશા થઇ; અહો ! સંસારની અસારતા કેવી છે ! કર્મ-પરિણતિ વિચિત્ર છે, જીવોનાં ચિત્તો ઓળખી શકવાં બહુ મુશ્કેલ છે. સમજણ પડતી નથી કે શું યોગ્ય છે ?

## ચક્રદેવની દીક્ષા

એ સમયે ત્યાં આગળ અગ્નિભૂતિ નામના આચાર્ય ભગવંત નગર-ઉદ્યાનમાં પધાર્યા હતા. હું બહાર ગયો ત્યારે મને તેમનાં દર્શન થયાં. દર્શન થતાં મને તેમના પ્રત્યે બહુમાન થયું એટલે પ્રણામ કર્યા, તેમણે ધર્મલાભ આપ્યો. પછી હું તેમના ચરણ પાસે બેઠો. સર્વ દુઃખ વિનાશ કરવામાં સમર્થ એવો ધર્મ મેં ભગવંતને પૂછ્યો. ભગવંતે ક્ષમાદિક દશ પ્રકારનો સાધુ-ધર્મ કહ્યો. તે સાંભળતાં મને દેશવિરતિ ગ્રહણ કરવાની પરિણતિ ઉત્પન્ન થઈ. દિનપ્રતિદિન વૈરાગ્ય વૃદ્ધિ પામતાં ભવવૈરાગ્ય થયો. મેં વિચાર્યું કે, સંસાર-વૃદ્ધિ એ જ માત્ર ફળવાળા આ પરિક્લેશથી સર્યું, હવે દીક્ષા અંગીકાર કરશું. આવા સુંદર પરિણામ-યોગે મારો કર્મ-સંઘાત ગળી ગયો. બંધન-સ્થિતિ તૂટી ગઈ. આત્મ-વીર્ય પ્રગટ થયું. સર્વવિરતિ લેવાના પરિણામ પ્રગટ થયા. કથા પૂર્ણ થયા પછી મેં ગુરૂમહારાજને વિનંતી કરી કે, 'આપે મારા ઉપર ઘણો ઉપકાર કર્યો છે. મારું ચિત્ત આ ભવ-પ્રપંચથી વિરક્ત બન્યું છે માટે આપ આજ્ઞા કરો કે, હવે મારે શું કરવું ? ત્યારે શ્રુતજ્ઞાની ભગવંતે મારા ભાવ જાણીને કહ્યું, 'મહાપુરુષોએ સેવન કરેલ શ્રમણપણું તારે અંગીકાર કરવું યોગ્ય છે' તે વખતે તેમની પાસે મેં પ્રવજ્યા અંગીકાર કરી, વિધિપૂર્વક દીક્ષા પાળી. આયુષ્યપૂર્ણ થયું એટલે મૃત્યુ પામી, દેહ છોડી હું નવ સાગરોપમના આયુષ્યવાળા બ્રહ્મ નામના દેવલોકમાં વૈમાનિક દેવ તરીકે ઉત્પન્ન થયો. પેલો યજ્ઞદેવ ત્રણ સાગરોપમની સ્થિતિવાળી શર્કરાપ્રભા નારકીમાં નારકી તરીકે ઉત્પન્ન થયો.

રત્નપુરનિવાસી નંદીવર્ધન નામના સાર્થવાહનો રત્નપુર તરફ જનાર સાર્થ ત્યાં આવી પહોંચ્યો. તેના કેટલાક માણસો પાણી કાઢવા માટે દોરડાં લઈ કૂવા પાસે આવ્યા. તેઓએ અમને અંદર દેખ્યા, એટલે સાર્થવાહને હકીકત કહી. માંચીનો પ્રયોગ કરી અમને બહાર કઢાવ્યા અને તેણે ઓળખ્યા, 'અહીં ક્યાંથી ?'' એમ પૂછતાં સર્વ હકીકત વિસ્તારથી કહી, તે સાંભળી સાર્થવાહ પણ વિસ્મય પામ્યો.

## અનહકનું કમોતથી મૃત્યુ અને દુર્ગતિઓમાં ગમન

હવે સાર્થ સાથે રત્નપુર તરફ પ્રયાણ કરતાં અમે પાંચ મુકામ કર્યા, પછી રાજમાર્ગે ચાલતાં માર્ગથી બહુ દૂર નહિ એવા એક સ્થળમાં ડાબી, બાજુ દ્રવ્યની થેલી પડેલી હતી તથા હાડપિંજર માત્ર બાકી રહેલ એવો, કેસરીસિંહે ફાડી ખાધેલો અનહક અમારા જોવામાં આવ્યો દ્રવ્યની થેલીના આધારે અમે જાણ્યું કે, આ એનું જ કલેવર છે. તેવા પ્રકારનો વિપાક દેખી મને વિવેક આવ્યો. ચારિત્ર-મોહનીય કર્મ પાતળું પડયું. સકલ જીવલોકને દુર્લભ ચારિત્રનો પરિણામ થયો. તે પરિણામ હંમેશાં વધી રહેલો હતો એવો હું સ્વનગરે આવી પહોંચ્યો. વિજયવર્ધન આચાર્ય પાસે મેં વિધિપૂર્વક ચારિત્ર-ગ્રહણ કર્યું. તેનું યથાર્થ પાલન કરી આરાધના સાથે દેહનો ત્યાગ કરી હું સોળ સાગરોપમની સ્થિતિવાળા મહાશુક્ર નામના દેવલોકમાં વૈમાનિક દેવ તરીકે ઉત્પન્ન થયો.

પેલો અનહક કે જેને સિંહે મારી નાખ્યો હતો, તે વાલુકાપ્રભા નારકીમાં સાત સાગરોપમની સ્થિતિવાળો નારકી તરીકે ઉત્પન્ન થયો. દેવલોકમાંથી ચ્યવી હું જંબૂદ્વીપના ભરતમાં રથવીરપુર નગરમાં નંદીવર્ધન નામના ગૃહસ્થની સુરસુન્દરી નામની ભાર્યાની કુક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થયો. અનહકનો નારકી જીવ આયુષ્ય પૂર્ણ કરી વિંધ્યપર્વતમાં અનેક જીવોની હિંસા કરનાર સિંહપણે ઉત્પન્ન થયો. બીજી વખત પણ સિંહપણામાં, ફરી મરીને તે જ નારકીમાં તેટલા જ આયુષ્યવાળો નારકી થયો. ત્યાંથી નીકળી અનેક તિર્યંચ જાતિમાં રખડીને તે જ નગરમાં સોમ સાર્થવાહની નંદીમતી ભાર્યાનો પુત્ર થયો. ઉચિત સમયે અમારો બંનેનો જન્મ થયો. મારું નામ અનંગદેવ અને બીજાનું નામ ધનદેવ પાડયુ. બાલ્યકાળથી મને તેના પર સદ્ભાવવાળી પ્રીતિ થઈ અને તેને કપટવાળી.

કુમારપણામાં મને દેવસેનગુરુ પાસે સર્વજ્ઞ-કથિત ધર્મની પ્રાપ્તિ થઈ. અમે યૌવન વય પામ્યા, બાપ-દાદાની ઉપાર્જન કરેલી ઘણી લક્ષ્મી હોવા છતાં અભિમાનથી 'પૂર્વના પુરૂષોએ ઉપાર્જન કરેલી લક્ષ્મીથી સર્યું'' એમ કહી ધન સંગ્રહ કરવા માટે રત્નદ્વીપે ગયા. રત્નો ઉપાર્જન કરી સંયુક્ત થઈ સ્વદેશ આવવા પાછા નીકળ્યા. માર્ગમાં પૂર્વકર્મના દોષથી ધનદેવે વિચાર્યું કે, 'આ અનંગદેવને કેવી રીતે ઠગવો ?'તે માટે અનેક સંકલ્પ-વિકલ્પો કર્યા. એક સિદ્ધાંત નક્કી કર્યો કે, આને મારી નાખ્યા સિવાય તેનાં રત્નો

નહીં મેળવી શકાય, માટે મારી નાખું. તે માટે ભોજનમાં છૂપું ઝેર આપી દઉં. ત્યાર પછી કોઇ દિવસે સ્વસ્તિમતિ નામના સ્થાનમાં પહોંચ્યા. ત્યાં ધનદેવ ભોજન લેવા માટે બજારમાં ગયો. ભોજન માટે લાડવા બનાવ્યા, તેમાં એક લાડવામાં ઝેર ભેળવી, 'આ એને આપીશ.' એમ નક્કી કર્યું. પાછા ફરતાં (શેખચલ્લીની માફક) અનેક વિકલ્પો કરતો કરતો તે આવતો હતો, તેમાં કયા લાડવામાં ઝેર ભેળવ્યું છે ? તેનો ખ્યાલ ન રહેવાથી ભોજન કરવા બેઠા, ત્યારે ઝેરવાળો લાડવો પોતે લીધો અને બીજો ઝેર વગરનો મને આપ્યો. બંનેએ ભોજન કર્યું. થોડીવારમાં ધનદેવ ઝેરથી ઘેરાયો. મને થયું કે, 'આને શું થયું ?' હું તો આકુળ-વ્યાકુળ બની ગયો. અત્યારે હવે શું કરવું એમ થોડો વખત હું કિંકર્તવ્યમૂઢ બની ગયો. એટલામાં તો ઝેર અતિ ઉગ્ર હોવાથી, કર્મ-પરિણામની વિચિત્રતાથી ધનદેવ મૃત્યુ પામ્યો. મને ચિંતા થઇ કે, હા ! આમ શાથી બન્યું ? મને આ વિષયની ખબર પડી નહીં, પણ તેના શોકમાં ડૂબેલો હું સ્વનગરમાં આવ્યો. તેના સગા-સંબંધીઓને સાચો વૃતાન્ત જણાવ્યો અને તેના ભાગ કરતાં અધિક ધન તેઓને આપ્યું. બાકી રહેલા રત્ન-સમૂહને સારા ક્ષેત્રમાં વાપરી તેના નિર્વેદથી ગૃહ વિષય-સંગ છોડી દેવસેન આચાર્ય પાસે દીક્ષા અંગીકાર કરી, વિધિપૂર્વક-સંયમ આરાધના કરી, આયુષ્ય પૂર્ણ થતાં દેહનો ત્યાગ કરી પ્રાણત નામના દેવલોકમાં ઓગણીશ સાગરોપમની સ્થિતિવાળો દેવ થયો. બીજો ધનદેવ ઝેર ખાધા પછી પંકપ્રભા નારકીમાં નવ સાગરોપમની સ્થિતિવાળો નારકપણે ઉત્પન્ન થયો.

### વીરદેવ અને દ્રોણક

હું દેવલોકનું આયુષ્ય ભોગવીને આ જ જંબૂદ્વીપમાં ઐરવત ક્ષેત્રમાં હસ્તિનાપુર નગરમાં હરિનંદી નામના ગૃહસ્થની ભાર્યા લક્ષ્મીમતાની કુક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થયો. બીજો (ધનદેવ) નરકમાંથી નીકળી સર્પપણું પામી અનેક જીવોને મારવામાં તત્પર બની, દાવાનળમાં સળગીને મરી ગયો અને તે જ પંકપ્રભા નારકીમાં કંઇક ન્યૂન દસ સાગરોપમની સ્થિતિવાળો નારક થયો. ત્યાંથી નીકળી તિર્યંચગતિમાં રખડી, તે જ હસ્તિનાપુર નગરમાં ઇન્દ્ર નામના વૃદ્ધ શેઠની ભાર્યા નંદીમતીની કુક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થયો. ઉચિત સમયે અમારો જન્મ થયો, મારું વીરદેવ અને તેનું દ્રોણક એવાં નામ પાડયાં. કુમારભાવ પામ્યા એટલે અમને લેખાચાર્ય પાસે ભણવા મૂકયા. પહેલાં કહેલી એવી અમારી બંનેની પ્રીતિ થઈ. અભ્યાસ થઈ રહ્યા પછી મેં માનભંગ ગુરુ પાસે જિન-કથિત ધર્મ અંગીકાર કર્યો. મને ઠગવાના બહાનાથી દેખાવ કરવા દ્રવ્યથી દ્રોણે પણ મારી માફક ધર્મ અંગીકાર કર્યો. તેથી ધર્માનુરાગથી મને તેના તરફ અતિ સ્થિર પ્રીતિ થઈ. મેં તેને ઘણું ધન આપી કહ્યું કે 'ન્યાયથી અનિંદિત માર્ગે વેપાર કર.' ત્યારથી તે વેપાર કરવા લાગ્યો અને તેમાં તેણે ઘણું દ્રવ્ય ઉપાર્જન કર્યું. તે સમયે પૂર્વકૃત કર્મની સાધનાના દોષથી તેને મારા ઉપર વધારે પ્રમાણમાં ઠગવાનો પરિણામ થયો. તેણે વિચાર્યું કે મેં ઘણું ધન ઉપાર્જન

કોઇ વખતે તેણીને દોહલો ઉત્પન્ન થયો કે, 'હું આ રાજાના આંતરડા ખાઉં.' તેણે વિચાર્યું કે આ મારો ગર્ભ પાપી છે, તો તેનાથી મને સર્યું. સ્ત્રી-સ્વભાવથી અને પતિના સ્નેહથી તેને ગર્ભ પાડવાનો વિચાર થયો. આ કાર્ય મોટું હોવાથી મુખ્ય પરિવાર સાથે મંત્રણા કરી, ગર્ભપાત કરાવવાની ગુપ્ત યોજના શરૂ કરી. નિકાચિત કર્મના દોષથી ગર્ભ પડયો નહિ. અનેક ઔષધનું પાન કરવાથી અને દોહલો પૂર્ણ ન થવાથી તે અતિ દુર્બલ બનવા લાગી. રાજાએ પૂછયું કે-'હે સુંદરી ! તારી કઈ ઇચ્છા પૂર્ણ થતી નથી ? અથવા તો તારી આજ્ઞાનું કોઇએ ખંડન કર્યું ? અથવા તો મેં કંઈ તારું પ્રતિકૂળ આચર્યું કે જેના નિર્વેદથી અલ્પજળવાળી કુમુદિનીની માફક આમ ક્ષીણ થાય છે ?' પતિના હૃદયના સ્નેહને પ્રાપ્ત કરી કુસુમાવલીએ કહ્યું, "હે આર્યપુત્ર ! મને એવો કંટાળો આવ્યો છે અને તેને અંગે આત્મહત્યા કરવાનો વિચાર થાય છે." રાજાએ કહ્યુ કે, "હે સુંદરી ! શા કારણે ?" રાણીએ કહ્યું, "હે આર્યપુત્ર ! મારા ભાગ્યને પૂછો !" એટલું બોલતાં આંખમાં આંસુ ભરાઈ ગયાં અને ગદ્દગદ્દ સ્વરવાળી બની ગઇ. રાજા સમજી ગયો કે તેને ગમે તે કારણે મહાન્ નિર્વેદ થયો જણાય છે, તો હવે આ વાત પૂછવાથી સર્યું. માટે હવે તેનું ધ્યાન બીજી વાતમાં નાખું-એમ વિચારી વાત બદલી નાખી. પછી રાજાએ મદનલેખા વગેરે તેના સખી-પરિવારને બોલાવી બહુમાનપૂર્વક કહ્યું કે, 'તમો આટલાં ડાહ્યાં ચતુર થઇને કારણ જાણ્યા પછી કૃષ્ણપક્ષની ચંદ્રલેખા માફક ક્ષીણતા પામતી દેવીની ઉપેક્ષા કરવી એ શું તમારા માટે યોગ્ય છે ? વળી અસાધ્ય વસ્તુ સંબંધી આ નિર્વેદ નથી, કારણકે જીવલોકમાં સર્વસારભૂત હોય તો મને દેવી છે. એવી તે કંઇ વસ્તુ છે કે હું પ્રાણ ધારણ કરતો હોઉં અને દેવી તે વસ્તુ પ્રાપ્ત ન કરે ?' મદનલેખાએ કહ્યું-"આપની વાત યથાર્થ છે, પરંતુ સ્ત્રીવર્ગને સુલભ એવો અવિવેક અહીં અપરાધી છે. માટે હે મહારાજ ! જો કે આ કહી શકાય તેમ નથી, છતાં હવે કહ્યા સિવાય છૂટકો નથી-એમ ધારી કહું છું." રાજાએ કહ્યું, "ઉપાય-સાધ્ય હોય તો જાતે જ કરી લેવાય. અસાધ્ય હોય તો નિવેદન કરાય. તો તમે હવે કહો કે સાચી હકીકત શી છે ?" મદનલેખાએ ગભરાતાં ગભરાતાં ગર્ભથી માંડી દોહલા સુધીની, તથા ગર્ભના પાડવાના કરેલા ઉપાયો સુધીની હકીકત જણાવી. રાજાએ વિચાર્યું કે, અહો ! દેવીનો મારા પ્રત્યે કેટલો સ્નેહ છે ? જેથી પુત્રજન્મને પણ તે બહુ માનતી નથી-અનાદર કરે છે ! હવે જો દોહલો પૂર્ણ નહીં કરાય, તો ગર્ભની હાનિ થશે, તો કંઇ ઉપાય વિચારું, હવે હું કાલોચિત જે કહેવરાવું, તે તમારે કરવું, એમ કહી રાજાએ સખીવર્ગને વિદાય કર્યો.

## આનંદકુમારનો જન્મ, અન્યત્ર પાલન અને કલાભ્યાસ, યુવરાજપદ

ત્યાર પછી મતિસાગર નામના મહામંત્રીને બોલાવ્યો અને સર્વ હકીકત કહી. મંત્રીએ વિચાર્યું કે દેવીનો વ્યવસાય ઉચિત છે, અથવા આ પાડવાના ઉપાય કરવાથી દેવીને દેહ-પીડા થશે; માટે અહીં ઉપાય કરવો ઠીક છે, કે રાજાને ઉપવાસ કરાવી, ભૂખ્યા

રાખી, કૃત્રિમ આંતરડાં નેત્રપટ વગેરે દ્વારા પેટ બહાર બાંધી આંખે સંજજડ પાટા બાંધીને દેવીના દેખતાં જ આંતરડાં કાઢીને આપવાં. જન્મ્યા પછી ગર્ભનું શું કરવું ? તે વિચારીશું. એમ વિચારી રાજાને પોતાનો અભિપ્રાય જણાવ્યો. રાજાને તે બહુ ગમ્યો. મંત્રી મતીસાગરે રાણીને કહ્યું કે, હે દેવી ! હું રાજાના આંતરડાં એવી રીતે કાઢીશ કે જેથી રાજા મરી નહિ જાય'. ગર્ભ સ્વભાવે ક્રૂર હોવાથી તે વાત રાણીએ સ્વિકારી. નક્કી કરેલ ઉપાય કર્યો, જેથી દોહલો પૂર્ણ થયો. પાછળથી શોક પામેલી રાણીને રાજાના દર્શન કરાવ્યાં, એટલે દેવીને શાંતિ થઇ. મંત્રીએ દેવીને ખાનગીમાં કહ્યું કે પ્રસૂતિ-સમયે પ્રથમ રાજાને જન્મ થયાના સમાચાર ન કહેવરાવવા, પણ મને તરત ખબર આપવી; એટલે પછી જે કરવા યોગ્ય હશે, તે હું કરી લઇશ. તે વાતનો રાણીએ સ્વીકાર કર્યો. કોઇ વખતે ઉચિત સમયે દિવસના છેલ્લા ભાગમાં દેવીને પ્રસૂતિ થઇ. તેણે મતિસાગરને બોલાવ્યો. તેણે રાણીને કહ્યું કે, આ ગર્ભ રાજાને માટે અનિષ્ટ જણાય છે, માટે આ ગર્ભથી સર્યું, ભલે બીજે પાલન-પોષણ થાય. રાજાને જણાવીશું કે 'મરી ગયો.' રાણીએ કહ્યું કે, તમારી વાત ઠીક છે. અને મેં પણ મનમાં એ જ વિચાર્યું હતું. ત્યાર પછી માધવિકા નામની દાસી દ્વારા તે ગર્ભને બહાર મોકલ્યો. દાસી થોડે ચાલી ગઈ એટલે રાજાએ પૂછ્યુ. કે, આ શું છે ? ગભરાયેલી અને કંપતી માધવિકાએ કહ્યું, હે દેવ ! કંઈ નથી. આ વખતે બાળકે રૂદન કરવા માંડયું. એટલે બાળક દેખી ક્રોધાયમાન રાજાએ કહ્યું, હે પાપિણી ! આ શું કરવા ધાર્યું છે ? સ્ત્રી સ્વભાવથી કાયર હોય છે, જેથી માધવિકાએ સમગ્ર વૃત્તાન્ત કહી દીધો. તે પછી રાજાએ પુત્રને ગ્રહણ કર્યો. રાજાએ વિચાર્યું કે, હવે પાછો એમના હાથમાં સોંપવો તે જોખમ છે, તેથી બીજી ધાત્રમાતાઓને સોંપી તેમને તાકીદ આપી કે જો કોઇપણ પ્રકારે આ બાળક સાચવવામાં ગફલત કરશો, તો તમે મારા હાથે વિનાશ પામશો. મહારાણી કુસુમાવલિને અને મતીસાગર મંત્રીને ઠપકો આપ્યો. દેવી અને મંત્રીના ચિત્તને અનુકૂળ બની કંઇક ગુપ્તપણે પુત્રજન્મની વધામણી કરાવી, કાળક્રમે કુમારનું 'આનંદ' એવું નામ પાડયું. મોટો થયો, એટલે તેને કલાભ્યાસ કરાવ્યો. પૂર્વકર્મના દોષથી તે રાજા તરફ વિષમચિત્તવાળો હતો, છતાં તેને યુવરાજપદે સ્થાપન કર્યો.

### વૈર-ઉત્પાદક વિચિત્ર પ્રસંગ

કોઈ સમયે સીમાડાવાસી આટવિક કિલ્લાની ભૂમિ તથા લશ્કરના ગર્વવાળો દુર્મતિ નામનો સામંતરાજા સિંહ રાજાને ત્રાસ આપતો હતો. રાજાએ સૈન્ય મોકલી તેના ઉપર ચઢાઇ કરી, પણ શત્રુ-પક્ષ પાસે લશ્કર વધારે હોવાથી સિંહરાજાનું સૈન્ય હારી ગયું. એ સમાચાર સાંભળી રાજાએ કોપાયમાન બની અભિમાનથી જાતે લડાઇ કરવા પ્રયાણ કર્યું. ત્રણ પડાવ નાખ્યા. આ વખતે સિંધુ નદીના કિનારે પ્રયાણ કરી રહ્યા હતા, ત્યારે હાથી પર બેઠેલા રાજાએ પાણીથી અતિ દૂર નહીં તેવા સ્થળે 'અહો ! કષ્ટ' એમ બોલતા લોકોનાં ટોળાંને જોયું. તે સ્થળ તરફ આગળ જતાં રાજાએ ત્યાં એક મોટી કાયાવાળા અતિશ્યામ

દેહની કાંતિવાળા જેની આંખમાંથી વિષજ્વાળા નીકળી રહેલી હતી તેવા, શબ્દ કરતા દેડકાને જેણે મુખથી પકડેલા છે, ભયાનક વિકૃત દેખાતા મુખ વડે જે દુષ્પ્રેક્ષ્ય હતો એવા અને એકદમ કંપતા અંગવાળા મોટા કુરર નામના ભયંકર જાનવર વડે ખવાતા એવા વૃદ્ધ સર્પને તેણે જોયો. અને દિશાહાથી-સરખી મોટી કાયાવાળા, લાલચોળ આંખ હોવાથી બીભત્સ એવા અજગરે તે કુરરને દૃઢ પકડયો હતો. જેમ જેમ અજગર કુરરને ગળતો હતો, તેમ તેમ તે પણ વૃદ્ધ સર્પને, અને સર્પ પણ ચીસ પાડતા દેડકાને ગળતો હતો. મૂઢ અને અજ્ઞાનીઓને આનંદ આપનાર, સજ્જન પુરૂષોને વૈરાગ્ય કરાવનાર આવા પ્રકારના મત્સ્ય-ગલાગલ ન્યાયવાળા જીવલોકના સ્વભાવ વિભ્રમવાળા પ્રસંગને દેખી રાજા ખેદ પામ્યો.

રાજાએ વિચાર્યું કે, અહો! આમ બની ગયું છે. હવે કોઈને બચાવવાનો ઉપાય રહ્યો નથી. અજગર લગભગ કુરરને ગળી ગયો છે, કુરર પણ સર્પને, અને સર્પ દેડકાને; કંઠે પ્રાણ આવ્યા હોવા છતાં આ સર્વે એક બીજાને છોડતા નથી, ઉલટા તેઓ ગળી જવા વધારે પ્રયત્ન કરે છે. કોઈ પણ એકનો વિનાશ કરી બીજાને છોડાવીએ તો પણ હવે તેઓ જીવવાના નથી, તો પછી જેનો પ્રતિકાર થઇ શકે તેમ નથી, એવી વસ્તુને દેખવાથી સર્યું; એટલે હાથીને આગળ ચલાવ્યો. રાજા પડાવ-ભૂમિમાં પહોંચ્યો. લશ્કર સાથે એક તંબૂમાં રહ્યો. ઉચિત કાર્યો પતાવ્યાં. મધ્યરાત્રિએ જાગેલો રાજા અજગર વગેરેનો પ્રસંગ યાદ કરી વિચારવા લાગ્યો.

આ જગતમાં ઇંદ્રિયોના વિષયો ઝેરની ઉપમાવાળા છે, ભોગવતી વખતે મધુર, તેનાં ફળો ભોગવતી વખતે વિરસ. બાલ-અજ્ઞાનીઓને બહુમાન્ય અને પંડિતો જેનો ત્યાગ કરે છે-તેવા વિષયો એકાંત દુઃખ આપનાર છે. એમ જાણવા છતાં સુખની અભિલાષાવાળા જીવ આ વિષય-ભોગ ખાતર શાશ્વત ધર્મને છોડીને જીવિતનો અર્થી જેમ ઝેરને, તેમ સુખાર્થી પાપને સેવન કરે છે! દુ:ખ એ પાપનું ફળ છે, ધર્મ એ પાપનો નાશ કરનાર છે, માટે દુઃખીએ અને ધર્મનું ફળ જાણનાર એવા સુખીએ પણ હંમેશાં ધર્મ કરવો જોઈએ. દેડકા જેવા નિર્બળ લોકોને સર્પ સરખા સબળ લોકો ત્રાસ આપે છે, તે સબળ લોકોને વળી કુરર સમાન બીજા અધિક બળવાળા હેરાન કરે છે, તે કુરર પણ બિચારો પરાધીન છે, વળી અજગર પણ મૃત્યુને આધીન છે. આવા પ્રકારના જગતમાં વિષય પ્રસંગમાં આવવું તે મહા અજ્ઞાન છે. તો અનેક દુઃખરૂપ વૃક્ષનાં બીજભૂત મિથ્યાભિમાન (અધમ પુરુષાર્થ) ના વિકાર સરખા આ રાજ્યથી મને સર્યું.

### વિષમ રાજ્ય-કારભાર

ખરેખર રાજ્ય, પાતાળના ખાડાની માફક દુઃખે કરી પૂરી શકાય તેવું છે. અર્થાત્ ગમે તેટલાં રાજ્યો મળે, તોપણ તેની ઇચ્છા પૂરી થતી નથી, જેમ જૂના ઘરમાં ઉંદરના દર અને બાકોરાં સુલભ હોય છે તેમ રાજ્યમાં છિદ્ર ખોળનારાઓને છિદ્રો સુલભતાથી મળી જાય છે. ખલ પુરુષની સેવન કરનારને તેનો છેડો દુઃખમાં આવે છે, તેમ રાજ્ય-ભોગવટાનો છેડો નરકાદિક દુઃખ ભોગવવામાં આવે છે.

વેશ્યા સ્રીના હૃદયની માફક રાજ્યો અર્થને જ વલ્લભ ગણે છે. રાફડામાં જેમ ઘણા સર્પો હોય છે; તેમ રાજ્યોમાં ઘણા ભયંકર પુરૂષો હોય છે. જીવલોકની માફક તે રાજ્યનાં કાર્યો કદાપિ પૂર્ણ થતાં નથી. સર્પના કરંડિયાની જેમ રાજ્ય પ્રયત્નપૂર્વક પરિપાલન કરવા લાયક છે. વિશ્વાસના સુખો જેમાં જાણી શકાતા નથી. રાજ્ય—વેશ્યાના યૌવનની માફક ઘણા લોકોને અભિલાષા કરવા યોગ્ય હોઇ, નિર્મળ પરલોકના માર્ગ માટે વિઘ્નભૂત છે, માટે તેનો ત્યાગ કરી, ધીર મહાપુરુષોએ સેવેલ, બંને લોકના સુખને કરનાર એવું શ્રમણપણું હું અંગીકાર કરું. પરંતુ હું લડાઈ કરવા નિકળ્યો છું અને એમને એમ જિત્યા વગર પાછો ફરૂં, તો મારી અપકીર્તિ નહિ થાય ? અથવા એક જન્મ સંબંધી આ નજીવી બાબત છે. એમ વિચારતા રાત્રિ-પૂરી થઈ, સવારનાં કાર્યો કર્યા કે મિત્રમંડળ મારી પાસે પહોંચ્યું.

## શત્રુની શરણાગતિ

એટલામાં વિજયવતી નામની પ્રતિહારીએ નિવેદન કર્યું કે, હે મહારાજ ! પ્રચંડ શાસનવાળા આપ જાતે જ ચઢાઈ કરવા નિકળ્યા છો એમ જાણીને શત્રુ જાતે પોતાના ગળે પરશુ(કુહાડો) બાંધીને આવેલો છે. આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા બદલ જેને પશ્ચાત્તાપ થયો છે, તે કેટલાક પુરૂષોના પરિવાર સાથે અહીંજ આવ્યો છે અને આપના દર્શન-સુખની ઉત્કંઠા રાખે છે હવે આપ કહો, તેમ કરીએ. ત્યાર પછી રાજાએ મતિસાગર મંત્રી તરફ નજર કરી, ઇંગિત-આકાર જાણવામાં કુશળ એવા મંત્રીએ કહ્યું, ભલે પ્રવેશ કરાવો, તેમાં કાંઈ વાંધો નથી રાજાઓ શરણે આવેલા પ્રત્યે વત્સલ હોય છે પછી રાજાના હુકમથી દુર્મતિએ અંદર આવી કહ્યું કે— 'હે દેવ ! આ મારૂં ગળું અને આ કુહાડો' એમ કહી તે રાજાના પગમાં પડયો. ત્યાર પછી રાજાએ અભય વચન આપી તેનું બહુમાન કર્યું, વિશેષ પ્રકારે સત્કાર કર્યો. પાછો વળી રાજા જયપુરનગરે ગયો.

## આનંદકુમારના રાજ્યાભિષેકની તૈયારી

સિંહરાજાએ મંત્રીમંડળને પોતાનો દીક્ષાનો અભિપ્રાય જણાવ્યો. તેણે પણ આ વંશમાં થયેલા રાજાઓ અને બીજાઓનું પણ આ જ કર્તવ્ય છે, તો પછી જિનવચનથી ભાવિત મતિવાળા તમારા સરખાને વિશેષ પ્રકારે આ કર્તવ્ય ગણાય. બંને લોક માટે સાધારણ આપનું જીવિત તો સફળ છે. દાવાનલ સરખા કામ-ભોગો ઇન્ધણાની માફક આત્માને બાળે છે અને કિંપાકફળ-સમાન તેના વિપાકો જીવને ભોગવવા પડે છે. જેનાથી દેવો અને દાનવો પણ હારી ગયા છે. કરેલા મનોરથોને અણધાર્યો સમયે ભાંગી તોડી નાખનાર એવા મૃત્યુનો પ્રભાવ જાણી મંત્રીમંડળે રાજાના અભિપ્રાયને માન્ય કર્યો. ત્યાર પછી જ્યોતિષીઓને બોલાવી કહ્યું કે, આનંદકુમારનો રાજ્યાભિષેક-દિવસ ગણતરી કરી

જણાવ્યો. તેઓએ કહ્યું : 'જેવી આપની આજ્ઞા'. પંચાંગમાં જોઈ, ગણતરી કરી, પાંચમો દિવસ જણાવ્યો. અભિષેક માટે માંગલિક પદાર્થો તૈયાર કરાવ્યા. તે આ પ્રમાણે –મત્સ્ય-યુગલ, પૂર્ણકળશ, સફેદ પુષ્પો, મહાપદ્મ, સિદ્ધાર્થ (સરસવ), માટીનો પિંડ, વૃષભ, મોટું દહીં-ભરેલું ભાજન, મહારત્નો, ગોરોચન, સિંહચર્મ, ઉજ્જ્વલ છત્ર, ભદ્રાસન, ચામર, દૂર્વા, ચોકખી સુરા, મહાધ્વજ, હાથીનો મદ, ધાન્યો, ઉત્તમ વસ્ત્રો, બીજા પણ તેવા પ્રકારના પ્રશસ્ત પદાર્થો. આ સમયે રાજાએ ચિંતવ્યું કે, આનંદકુમારનો રાજ્યાભિષેક કર્યા પછી ધર્મઘોષ ગુરુ પાસે દીક્ષા લેવા માટે જઈશ. એમ દરરોજ વિચાર કરતો રાજા અભિષેક-દિવસની રાહ જોતો હતો.

## અભિમાની આનંદકુમાર

આ બાજુ પૂર્વે કરેલા કર્મના દોષથી રાજાનો અભિપ્રાય સમજ્યા વગર, ભીલ રાજા દુર્મતિ સાથે મળી આનંદકુમારે એક યોજના ઘડી. તેઓએ એવી ગુપ્ત મંત્રણા તૈયાર કરી કે, 'કોઈ પણ પ્રકારે વંચના-પ્રયોગથી મહારાજાને મારી નાખવા.' એટલામાં અભિષેકનો વૃત્તાન્ત સાંભળ્યો. મિથ્યા અભિમાન અને ચિત્તની દુષ્ટતાથી આનંદકુમારને અવળું સમજાયું અને તેણે વિચાર્યું કે, ' આ ઉપાય કરી નક્કી આ બહાનાથી મને મારી નાખવાનો ઉપાય કરે છે; તો હું એમ છેતરાઉં એમ નથી.' કદાચ આ હકીકત સાચી જ હોય તો પણ 'એ મને આપે અને હું લઉં એવા રાજ્યથી સર્યું'. તે જ ખરેખર મારા માટે શ્લાઘનીય છે, જો એને મારી નાખી મારા સામર્થ્યથી રાજ્ય લઉં; તે સમયે રાજાએ આનંદકુમારને બોલાવ્યો, પણ તે આવવા ઈચ્છતો ન હતો. એટલે પ્રતિહારને સાથે લઈ રાજા પોતે કુમારના ભવને ગયો. કુમારે પણ, ' આ કરતાં બીજો સારો સમય કયો મળશે ?' એમ વિચારી પૂર્વ વૈરના દોષથી એકદમ ' હણો હણો ' એમ કહી તરવાર ઉગામીને, પ્રતિહારને ઠાર કર્યો, જેણે રક્ષણનો ઉપાય કર્યો નથી એવા અતિવિશ્વાસુ ચિત્તવાળા રાજાને ગાઢ પ્રહાર કરી મરણતોલ કરી નાખ્યો. આ વખતે મોટો કોલાહલ ઉછળ્યો, નગરમાં અને સૈન્યમાં ખળભળાટ થયો.

રાજસૈન્ય કુમારની ચારે બાજુ ફરી વળ્યું. યુદ્ધ શરૂ થયું. તે વખતે રાજાએ પોતાના શરીરના સોગન આપવા-પૂર્વક સૈન્યને કહ્યું કે, હવે તમોને યુદ્ધ કરવાથી શો લાભ થવાનો છે ? તમારે મને મરી ગએલો જ જાણવો, હવે એને પણ મારી ન નાખો. એનો રાજ્યાભિષેક કરો, હવે આ જ તમારો રાજા છે.

## વૈરી પુત્ર રાજાને કેદી બનાવ્યો

આ વખતે કુમારે દુર્મતિને આજ્ઞા કરી કે, 'આ રાજાને સજ્જડ બંધનથી બાંધો ત્યાર પછી 'જેવી કુમારની આજ્ઞા' એમ કહી દુર્મતી તેની પાસે આવ્યો. કુલપુત્રોને પકડયા નગરલોકોનું અપમાન કર્યું. વિશ્વાસુ માણસો પાસે બંધાવી સારી રીતે રક્ષણના

ઉપાય કરી રાજાને કેદી બનાવ્યો, કુમારે રાજય-લગામ હાથમાં લીધી, રાજય-વ્યવસ્થાની સ્થાપના કરી. સામંત-મંડળ વશ કર્યું. ત્યાર પછી વૈરાધીન બની રાજાને નગરના કેદખાનામાં લઈ ગયા.

### તે કેદખાનું કેવું છે ?

જેની અંદર અત્યંત વિષ્ટા અને ગટર જેવી દુર્ગંધ ઉછળી રહેલ છે, ફાટી ગએલ ભીંતના પોલાણમાં સાપો સૂઈ રહ્યા છે. જ્યાં માખીઓનાં ટોળાં બણબણ કરી રહેલાં છે, દરના મુખમાંથી ઉંદરનાં ટોળાં અવરજવર કરી રહેલાં છે, છાપરામાં સર્પની કાંચળીઓ લટકી રહેલી છે, કરોળિયાની જાળોએ ચંદરવા બનાવ્યા છે, જાણે દુષમા-કાળનું વાસગૃહ હોય, અધર્મને ક્રીડા કરવા માટે ક્રીડાંગણ-સરખું, શ્રીમંત-નરકના ભાઈ જેવું, સર્વ દુઃખ-સમુદાયની સભા જેવું, સર્વ પ્રકારની પીડાઓનું જાણે કુલગૃહ હોય, મૃત્યુની વિશ્વાસભૂમિ હોય અને યમરાજાનું સિદ્ધિક્ષેત્ર હોય, તેવા મોટા કેદખાનામાં રાજાને લઇ ગયા.

### કુસુમવાલીની દીક્ષા

અણધાર્યા એ સમાચાર સાંભળી રાણી કુસુમાવલી ભયંકર આક્રંદન કરતી, ઉજ્જવળ મોટાં મુક્તાફળ જેવડાં સતત આંસુ પાડતી, કાજળ વગરનાં અશ્રુ-બિન્દુઓ વડે છાતી પર હારની શોભા ધારણ કરતી, રાજાના શોકથી જ જાણે ન હોય તેમ મલિન દેહવાળી, અધિકારી પુરુષોએ રોકવા છતાં મંગળ મણિવલયના ઝણઝણાટવાળા શબ્દો જેમાં થઇ રહ્યા છે, તેવી રીતે પોતાની ભુજા વડે જોરથી છાતી કૂટે છે. અનુચિત રીતે ભૂમિ પર પછાડા મારે છે, મુખમાં શ્વાસ પૂરાઇ ગયો છે. કુટિલભાવ ત્યાગ કરવા છતાં પણ 'રાજાની અવસ્થા દેખવા લાયક નથી' એમ જાણે સૂચન કરતાં હોય તેમ લાંબા કેશો વડે જેની નજર રોકાઈ ગઇ છે, એવી રાણી કુસુમાવલી વગેરે અંતઃપુર કેદખાને પહોંચ્યું. તેણે કાલલોહમય બેડીમાં જકડેલા રાજાને જોયા. એટલે અશોકવૃક્ષના નવીન પત્રસરખા કોમળ લાલ હાથ વડે, 'આ સંસાર અનુચિત કાર્ય સેવન કરવાની બહુલતાવાળો છે.' એ જાણે બતાવતો હોય તેમ, હારલતા વહન કરવાના પરિશ્રમવાળા વૃક્ષઃસ્થળ ઉપર તાડન કરતાં વધારે આક્રંદન કરવા માંડ્યું. રાજાએ આરક્ષકો પાસે કોઇ રીતે તે બંધ કરાવ્યું. રાજાએ કહ્યું, પાપ-બંધ કરાવનાર, માત્ર કલેશ કરાવનાર આવો શોક કરવાથી શો લાભ ? આ સંસાર ઘણો વિચિત્ર સ્વભાવવાળો છે. આ સર્વ પ્રાણીઓ નાટકના પાત્ર જેવા છે. પૂર્વે કરેલાં કર્મના વિપાકો અટકાવી શકાતા નથી. લક્ષ્મી મેઘની અંદરથી નીકળતી વીજળીના ઝબકારા જેવી ચંચળ છે. સમાગમો સ્વપ્ન-સરખા છે. રાગના વિલાસો આવા દુઃખદ છેડાવાળા હોય છે. આટલું સમજ્યા પછી અવિવેકી લોકના સરખા પ્રલાપથી શું ? રુદન કરવું યોગ્ય નથી.

આ જીવલોકમાં સારભૂત જિનવચન તમે પ્રાપ્ત કરેલું છે જ, માટે તેની જ આરાધના કરો. તે જિનવચન સિવાય દુઃખ-ક્ષય કરવાનો બીજો ઉપાય નથી. એ સાંભળી 'એ વાત

બોલતાં ખડ્ગથી રાજાના મસ્તકમાં પ્રહાર કર્યો. તત્ત્વ જાણનાર એવા રાજાએ 'નમો જિણાણં'નું ચિંતન કર્યું, અને વિશુદ્ધ ભાવથી વિચાર્યું, "પૂર્વે કરેલાં કર્મનો આ દોષ છે. સર્વ જીવો પૂર્વે કરેલાં કર્મોના ફળ-વિપાકને પામે છે. અપરાધો અને ગુણો વિષે બીજાઓ માત્ર નિમિત્ત બને છે." એ પ્રમાણે વિશુદ્ધ વિચારણા કરી રહેલ હતો, ત્યારે વળી ફરી પાપકર્મી તે આનંદ પુત્રે નિર્મળ ચિત્તવાળા મહાત્મા પિતા સિંહરાજાને કલેશ કરવા પૂર્વક પ્રાણથી મારી નાખ્યા. મરીને તે રાજા સનત્કુમાર નામના દેવલોકમાં, લીલારામ નામના વિમાનમાં, પાંચ સાગરોપમના આયુષ્યવાળો ઉત્તમ કાંતિવાળો દેવ થયો. બીજો (આનંદકુમાર પુત્ર) રાજ્ય કરી, મૃત્યુ પામી, રત્નપ્રભા નામની નરક-પૃથ્વીમાં ઉત્કૃષ્ટ આયુષ્યવાળો મહાઘોર નારકી થયો.

યાકિની મહત્તરાના ધર્મપુત્ર ભવ-વિરહાંક આચાર્ય શ્રીહરિભદ્રસૂરિ-વિરચિત પ્રાકૃત સમરાદિત્ય-કથા (સમરાઇચ્ચ-મહાકહા)ના આચાર્ય શ્રીહેમસાગરસૂરિએ કરેલા ગૂર્જરાનુવાદમાં બીજો ભવ સંપૂર્ણ થયો.

---

# ત્રીજો ભવ

સિંહરાજા અને આનંદકુમાર પિતા-પુત્રનો સંબંધ આગળ કહ્યો હતો તે જણાવ્યો, હવે શિખિકુમાર અને જાલિની, પુત્ર અને માતાનો સંબંધ થયો, તે કહું છું—

આ જ જંબૂદ્વીપમાં, પશ્ચિમ વિદેહ ક્ષેત્રમાં અનેક લોકોના નિવાસભૂત, જ્યાં વ્યાધિની વેદનાનો અનુભવ નથી, બીજાં રાજ્યો તરફની યુદ્ધ-ગભરામણ જ્યાં દેખાતી નથી, દેવનગર-સમાન એવું કૌશાંબી નામનું નગર છે. જ્યાં સરલ-સ્વભાવી સ્થિર સ્નેહાનુબંધયુક્ત, કામદેવની રાજધાની જેવો, ધર્મફલ સરખો સ્ત્રી-વર્ગ છે, તેમજ પ્રિય બોલનાર, સત્યવચની. પ્રથમ બોલાવનાર અને ધર્મમાં તલ્લીન એવો પુરુષ-વર્ગ છે, ત્યાં અનેક યુદ્ધોમાં જિતેલા અહંકારી નમન કરતા અનેક રાજાઓના મુગટોમાં જડેલા રત્ન-તેજથી જેનું ચરણ-યુગલ રંગાઈ ગયું છે-એવો અજિતસેન નામનો રાજા હતો. તેને સમગ્ર રાજ્યની ચિંતા કરનારો પોતાથી લગાર પણ જુદો ન પડે તેવો ઇન્દ્રશર્મા નામનો બ્રાહ્મણ મંત્રી હતો, તેને શુભંકરા નામની પ્રિયા હતી.

આ બાજુ આનંદ નારકનો જીવ નરકમાં સાગરોપમનું આયુષ્ય પૂર્ણ કરી, કંઇક ન્યૂન ચાર સાગરોપમ કાળ સંસારમાં રખડીને, ઇન્દ્રશર્મા બ્રાહ્મણની શુભંકરા ભાર્યાની કુક્ષિમાં પુત્રીપણે ઉત્પન્ન થયો. જન્મ થયા પછી ઉચિત સમયે તેનું જાલિની એવું નામ પાડ્યું. તે યૌવન વયવાળી થઈ, ત્યારે તે જ રાજાના બુદ્ધિસાગર નામના મંત્રીના પુત્ર બ્રહ્મદત્ત સાથે તેનું લગ્ન કર્યું. તેઓને ભોગ ભોગવતાં કેટલોક કાળ ગયો.

### શિખિકુમારનો જન્મ

આ બાજુ સિંહકુમારનો જીવ દેવલોકથી ચ્યવીને કર્મના અચિન્ત્ય પ્રભાવથી તે

જાલિનીના ગર્ભમાંજ પુત્રપણે ઉત્પન્ન થયો. તેણીએ તે જ રાત્રે સ્વપ્ન દેખ્યું કે સુવર્ણમય પૂર્ણકલશ મારા ઉદરમાં પેઠો, તેનો સંતોષ પ્રગટ્યો નથી, તે પહેલાં તો તે પાછો બહાર નીકળી ગયો, અને કોઈ પ્રકારે તે ભાંગી ગયો. તે દેખી ગભરાતી હોય તેમ તે જાગી. તેણીએ કંઈક આછો-પાતળો મિશ્રિત સુખરસ અનુભવ્યો. સ્વપ્નની હકીકત તેણે પતિને ન જણાવી. અનુક્રમે ગર્ભ વૃદ્ધિ પામવા લાગ્યો. તેણીને દેહ અને મનની પણ પીડા થવા લાગી. તેણીએ વિચાર્યું કે, આ પાપગર્ભને પાડી નાખું. તે માટે પ્રયોગો કર્યા પણ કર્મ-વિપાકથી તે ગર્ભ મર્યો નહિ. આ વાત બ્રહ્મદત્તના જાણવામાં આવી એટલે ગુપ્ત પરિવારને સૂચના આપી કે પ્રસૂતિ-સમયે બાળકને કંઇ પણ નુકસાન ન થાય તેની તમારે સંભાળ રાખવી. તેમજ ભટ્ટિણી(સ્વામિની)ને સંતોષ થાય એવું કંઇ પણ બાનું બતાવી પછી તે મને નિવેદન(અર્પણ) કરવો. ત્યાર પછી દોહલાઓ થયા કે-"સર્વ જીવોને આનંદ કરાવું, દેવમંદિરોમાં મહાપૂજાઓ રચાવું, ધર્મમાં તલ્લીન મહાતપસ્વી ભગવંતોની પૂજા કરું, કંઇક પરલોકમાર્ગનું શ્રવણ કરું." પતિએ દોહલા પૂર્ણ કરાવ્યા. ગર્ભના પ્રભાવથી લોકોને મનોરમા-આદરવાળી બની. પ્રસૂતિ-સમયે જન્મ થયા પછી તેણીએ વિચાર્યું કે, આટલા પરિવાર સમક્ષ આને કેવી રીતે મારી નાખવો ? એ સમયે તેનો અભિપ્રાય સમજેલી અને બ્રહ્મદત્તનું વચન યાદ કરતી બંધુજીવા નામની તેની બાળસખીએ કહ્યું, હે સ્વામિનિ ! આ પાપગર્ભ છે, તો એના પાલન-કલેશ-પરિશ્રમ કરવાથી સર્યું, માટે તેને દૂર કરવો યોગ્ય છે. ત્યારે કષાય-પરવશ બનેલી અને સખીવર્ગમાં મારી નાખવાની સમ્મતિ આપવી તેમાં શરમ નડતી હોવાથી જાલિનીએ કહ્યું, 'તમે જાણો' એટલે બાળક દૂર કર્યો અને બ્રહ્મદત્તને જણાવ્યો. તેણે સર્વ ગુપ્ત વ્યવસ્થા કરી મોટો કર્યો. લોકમાં એવી વાત પ્રસરી કે 'ભટ્ટિણીને મરેલો બાળક અવતર્યો હતો.' એમ કેટલોક કાળ પસાર થયો. કુમારનું 'શિખી' એવું નામ પાડ્યું. કુમાર કળા-સમુદાયથી અને શરીરથી વૃદ્ધિ પામવા લાગ્યો બ્રહ્મદત્તે કાલોચિત સર્વ સામગ્રી પૂરી પાડી. પાછળથી પેટના પુત્ર તરીકે ગ્રહણ કર્યો. જાલિનીએ સ્વપ્ન દેખ્યું હતું અને ગર્ભ પાડવાનો પ્રયત્ન કર્યો હતો, તે હકીકત શિખિકુમારના જાણવામાં આવી એટલે તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો.

## જાલિનીનો કષાય અને પુત્રનો ગૃહત્યાગ

પુત્રને પિતાએ બીજી જગ્યા પર ઉછેરી મોટો કર્યો છે-એ વાતની માતાને ખબર પડી, એટલે જાલિનીનાં મનમાં કષાય ઉત્પન્ન થયો. એટલે શિખિકુમારે ચિંતવ્યું કે, આવા પ્રકારના આ પાપી કષાયો ભવરૂપ વૃક્ષના મૂળને સિંચનારા મેઘ સરખા છે; એથી મોક્ષ માટે પ્રયત્ન કરનારાઓએ સમજણપૂર્વક તેનો ત્યાગ કરવો જોઇએ. એ કષાયો કરવાથી કર્મની વૃદ્ધિ, તેનાથી ભવવૃદ્ધિ, તેથી વળી દુઃખ-સમુદાય અનુભવવો પડે છે, તો ભવ પ્રત્યે ઉદ્વેગવાળા બની મહાપાપરૂપ એ કષાયોનો ત્યાગ કરવો જોઇએ. કહ્યું છે કે:— જે રાગ-દ્વેષ-રહિત હોય, તેને કડવાં ફળ ભોગવવાનાં હોતાં નથી, તેમાં શું આશ્ચર્ય છે ? પરંતુ કષાયો હોવા છતાં જે તેને આધીન થતો નથી અને વશ કરે છે, તે પણ તેના જેવો સમજવો."

તે કષાયના ઉદયથી જાલિની પતિ બ્રહ્મદત્ત ઉપર કોપાયમાન બની. કરવા યોગ્ય સર્વ કાર્યોનો ત્યાગ કર્યો અને બ્રહ્મદત્તને કહી દીધું કે કાં' તો એને પ્રિય કરો, કાં' તો મને. જ્યાં સુધી એનો ત્યાગ નહીં કરો, ત્યાં સુધી હું પ્રાણ ટકાવનાર જળપાન પણ નહીં કરીશ. આ હકીક્ત શિખિકુમારના સાંભળવામાં આવી, એથી તે અતિ ઉદ્વેગ પામી ઘરમાંથી નીકળી ગયો. તેણે વિચાર્યું કે, મારી પાપ-પરિણતિ તો જુઓ કે, મારી માતા પણ મારી સાથે આમ વર્તે છે! આ કારણે પિતાજી પણ દુઃખી થાય છે, હવે મારે અહીં રહેવું યોગ્ય નથી. એમ વિચારી તે પિતાને પણ પૂછ્યા વગર નગરમાંથી નીકળી ગયો.

## વિજયસિંહ આચાર્યનો સમાગમ

ત્યાર પછી અશોક નામના વન ઉદ્યાનમાં ગયો, ત્યાં અશોક વૃક્ષ નીચે પોતાના શિષ્યપરિવારથી પરિવરેલા, એક પ્રકારના સંયમમાં રક્ત, બે પ્રકારના અશુભ ધ્યાનથી રહિત, ત્રણ દંડથી મુક્ત, ચાર કષાયોને મથન કરનાર, પાંચ ઇન્દ્રિયોને દમન કરનાર, છ કાયના જીવો પ્રત્યે વત્સલ, સાત ભયથી વિમુક્ત, આઠ મદસ્થાનથી રહિત, બ્રહ્મચર્યની નવ ગુપ્તિના ધારક, દશવિધ યતિ-ધર્મમાં સુસ્થિત મનવાળા, અગિયાર અંગના જ્ઞાનવાળા, બાર પ્રકારના તપ કરવામાં તલ્લીન એવા વિજયસિંહ નામના આચાર્યને તેણે દેખ્યા. તેમને દેખી તેમના પ્રત્યે પ્રીતિ ઉત્પન્ન થઈ. કુમારે વિચાર્યું કે, ખરેખર આ પુરુષ ધન્ય છે કે ચંચળ સ્નેહવાળા સંસારમાં પણ આ રીતે ધર્મરક્ત છે. તો હવે તેને પૂછું કે, એને વૈરાગ્યનું કારણ શું બન્યું? જેથી એ ધર્મમાં એવી રીતે રક્ત બન્યા. તેમની પાસે જઈ વિનયપૂર્વક પ્રણામ કર્યા, એટલે ગુરુએ ધર્મલાભ આપ્યો. ગુરુના ચરણકમળ પાસે બેઠો અને તેમને વૈરાગ્યનું કારણ પૂછ્યું કે, આપ આવા સર્વાંગ-સુંદર છો, તે અનુસારે આપ વૈભવવાળા પણ જણાવ છો, વૈભવવાળા હોવાથી આપને સ્વજન-વર્ગ પણ સાનુકૂળ હશે; છતાં સ્વજન-વર્ગથી નિરપેક્ષ થઈ આવા પ્રકારની નિસંગતા કેમ ધારણ કરી? ગુરુએ કહ્યું, સાંભળ-હાડકાં, માંસ અને લોહીવાળા આ શરીરમાં સુંદરપણું શું અને કયું છે? માત્ર ક્લેશ ફળવાળા વૈભવ વિસ્તારમાં મમતા (આસક્તિ) શી કરવી? સ્વપ્નમાં થયેલા સમાગમ સરખા ચંચળ સ્વજનોના સ્નેહમાં આસક્તિ શી કરવી? વળી કહ્યું છે કે :–

"સ્વજનોની વચ્ચે રહેલો, રોગથી ઘેરાયેલો જીવ અહીં એકલો હેરાનગતિ ભોગવે છે, પરંતુ તેનો રોગ સગા-સંબંધીઓ વહેંચી લેતા નથી કે મટાડતા નથી. કરુણ રુદન કરતા બંધુઓની વચમાં તે એકલો જ મરી જાય છે. બંધુવર્ગ કે દારાઓ કોઇ મરનારને રોકી શકતા નથી. જીવ એકલો જ કર્મ કરે છે અને તેનાં ફળ પણ એકલો જ ભોગવે છે. એકલો જ જન્મે છે, એકલો જ મરે છે, એકલો જ પરલોકમાં જાય છે. જગતમાં દરેક જીવ પોતાનાં કરેલાં કર્મનાં ફળનો અનુભવ કરે છે; ત્યારે કોણ કોનો સ્વજન? અને કોણ કોનો પરજન હોઈ શકે? આ જીવ મરીને વૈરી હોય, તે પણ પિતા થાય છે. પુત્ર હોય તે પણ વૈરી થાય છે. આવા ચંચળ સ્વભાવવાળા પરિવર્તન-સ્વરૂપ સંસારમાં સ્વજન પર આસક્તિ-સ્નેહ રાખવો -તે મોહનું ફળ છે. બીજું મને જે બન્યું છે, તે સાંભળઃ–

## અજિતદેવ તીર્થંકરનાં દર્શન

આ જ વિજયમાં, લક્ષ્મીનિલય નામના નગરમાં સાગરદત્ત નામના સાર્થવાહ હતા, તેને શ્રીમતી નામની ભાર્યા હતી. તેઓનો હું પુત્ર છું. હું કુમારભાવમાં હતો, ત્યારે તે નગરની નજીકમાં રહેલા લક્ષ્મીપર્વત તરફ ગયો હતો. ત્યાં એક પ્રદેશમાં ચમકતા લીલા ઘણા પાંદડાવાળું, પૃથ્વીમાં પેઠેલ, લાંબા પાદક (પાયા) વાળું નાળિયેરીનું વૃક્ષ મેં દેખ્યું. તે દેખી મને કૌતુક થયું અને વિચાર્યું કે, અહો આશ્ચર્ય ! આટલાં બધાં વૃક્ષોમાંથી માત્ર આ જ વૃક્ષથી અને આટલા જ માત્ર વિભાગમાંથી નીચે ઊતરી પાદક (પાયો, મૂળ) પૃથ્વીમાં પેસી ગયો, નક્કી અહીં કોઇ કારણ હોવું જોઇએ.

એ સમયે અણધાર્યો મને હર્ષ થયો. સુગંધી વાયરો વાવા લાગ્યો. પશુ-સમુદાયે સ્વાભાવિક જાતિ-વૈર છોડી દીધું. લક્ષ્મીપર્વત ઉપર ભુવન-શોભા પથરાઇ ગઇ. બગીચાઓમાં સર્વ ઋતુઓનાં પુષ્પો ખીલી નીકળ્યાં. પક્ષીઓનાં ટોળાં પ્રમોદવાળાં બન્યાં. ભમરાઓની શ્રેણી સુંદર રીતે ગુંજારવ કરવા લાગી. તાપ ન લાગે તેવી રીતે વિશુદ્ધ પ્રકાશવાળો સૂર્ય તે સ્થળને પ્રકાશિત કરવા લાગ્યો. ત્યારે મેં વિચાર્યું કે, ભુવનને આશ્ચર્યકારી આ વળી શું હશે ?

આ સમયે તરુણ સૂર્યમંડળ-સરખું અતિ વિશુદ્ધ ઉત્તમ સુવર્ણનું બનાવેલ, અનેક રત્નજડિત, જય જયારવ શબ્દથી આકાશને પૂરતું, જ્યાં દેવો મંગળગીત ગાઇ રહ્યા હતા અને જ્યાં પુષ્પવૃષ્ટિ પડી રહી હતી, ત્યાં અનેક દેવતાના પરિવારવાળું, સંસારચક્રને જિતવામાં સહાય કરનાર, પશ્ચિમ દિશામાંથી નિચે ઊતરતું અજિતદેવ તીર્થંકર ભગવંતનું ધર્મ-ચક્ર મેં દેખ્યું. ત્યાર પછી મહા કીમતી ગુણરત્નોથી શોભતા શ્વેતવસ્ત્ર ધારણ કરનારા અનેક સાધુઓ, તેમની પછી દેવતાએ ધરેલ મોગરાના પુષ્પ-સરખું ઉજ્જવલ છત્ર તથા દુન્દુભિના શબ્દથી આકાશ વ્યાપ્ત થયું હતું. શોભાયમાન દિવ્ય ભામંડળથી યુક્ત, જેમને ઇન્દ્રો સુંદર ચામરો ઢાળી રહેલા હતા; સુરો, અસુરો અને મનુષ્યોના સમુદાયથી જે સ્તુતિ કરતા હતા, કાલાગરુ અને પ્રવર તુરુક્કના ધૂપની ગંધ જ્યાં ફેલાઈ રહી હતી, અત્યંત સૌમ્ય, સુવર્ણમય, દિવ્ય કમળોની શ્રેણી ઉપર ચાલતા, જેઓ ભવ-સમુદ્ર તરી ગયા છે-એવા ભગવાન ત્રિલોકનાથ અજિતદેવ તીર્થંકરનાં મને દર્શન થયાં. તેમના દર્શનથી મને હર્ષ ઉત્પન્ન થયો. મિથ્યાત્વ અંધકાર પલાયન થયો, ધર્મ-વ્યવસાય વધવા લાગ્યો. મેં વિચાર્યું કે, 'ખરેખર હું ધન્ય છું', કે જેને ત્રિલોકમાં ચિન્તામણિ-સમાન ભગવંતના દર્શનની પ્રાપ્તિ થઇ.

## જોએલ કૌતુક સંબંધી પ્રશ્નોત્તરો

આ સમયે દેવતાઓએ ભગવંતનું મણિ, સુવર્ણ અને રજતમય ત્રણ ગઢવાળું, સુંદર દિવ્ય તોરણવાળું, રત્નમય વિચિત્ર કાંગરાવાળું, ઊંચી કરેલી લહેરાતી અનેક ધ્વજાઓથી યુક્ત, ગુંજારવ કરતાં ભ્રમરોથી અને સુગંધથી મહેકી રહેલું, ઊંચા શ્વેત છત્રથી મનોહર, વૈડૂર્ય

તે કષાયના ઉદયથી જાલિની પતિ બ્રહ્મદત્ત ઉપર કોપાયમાન બની. કરવા યોગ્ય સર્વ કાર્યોનો ત્યાગ કર્યો અને બ્રહ્મદત્તને કહી દીધું કે કાં' તો એને પ્રિય કરો, કાં' તો મને. જ્યાં સુધી એનો ત્યાગ નહીં કરો, ત્યાં સુધી હું પ્રાણુ ટકાવનાર જળપાન પણુ નહીં કરીશ. આ હકીકત શિખિકુમારના સાંભળવામાં આવી, એથી તે અતિ ઉદ્વેગ પામી ઘરમાંથી નીકળી ગયો. તેણે વિચાર્યું કે, મારી પાપ-પરિણુતિ તો જુઓ કે, મારી માતા પણ મારી સાથે આમ વર્તે છે! આ કારણે પિતાજી પણ દુઃખી થાય છે, હવે મારે અહીં રહેવું યોગ્ય નથી. એમ વિચારી તે પિતાને પણ પૂછયા વગર નગરમાંથી નીકળી ગયો.

## વિજયસિંહ આચાર્યનો સમાગમ

ત્યાર પછી અશોક નામના વન ઉદ્યાનમાં ગયો, ત્યાં અશોક વૃક્ષ નીચે પોતાના શિષ્યપરિવારથી પરિવરેલા, એક પ્રકારના સંયમમાં રક્ત, બે પ્રકારના અશુભ ધ્યાનથી રહિત, ત્રણુ દંડથી મુક્ત, ચાર કષાયોને મથન કરનાર, પાંચ ઇન્દ્રિયોને દમન કરનાર, છ કાયના જીવો પ્રત્યે વત્સલ, સાત ભયથી વિમુક્ત, આઠ મદસ્થાનથી રહિત, બ્રહ્મચર્યની નવ ગુપ્તિના ધારક, દશવિધ યતિ-ધર્મમાં સુસ્થિત મનવાળા, અગિયાર અંગના જ્ઞાનવાળા, બાર પ્રકારના તપ કરવામાં તલ્લીન એવા વિજયસિંહ નામના આચાર્યને તેણે દેખ્યા. તેમને દેખી તેમના પ્રત્યે પ્રીતિ ઉત્પન્ન થઈ. કુમારે વિચાર્યું કે, ખરેખર આ પુરુષ ધન્ય છે કે ચંચળ સ્નેહવાળા સંસારમાં પણુ આ રીતે ધર્મરક્ત છે. તો હવે તેને પૂછું કે, એને વૈરાગ્યનું કારણુ શું બન્યું? જેથી એ ધર્મમાં એવી રીતે રક્ત બન્યા. તેમની પાસે જઈ વિનયપૂર્વક પ્રણામ કર્યા, એટલે ગુરુએ ધર્મલાભ આપ્યો. ગુરુના ચરણુકમળ પાસે બેઠો અને તેમને વૈરાગ્યનું કારણુ પૂછયું કે, આપ આવા સર્વાંગ-સુંદર છો, તે અનુસારે આપ વૈભવવાળા પણુ જણાવ છો, વૈભવવાળા હોવાથી આપને સ્વજન-વર્ગ પણુ સાનુકૂળ હશે; છતાં સ્વજન-વર્ગથી નિરપેક્ષ થઈ આવા પ્રકારની નિસંગતા કેમ ધારણુ કરી? ગુરુએ કહ્યું, સાંભળ-હાડકાં, માંસ અને લોહીવાળા આ શરીરમાં સુંદરપણું શું અને કયું છે? માત્ર કલેશ ફળવાળા વૈભવ વિસ્તારમાં મમતા (આસક્તિ) શી કરવી? સ્વપ્નમાં થયેલા સમાગમ સરખા ચંચળ સ્વજનોના સ્નેહમાં આસક્તિ શી કરવી? વળી કહ્યું છે કે:-

"સ્વજનોની વચ્ચે રહેલો, રોગથી ઘેરાયેલો જીવ અહીં એકલો હેરાનગતિ ભોગવે છે, પરંતુ તેનો રોગ સગા-સંબંધીઓ વહેંચી લેતા નથી કે મટાડતા નથી. કરુણુ રુદન કરતા બંધુઓની વચમાં તે એકલો જ મરી જાય છે. બંધુવર્ગ કે દારાઓ કોઇ મરનારને રોકી શકતા નથી. જીવ એકલો જ કર્મ કરે છે અને તેનાં ફળ પણુ એકલો જ ભોગવે છે. એકલો જ જન્મે છે, એકલો જ મરે છે, એકલો જ પરલોકમાં જાય છે. જગતમાં દરેક જીવ પોતાનાં કરેલાં કર્મનાં ફળનો અનુભવ કરે છે; ત્યારે કોણુ કોનો સ્વજન? અને કોણુ કોનો પરજન હોઈ શકે? આ જીવ મરીને વૈરી હોય, તે પણુ પિતા થાય છે. પુત્ર હોય તે પણુ વૈરી થાય છે. આવા ચંચળ સ્વભાવવાળા પરિવર્તન-સ્વરૂપ સંસારમાં સ્વજન પર આસક્તિ-સ્નેહ રાખવો -તે મોહનું ફળ છે. બીજું મને જે બન્યું છે, તે સાંભળઃ-

## અજિતદેવ તીર્થંકરનાં દર્શન

આ જ વિજયમાં, લક્ષ્મીનિલય નામના નગરમાં સાગરદત્ત નામના સાર્થવાહ હતા, તેને શ્રીમતી નામની ભાર્યા હતી. તેઓનો હું પુત્ર છું. હું કુમારભાવમાં હતો, ત્યારે તે નગરની નજીકમાં રહેલા લક્ષ્મીપર્વત તરફ ગયો હતો. ત્યાં એક પ્રદેશમાં ચમકતા લીલા ઘણા પાંદડાવાળું, પૃથ્વીમાં પેઠેલ, લાંબા પાદક (પાયા) વાળું નાળિયેરીનું વૃક્ષ મેં દેખ્યું. તે દેખી મને કૌતુક થયું અને વિચાર્યું કે, અહો આશ્ચર્ય ! આટલાં બધાં વૃક્ષોમાંથી માત્ર આ જ વૃક્ષથી અને આટલા જ માત્ર વિભાગમાંથી નીચે ઉતરી પાદક (પાયો, મૂળ) પૃથ્વીમાં પેસી ગયો, નક્કી અહીં કોઇ કારણ હોવું જોઇએ.

એ સમયે અણધાર્યો મને હર્ષ થયો. સુગંધી વાયરો વાવા લાગ્યો. પશુ-સમુદાયે સ્વાભાવિક જાતિ-વૈર છોડી દીધું. લક્ષ્મીપર્વત ઉપર ભુવન-શોભા પથરાઇ ગઇ. બગીચાઓમાં સર્વ ઋતુઓનાં પુષ્પો ખીલી નીકળ્યાં. પક્ષીઓનાં ટોળાં પ્રમોદવાળાં બન્યાં. ભમરાઓની શ્રેણી સુંદર રીતે ગુંજારવ કરવા લાગી. તાપ ન લાગે તેવી રીતે વિશુદ્ધ પ્રકાશવાળો સૂર્ય તે સ્થળને પ્રકાશિત કરવા લાગ્યો. ત્યારે મેં વિચાર્યું કે, ભુવનને આશ્ચર્યકારી આ વળી શું હશે ?

આ સમયે તરુણ સૂર્યમંડળ-સરખું અતિ વિશુદ્ધ ઉત્તમ સુવર્ણનું બનાવેલ, અનેક રત્નજડિત, જય જયારવ શબ્દથી આકાશને પૂરતું, જ્યાં દેવો મંગળગીત ગાઇ રહ્યા હતા અને જ્યાં પુષ્પવૃષ્ટિ પડી રહી હતી, ત્યાં અનેક દેવતાના પરિવારવાળું, સંસારચક્રને જિતવામાં સહાય કરનાર, પશ્ચિમ દિશામાંથી નિચે ઉતરતું અજિતદેવ તીર્થંકર ભગવંતનું ધર્મ-ચક્ર મેં દેખ્યું. ત્યાર પછી મહા કીમતી ગુણરત્નોથી શોભતા શ્વેતવસ્ત્ર ધારણ કરનારા અનેક સાધુઓ, તેમની પછી દેવતાએ ધરેલ મોગરાના પુષ્પ-સરખું ઉજ્જવલ છત્ર તથા દુન્દુભિના શબ્દથી આકાશ વ્યાપ્ત થયું હતું. શોભાયમાન દિવ્ય ભામંડળથી યુક્ત, જેમને ઇન્દ્રો સુંદર ચામરો ઢાળી રહેલા હતા; સુરો, અસુરો અને મનુષ્યોના સમુદાયથી જે સ્તુતિ કરતા હતા, કાલાગરુ અને પ્રવર તુરુક્કના ધૂપની ગંધ જ્યાં ફેલાઈ રહી હતી, અત્યંત સૌમ્ય, સુવર્ણમય, દિવ્ય કમળોની શ્રેણી ઉપર ચાલતા, જેઓ ભવ-સમુદ્ર તરી ગયા છે-એવા ભગવાન ત્રિલોકનાથ અજિતદેવ તીર્થંકરનાં મને દર્શન થયાં. તેમના દર્શનથી મને હર્ષ ઉત્પન્ન થયો. મિથ્યાત્વ અંધકાર પલાયન થયો, ધર્મ-વ્યવસાય વધવા લાગ્યો. મેં વિચાર્યું કે, 'ખરેખર હું ધન્ય છું', કે જેને ત્રિલોકમાં ચિન્તામણિ-સમાન ભગવંતના દર્શનની પ્રાપ્તિ થઇ.

## જોએલ કૌતુક સંબંધી પ્રશ્નોત્તરો

આ સમયે દેવતાઓએ ભગવંતનું મણિ, સુવર્ણ અને રજતમય ત્રણ ગઢવાળું, સુંદર દિવ્ય તોરણવાળું, રત્નમય વિચિત્ર કાંગરાવાળું, ઊંચી કરેલી લહેરાતી અનેક ધ્વજાઓથી યુક્ત, ગુંજારવ કરતાં ભ્રમરોથી અને સુગંધથી મહેકી રહેલું, ઊંચા શ્વેત છત્રથી મનોહર, વૈડૂર્ય

રત્નથી બનાવેલ દિવ્ય સિંહાસનથી યુક્ત, મહાસિંહના ચિત્રામણ યુક્ત, ધ્વજ-ચક્રથી સુશોભિત સમવસરણ બનાવ્યું હતું. તે સમવસરણમાં બેસી ભગવંતે ધર્મ-કથા શરૂ કરી-'આ જીવલોક અશાશ્વતો છે'-એ વાત અમે જાણી. પહેલાં જોયેલું કૌતુક યાદ આવ્યું અને મેં ત્રિલોકનાથ ભગવંતને પૂછ્યું કે, "હે ભગવંત ! તે નાળિયેરીના વૃક્ષનો પાદક (પાયો મૂળ) જમીનમાં કેમ ઊતરી ગયો ? શું ત્યાં કંઈ દ્રવ્યનો નિધિ હશે ? હોય તો તેનું પ્રમાણ કેટલું ? કોણે ત્યાં સ્થાપન કર્યું હશે ? તે દ્રવ્યોનો વિપાક (પરિણામ) કેવા પ્રકારનો થશે ?" ભગવંતે કહ્યું, "તું સાંભળ કે લોભ-દોષથી પાદક જ્યાં ઊતરી ગયો છે, ત્યાં દ્રવ્ય-નિધિ છે, સાત લાખ સોનૈયા છે. તે અને નાળિયેરીના જીવે ત્યાં સ્થાપન કરેલ છે. એનો ઉપયોગ ધર્મ-કાર્યમાં થવાનો છે." મેં પૂછ્યું, હે ભગવંત ! મેં અને એણે કેવી રીતે ત્યાં સ્થાપન કર્યું ? અને મને આવા પ્રકારનું ફળ અને એને એકેન્દ્રિયમાં ઉપજવાનું ફળ કેમ મળ્યું ?" ભગવંતે કહ્યું સાંભળ :—

આ જ વિજયમાં અમરપુર નામનું નગર છે, ત્યાં અમરદેવ નામનો ગૃહસ્થ રહેતો હતો. તેને સુંદરી નામની ભાર્યા હતી. તમે બંને ઉપરા-ઉપરી તેમના પુત્રો થયા હતા. એકનું નામ ગુણચંદ્ર બીજાનું નામ બાલચંદ્ર હતું. યૌવન પામ્યા એટલે વસ્ત્રો, તેમજ કરિયાણા આદિ ભરેલું મોટું વહાણ લઇ તમે વેપાર કરવા આ દેશમાં આવ્યા. માલ વેચી નાખ્યો અને ધાર્યો લાભ મેળવ્યો.

## નિધાન-મમત્વના વિપાકો

એ વખતે વિજયવર્મ રાજાએ લક્ષ્મીનિલયના સ્વામી સૂરતેજ રાજા ઉપર આક્રમણ કર્યું હતું. એથી નગર-લોકો અસાર વસ્તુનો ત્યાગ કરી સારભૂત કીંમતી વસ્તુઓ લઇને આ પર્વત પર ચડી ગયા. શત્રુ-સૈન્યના ભયથી તે રાજા સાથે તમે પણ સર્વ દ્રવ્ય લઇને લક્ષ્મીપર્વત પર ચડી ગયા અને બંનેએ મળી નક્કી કરી એ દ્રવ્ય આ પ્રદેશમાં દાટ્યું. કેટલોક સમય વીતી ગયો એટલે લોભ-દોષથી 'આ ભાગીદાર થશે' એમ ધારી ગુણચંદ્રે ઝેરના પ્રયોગથી તને મારી નાખ્યો. તું શુદ્ધ સ્વભાવવાળો હોવાથી વ્યંતરદેવમાં ઉત્પન્ન થયો.

ગુણચંદ્ર પણ તે દ્રવ્યનો ભોગવટો કર્યા વગર તે જ પર્વત ઉપર મહાસર્પે ડંખ દીધો હોવાથી મરીને રત્નપ્રભા નરક-પૃથ્વીમાં ઉત્પન્ન થયો. ત્યાર પછી તું કંઇક ન્યૂન પલ્યોપમનું આયુષ્ય પૂર્ણ કરી, ત્યાંથી ચ્યવી, આ જ વિજયમાં, ટંકણપુર નગરમાં હરિનંદી સાર્થવાહની વસુમતી ભાર્યાની કુક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થયો. જન્મ્યા પછી તારું દેવદત્ત નામ પાડ્યું અને કુમારભાવ પામ્યો. તે વખતે ગુણચંદ્ર પણ નરકમાંથી નીકળી લોભ-દોષથી આ જ પર્વત ઉપરના નિધાન(દાટેલા ભંડાર)-પ્રદેશ નજીક સર્પપણે ઉત્પન્ન થયો. સર્પે તે દ્રવ્યને મમતાથી રક્ષેલું છે. આ સમયે લક્ષ્મી-નિવાસિની દેવતાના મહોત્સવમાં તું આ પર્વત ઉપર આવ્યો. દેવતાની પૂજા કરી દીન-અનાથોને ધનનું દાન

આપ્યું. ભોજન-કાર્ય પતાવ્યું. ત્યાર પછી પૂર્વભવના સ્નેહથી પર્વતની રમણીયતાને લીધે ફરતો ફરતો તું નિધાન-પ્રદેશ નજીક આવ્યો. મમતાવાળા સર્પે તને દેખ્યો અને લોભ-દોષથી 'આ દ્રવ્ય લઈ જશે' એમ ધારી પગમાં ડંખ દીધો સર્પનું ઝેર ઉગ્ર હોવાથી તરત જ ભૂમિ ઉપર ઢળી પડયો. નજીક રહેલા સંબંધીઓએ સર્પને મારી નાખ્યો. સર્પ મરીને આ જ પર્વત ઉપર સિંહપણે ઉત્પન્ન થયો. તું મરીને આ જ વિજયમાં કૃતંગલા નગરીમાં શિવદેવ કુલપુત્રકની યશોધરા ભાર્યાની કુક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થયો. કાલક્રમે જન્મ્યા પછી તારું નામ ઇન્દ્રદેવ પાડયું અને યૌવન પામ્યો. આ બાજુ સિંહના જીવે પૂર્વભવના અભ્યાસવાળી ભાવનાથી અને ઓઘ(અવ્યક્ત) સંજ્ઞાથી તે નિધાન-દ્રવ્ય ગ્રહણ કર્યું -એમ કેટલોક કાળ ગયો.

કોઇક સમયે તારા સ્વામી વીરદેવ રાજાએ તને લક્ષ્મીનિલયના સ્વામી માનભંગ રાજા પાસે મોકલ્યો. માર્ગમાં આવતાં કેટલાક પુરૂષોના પરિવાર સાથે કાલક્રમે તું આ પ્રદેશમાં આવી પહોંચ્યો, લિંબડાના ઝાડ નીચે બેઠો. આ વખતે પર્વતની ગુફામાં બેઠેલા સિંહે તને દેખ્યો. એટલે લોભ-સંજ્ઞાથી વિપર્યાસ ચિત્તવાળા સિંહે તને માર્યો અને તેં સિંહને માર્યો. તમે બંને આ જ વિજયમાં શ્રીસ્થળ પાટણમાં યક્ષદાસ નામના ચંડાલની માતૃયક્ષા નામની ભાર્યાની કુક્ષિમાં જોડિયા ભાઇ તરીકે ઉત્પન્ન થયા. કાલક્રમે જન્મ થયા પછી તારું નામ કાલસેન અને બીજાનું ચંડસેન નામ પાડયું. યૌવનવય પામ્યા પછી તમે શિકાર કરવા માટે લક્ષ્મીપર્વત પર ગયા. ત્યાં એક ડુક્કર મારી નાખ્યો. નિધાન-પ્રદેશમાં જ પ્રાણ છોડયા એટલે ત્યાં અગ્નિ સળગાવી, તેમાં તેને પકાવી તેનું માંસ ખાવા લાગ્યા. આ વખતે કટારી ઘસીને કોઈ પ્રકારે વગર કારણે અમસ્તાં પૃથ્વી ખોદતાં ચંડસેને નિધાન-કળશનો કાંઠો જોયો, તે તેને છૂપાવવા લાગ્યો. ઉપર પાછી માટી ઢાંકી દીધી, પણ તને ખબર પડી ગઈ. ત્યાર પછી દ્રવ્યલોભથી તેણે વિશ્વાસુ એવા તને મારી નાખ્યો. મરીને તું વાલુકાપ્રભા નરક-પૃથ્વીમાં પાંચ સાગરોપમના આયુષ્યવાળો નારકી થયો. તે દ્રવ્યના લોભથી તે પ્રદેશ નહીં છોડતા ચંડસેનને પણ કેટલાક દિવસો ગયા બાદ તેનો ભોગવટો કર્યા વગર જ અન્ય વૈરી ચંડાલે મારી નાખ્યો. એટલે તમા નામની નરક-પૃથ્વીમાં અઢાર સાગરોપમની સ્થિતિવાળો નારકી થયો. નારકીનું આયુષ્ય પૂર્ણ કરીને તે ત્યાંથી નીકળી આ જ વિજયમાં શ્રીમતી નામના ગામડામાં શાલિભદ્ર નામના ગૃહસ્થની નંદિની ભાર્યાની કુક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થયો. જન્મ્યા પછી બાલસુંદર એવું તારું નામ પાડયું. અનુક્રમે યૌવન વય પામ્યો ત્યારે શીલદેવ નામના અનગાર પાસે જિનપ્રણીત ધર્મ જે આગળ તું કોઈ વખત પામ્યો ન હતો, તે પ્રથમ વખત પામ્યો. શ્રાવકપણું સારી રીતે પાલન કરી યથાવિધિ સમાધિપૂર્વક દેહનો ત્યાગ કરી લાન્તક નામના દેવલોકમાં કંઇક ન્યૂન તેર સાગરોપમની સ્થિતિવાળો દેવ થયો. ત્યાં દિવ્યભોગો ભોગવીને આયુષ્ય પૂર્ણ કરી ચ્યવીને આ જ વિજયમાં હસ્તિનાપુર નગરમાં સુહસ્તી નામના નગરશેઠની કાન્તિમતી ભાર્યાની કુક્ષિમાં પુત્રપણે તું ઉત્પન્ન થયો. બીજો પણ તે નરકમાંથી નીકળી તે જ નગરમાં તારા પિતાની સોમિલા નામની ઘરદાસીની કુક્ષિમાં પુત્રપણે જન્મ્યો. જન્મ્યા પછી તારું સમુદ્રદત્ત અને બીજાનું મંગલક એવાં નામ

પાડયાં. અનુક્રમે તમે બંને યૌવન પામ્યા. તે સમયે તેં અનંગદેવ આચાર્ય પાસે જિન-કથિત ધર્મ અને શ્રાવકપણાનાં વ્રતો અંગીકાર કર્યાં. લક્ષ્મીનિલયવાસી અચલ સાર્થવાહ શ્રાવકની પુત્રી સાથે તારાં લગ્ન થયાં.

### વિશ્વાસઘાતી મંગલક

કોઈ વખત જિનમતીને તેડવા માટે લક્ષ્મીનિલય નગર તરફ તું જઈ રહ્યો હતો. મુસાફરી કરતાં કરતાં કેટલાંક દિવસે તમે ત્યાં આવ્યા, જ્યાં પેલું નિધાન હતું. ગીચ-લીલી અને ઘણા પત્રવાળી ઝાડીયુક્ત પ્રદેશ દેખવાથી થોડા સમય વિસામો લેવા બેઠા. એ પ્રદેશમાં ચકવડ-પોમાડ વૃક્ષનું પાદક (મૂળીયું) બહાર નીકળતું તેં દેખ્યું. કૌતુકથી તે મંગળકને કહ્યું, અરે ! આ પ્રદેશમાં કંઈક દ્રવ્ય-નિધાન હશે. તેણે કહ્યું કે તો તપાસ કરીએ. તેં કહ્યું, એનાથી સર્યું, કૌતુક (ગમ્મત) ખાતર હું બોલ્યો, પરંતુ દ્રવ્યનો લોભ નથી. મને વધારે કૌતુક થાય છે, માટે જોઈએ કે ખરી વસ્તુ શી છે ? તને ન ગમતું હોવા છતાં પણ તેવા પ્રકારના અણીયાળા કાષ્ઠથી જમીન ખોદવા લાગ્યો. થોડું ખોદ્યું એટલે કળશ-કાંઠો દેખાયો. ત્યારે પૂર્વ કર્મના લોભ-દોષથી મંગળકે વિચાર્યું, અરે ! આ મહાનિધાન છે, તો શેઠ-પુત્રને છેતરીને જ ગ્રહણ કરી શકાશે. તે વખતે તેં પણ નિધાન-કલશનો કાંઠો દેખ્યો. તેં મંગલકને કહ્યું, હે ભાગ્યશાળી ! અધિકરણભૂત આ હકીકત તારે કોઈને ન કહેવી. તેણે કહ્યું કે, નહીં કહીશ. મંગલકે વિચાર્યું કે મને મૂકીને આ એકલો લઈ લેવા ઇચ્છે છે, માટે જ આ તેનો પ્રયાસ છે. પણ હું એમ ઠગાઉં તેવો નથી. તો જ્યાં સુધીમાં એ ગ્રહણ કરે નહીં, તે પહેલાં કોઈ પણ ઉપાયથી તેને મારી નાખું. પછી નગરમાં પહોંચ્યો. બગીચામાં મુકામ કરી તેં મંગળકને કહ્યું કે, ભાઈ મંગલક ! તું ગામમાં જઈ સાસરાના ઘરના સમાચાર લાવ, જેથી આપણે ગામમાં પ્રવેશ કરીએ. મંગળ ત્યાં જવા નીકળ્યો અને વિચાર્યું કે જો તે નગરમાં પ્રવેશ કરશે, તો નક્કી નિધાન કાઢી લેશે. તો તેવું કંઈક કરું, જેથી એ અહીં નગરમાં પ્રવેશ કરી શકે નહીં. અહીંથી આગળ વધીશું, એટલે માર્ગમાં સુખેથી મારી શકાશે. માટે તેને આમ જણાવું, કે તે સ્ત્રીએ સ્ત્રી સ્વભાવથી કુલ-વિરુદ્ધ આચરણ કરી બીજાનું ઘર માંડયું. તે કારણે તારા સસરાનું આખું ઘર અત્યંત ઉદ્વેગવાળું બની ગયું છે. તેઓએ જાણ્યું છે અને સાંભળ્યું છે કે તમે આવનાર છો, તેથી તેઓ વધારે શરમિંદા થઈ ગયા છે, માટે નગરમાં પ્રવેશ કરવો યોગ્ય નથી. એમ કહેવાનું નક્કી કરી નગરમાં જઈ થોડા સમય કાલક્ષેપ કરી માયાનું નાટક કરતો, કૃત્રિમ ઉદાસીન મુખ કરી, તે તારી સમીપે આવ્યો. જે પ્રમાણે ચિંતવ્યું હતું. તે પ્રમાણે સર્વ કહ્યું, એટલે તું ઉદાસીન બન્યો. તેં પણ વિચાર્યું કે સ્ત્રી-સ્વભાવને ધિક્કાર હો ! કે આવા નિર્મલ શ્રાવક-કુળમાં જન્મ પામવા છતાં, વળી જિન-વચનનો સાર સમજેલી હોવા છતાં, આ લોક અને પરલોક-વિરુદ્ધ આચર્યું અથવા તો મોહાધીન આત્માને કાંઈ પણ દુષ્કર નથી, હવે મને ગૃહવાસથી પણ સર્યું.

તીર્થંકરે ઉપદેશેલા સાધુ-ધર્મને હું અંગીકાર કરું. સ્નેહ-બંધન આવા છેડાવાળાં હોય છે. હવે મારે પોતાના ઘરે પણ જવું નથી, અહીંથી જ જ્યાં ભગવંત અનંગદેવ

ગુરુ કરો, ત્યાં જઈશ. વળી આ મંગળક અહીંથી જ પાછો ઘરે જાય, મારી સાથે રખડીને શા માટે બિચારો ક્લેશ અનુભવે ? એમ વિચારી મંગલકને જે ચિંતવ્યું હતું, તે કહી દીધું. મંગલક મનમાં વિચારવા લાગ્યો કે આ કપટી મને ઠગવા માંગે છે, તો હું શું તેનાથી છેતરાઉં ખરો ? તો હવે તેને કહું કે ઇષ્ટસ્થાને તું ન પહોંચે, ત્યાં સુધી તેને હું કેવી રીતે છોડી શકું ? આમ કેટલાક દિવસો સુધી સાથે ચાલીને તેને મારી નાખીશ–એમ વિચારી તેણે તને કહ્યું. તેં તેને પ્રત્યુત્તર કહ્યો કે જો તારો સાથે આવવાનો આગ્રહ હોય, તો ભલે એમ થાવ. ત્યાર પછી કોઈ સાધુને પૂછીશું કે અનંગદેવ ભગવંત કયાં વિચરે છે ?" એમ મંત્રણા કરી તમે બંને આગળ ચાલ્યા. એમ કેટલાક દિવસ સુધી મુસાફરી કરી. કોઈક દિવસે અતિવિષમ અરણ્યના મધ્યભાગમાં 'આ મહાસાહસ' થાય છે–એમ ધારી સૂર્ય આકાશરૂપ સરોવરની અંદર ડૂબી ગયો અને અત્યન્ત ક્ષુદ્ર ચિત્તવાળા લોભ–દોષથી પાછા નહીં ફરતાં મંગળકે અત્યન્ત વિશ્વાસુ હૃદયવાળા તને પીઠ ભાગમાં છુરીનો ઘા માર્યો

તે જ વખતે અને તે જ માર્ગે અનેક સાધુપરિવારવાળા અણધાર્યા ભગવંત અનંગદેવ પધારી રહેલા હતા. આગળ આવનાર સાધુઓએ તને દેખ્યો. તે વખતે ગભરાતો મંગળક છરી ફેંકી નાઠો. તેં વિચાર્યું, "આ શું થયું ? ચોરો આવ્યા છે કે બીજું કોઈ છે ?" પાછળ જોયું એટલે ગભરાતો દોડતો મંગળક દેખાયો. તેં વિચાર્યું કે અહીં ચોરો દેખાતા નથી. આ નાસી જાય છે, તો છે શું ? એટલામાં વળી લોહીથી ખરડાએલી છૂરિકા જોઈ, હાથમાં લીધી અને ઓળખી એટલે મનમાં સંશય થયો કે શું આ મંગળકે કર્યું હશે ? પરંતુ આમ કરવાનું કોઇ કારણ મને જણાતું નથી, તો હજુ બૂમ પાડી તેને બોલાવું, એ જ ખરી હકીકત કહેશે. મંગળકને બૂમ પાડી બોલાવે છે, તેમ એ વધારે ઝડપથી દોડે છે. ત્યારે તને નિશ્ચય થયો કે નક્કી આ કાર્ય મંગળકે જ કર્યું છે. તો એને આ કાર્ય કરવાનું શું કારણ ? એટલે નિધાન–વૃત્તાન્ત સાંભર્યો. તેં વિચાર્યું કે લોભ–વશ બનેલાઓને કંઈ પણ અકાર્ય નથી. આ જ કારણથી જિનમતીની હકીકત એણે બનાવટી કહી હશે. નહીંતર તેવા મહાકુળમાં જન્મેલી, જિનવચનનો સાર પામેલી તે તેવા પ્રકારનું ઉભયલોક–વિરૂદ્ધ શા માટે આચરે ? એટલામાં તે સાધુઓ તે સ્થાન પાસે આવી પહોંચ્યાં અને તેઓએ તને ઓળખ્યો. તેં તેમને વંદના કરી, સાધુઓએ ધર્મલાભ આપ્યો. સાધુઓએ પૂછ્યું કે, હે શ્રાવક ? આ શું થયું ! તેં પણ સાધુઓને બનેલો વૃત્તાન્ત જણાવ્યો. સાધુઓએ તને આશ્વાસન આપ્યું. એટલામાં અનંગદેવે તને દેખ્યો. તેં તેમને વંદના કરી. તેમણે પણ તને ધર્મલાભથી અભિનંદન આપ્યું. સમાચાર પૂછ્યા, તેં પણ કહ્યા. ગુરુએ પણ આશ્વાસન આપ્યું. તું સાધુ–સમુદાય સાથે નીકળ્યો અને થાણેશ્વર નામના ગામમાં પહોંચ્યો. ત્યાં ગુરુ મહારાજ માસકલ્પ કરવા રોકાયા. તારો ઘા રુઝાઈ ગયો. જિનમતીના પવિત્રપણાના ખરેખરા સમાચાર તેં સાંભળ્યા.

તેં . વિચાર્યું", "અહો ! મંગળકનો ઠગવાનો માર્ગ ! ખરેખર મોહની વિચિત્રતા છે. સંસાર છોડવા યોગ્ય જ છે. હવે જો કે જિનમતી અખંડિત શીલવાળી છે, તો પણ ગૃહસ્થાવાસથી સર્યું. હવે તો બંને લોક સુધારનાર મારા ઈષ્ટ કાર્યની સાધના કરું. તેણીએ તો જિનવચનનો સાર સારી રીતે જાણેલો જ છે. તેણી પણ મારા ચિત્તને અનુસરનારી સરખા વિચારવાળી છે. મારી હકીક્ત સાંભળી તેણી પણ દીક્ષા અંગીકાર કરશે. એમ કરવાથી તે બિચારી તપસ્વિની પણ આ દુઃખ-પૂર્ણ ભવ-સમુદ્રથી પાર પામશે. દીક્ષા લીધા વગર તેને જોવાથી સર્યું. ચારિત્ર-પ્રાપ્તિ ઘણા વિઘ્નવાળી છે, પછી એને સમજાવવી સહેલી છે." એમ વિચાર કરી અનંગદેવ ગુરુ પાસે તેં દીક્ષા લીધી. દીક્ષા લીધાને કેટલોક કાળ થયા પછી એ હકીક્ત કયાંયથી પણ જિનમતીએ સાંભળીને તે વૈરાગી બની, તેણીએ વિચાર્યું, "આર્યપુત્રે સુંદર કાર્ય કર્યું. આ સંસાર અનેક કલેશોની પરંપરાવાળો છે. સંગમો વિયોગના અંતવાળા છે, વિષય-ભોગવટાનાં વિપાકો-ફળો ભયંકરપણે ભોગવવાં પડે છે. મનુષ્યભવમાં જિનમતની પ્રાપ્તિ દુર્લભ છે. આ પ્રભુ-શાસન બંને લોકનું એકાંત સુખ કરનાર છે." આ પ્રમાણે વિચાર કરીને જિનમની માતા-પિતાને સમજાવી, તેમની આજ્ઞા મેળવી તને ખોળતી ખોળતી, જ્યાં તું હતો-ત્યાં આવી પહોંચી. તેણીને તારાં દર્શન થયાં. નિર્વૃતિનગરી તરફ પ્રયાણ કરતાં તને દેખી તેણીએ તને કહ્યું. હે આર્યપુત્ર ! આપે સુંદર કાર્ય કર્યું. મોહવેલડીને છેદી નાખી, સત્પુરુષના ચરિત્રનું અવલંબન કર્યું. આ ભવસમુદ્રથી તમારા આત્માનો અને મારો પણ ઉધ્ધાર કર્યો-એમ અભિનંદન આપીને અનંગદેવ ગુરુ-સમીપે જિનમતિએ દીક્ષા અંગીકાર કરી.

એમ દીક્ષા પાળતાં તને કેટલોક સમય પસાર થયો. નિરતિચાર ચારિત્ર પાલન કરીને કાલક્રમે કાળ કરી તું પચીસ સાગરોપમના આયુષ્યવાળા ગ્રૈવેયક વિમાનમાં ઉત્પન્ન થયો. પેલો મંગળક પેલા નિધાનના ધન પર મમતા કરી મોટી શિલાઓ એકઠી કરી, તે નિધાનને ઢાંકી, ઉપર ઓટલો બનાવી, તેના મમત્વથી ત્યાં જ વાસ કરતો, માંપ્રવૃત્તિથી જીવતો અને અનેક કલેશ સહન કરતો. યથાયુ પાલન કરી મરીને 'તમા' નામની નરક-પૃથ્વીમાં બાવીશ સાગરોપમની સ્થિતિવાળો નારકી થયો. મહાક્લેશ અને મહાદુઃખ સહન કરતો નારકીનું આયુષ્ય પૂર્ણ કરી ત્યાંથી નીકળી આ જ વિજયમાં રાષ્ટ્રવર્ધનક ગામમાં વેલ્લિતક ચંડાળના ઘરે બોકડાપણે ઉત્પન્ન થયો. અનુક્રમે યૌવન પામ્યો. કોઈ વખતે ઘણા બોકડા સાથે તેને તે (ચંડાળ) રાષ્ટ્રવર્ધનથી જયસ્થળ તરફ લઈ જતો હતો, ત્યારે આ નિધાન-પ્રદેશ પાસે તે આવ્યો. તે સ્થળ દેખવાથી પૂર્વભવના અભ્યાસથી તેને જાતિસ્મરણ જ્ઞાન થયું. તેથી લોભ-દોષથી ખેંચાએલો તે પ્રદેશથી બીજે જવાની ઇચ્છા કરતો ન હતો. વારંવાર પ્રેરવા છતાં ફરી ફરી ત્યાં જ પાછો આવતો હતો. તેથી ક્રોધી બનેલા ચંડાળે તેને મારી નાખ્યો. મરીને તે જ નિધાનસ્થળે ઉંદર થયો. ઓઘ (અવ્યક્ત) સંજ્ઞાથી તે દ્રવ્ય પર મમત્વ કર્યું અને મમતામાં કેટલોક સમય પસાર થયો. કોઇ વખતે

સોમચંદ નામનો જુગારી ફરતો ફરતો તે પ્રદેશમાં આવ્યો અને શાલવૃક્ષ પાસે બેઠો. એટલે અજ્ઞાન અને લોભદોષથી જાણે ઇર્ષ્યાથી હોય તેમ તેની ચારે બાજુ પ્રદક્ષિણા દેતો હોય તેમ તે ફરવા લાગ્યો. એટલે જુગારીએ ઉંદરને મારી નાખ્યો. મરીને તે જુગારીની કાન-નાક વગરની દુર્ગિલા નામની ભાર્યાની કુક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થયો.

કાલક્રમે જન્મ થયા પછી તેનું રુદ્રચંદ નામ પાડયું. અનેક લોકોને સંતાપ કરનાર ઝેરીવૃક્ષ સરખું યૌવન પામ્યો. ખરાબ વર્તન વ્યવહાર કરવા લાગ્યો. કોઈ વખતે ખાતર પાડતાં પકડાયો. એટલે તેને સમરભાનુ રાજા પાસે લઈ ગયા. રાજાએ વધની શિક્ષા કરી. રાજઆજ્ઞાધારી માણસોએ શૂળી ઉપર ચડાવી વીંધી નાખ્યો. મરીને તે શર્કરા નામની નરક-પૃથ્વીમાં કંઇક ન્યૂન ત્રણ સાગરોપમની સ્થિતિવાળો નારક થયો. ત્યાંથી આયુ પૂર્ણ કરી નીકળીને, આ જ વિજયમાં, આ જ લક્ષ્મીનિલયમાં અશોકદત્ત શેઠની શુભંકરા નામની ભાર્યાની કુક્ષિમાં સ્ત્રીપણે ઉત્પન્ન થયો. જન્મ થયા પછી 'શ્રીદેવી' નામ પાડયું, યૌવન પામી એટલે સાગરદત્ત સાર્થવાહના પુત્ર સમુદ્રદત્ત સાથે પરણાવી. ત્યાં ભોગ ભોગવતી હતી. એ સમયે તું ગ્રૈવેયકમાંથી ચ્યવીને શ્રીદેવીની કુક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થયો. કાળક્રમે જન્મ થયા પછી તારું સમુદ્રદત્ત નામ પાડયું. યૌવન વય પામ્યો. અને દેવશર્મા નામના આચાર્ય પાસે તું પ્રતિબોધ પામ્યો. ઇશ્વરસ્કંદ શ્રાવકની નન્દિની નામની પુત્રી સાથે તારાં લગ્ન કર્યાં. ભોગસુખ અનુભવતાં કાલક્રમે તને પુત્ર થયો.

**લોભી માતા**

કોઈ સમયે તમે પુત્ર-જન્મના અભ્યુદય માટે ઉજાણી કરવા માટે પરિવારને સાથે લઈ, આ નિધાન-પ્રદેશ પાસે આવ્યા. ત્યાં પુત્ર-ધ્વજ ખોડવા માટે ખાડો ખોદતાં, નિધાન-કળશના કાંઠાનો એક ભાગ તેં જોયો. તે વખતે તે ધ્વજા બીજી જગ્યા પર સ્થાપન કરી, તે પ્રદેશને પાછો ધૂળ ભરી સરખો કર્યો. ભોજન કરી નગરમાં પ્રવેશ કર્યો. તેં વિચાર્યું કે અહીં હવે માતાજીને પૂછી લઉં કે, શું કરવું યોગ્ય છે? એ વૃત્તાન્ત માતાને કહ્યો. અને પૂછયું કે હવે શું કરવું ? તેણીએ કહ્યું કે પહેલાં તો એ સ્થાન મને બતાવ, પછી જે યોગ્ય હશે, તે કહીશ. તે સ્થાન બતાવ્યું. અજ્ઞાન અને લોભદોષથી શ્રીદેવી માતાએ વિચાર્યું કે આ પુત્રને મારીને હું એકલી જ ગ્રહણ કરું. એમ વિચારી તને કહ્યું, હે પુત્ર ! આ દ્રવ્ય ઘણું જ છે, આમ આ ગ્રહણ કરવામાં કદાચ રાજાને ખબર પડી જાય, તો તે આપણી પોતાની મૂડી પણ હરણ કરી જાય, માટે આ વાત જવા દે. કોઈ તેવા સમયે આપણે લઈ આવીશું. તેં કહ્યું, "જેવી તમારી આજ્ઞા." પાછા નગરમાં ગયા.

તારા કેટલાક દિવસો સુખમાં ગયા અને તારી માતા શ્રીદેવીને તો પૂર્વભવના અભ્યાસથી અને લોભ-દોષથી તારા મરણના ઉપાયોની ચિંતામાં આકુળ બનેલી હોવાથી દુઃખમાં દિવસો પસાર થયા. ઉપાય વિચાર્યો કે પોસહ-ઉપવાસ કર્યા પછી પારણાના ભોજનમાં

આને ઝેર આપવું. ઉપવાસથી હલકા શરીરવાળાને ઝેર-પ્રયોગ જલ્દી અસર કરે છે, એમ ચિંતવી ઝેર અર્પ્યું. તને ઝેર વ્યાપી ગયું. એટલામાં તારી ભાર્યા નંદિનીએ તને દેખ્યો અને કોલાહલ કરી મૂક્યો. ત્યારપછી માતા વધારે વધારે રુદન કરવા લાગી. લોકો એકઠા થયા. એક સિદ્ધપુત્રે વિષ હરણ કરનાર મંત્રના સામર્થ્યથી તને સાધર્મિક જાણી જીવાડ્યો. તને ચિંતા થઇ કે આ મનુષ્ય-જીવન આવા અનેક ઉપદ્રવવાળું છે, માટે ગૃહવાસથી સર્યું. રખેને વળી હું પ્રમાદી બની જાઉં અને પ્રાણ હરણ થઈ જાય, માટે દીક્ષા અંગીકાર કરું-એમ વિચારી યથોચિત વિધિથી દેવશર્મા ગુરુ પાસે દીક્ષા અંગીકાર કરી. નિરતિચાર દીક્ષા પાલન કરી, કાળ પામી, ત્રીશ સાગરોપમના આયુષ્યવાળા ગ્રૈવેયકમાં તું દેવ થયો, આ તારી માતા તે દ્રવ્યના લોભથી ત્યાં જ પોતાના હાથે શિલ્પકળાથી મહાપીઠિકા બનાવી, પુત્રવધના પરિણામથી ઉપાર્જન કરેલ નરકાયુવાળી તે દ્રવ્યનો ભોગવટો કર્યા વગર ધૂમપ્રભા નારકીમાં પંદર સાગરોપમની સ્થિતિવાળો નારકી જીવ થયો. ત્યાંથી નીકળીને અનેક તિર્યંચ યોનિમાં રખડીને, પૂર્વભવના અભ્યાસવાળા લોભદોષથી આ જ નાળિયેરીના આડપણે ઉત્પન્ન થયો છે. તું પણ ત્યાંથી ચ્યવી સાગરદત્ત શેઠને ત્યાં શ્રીમતી ભાર્યાની કુક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થયો. તમારા બંનેની અત્યારે આ અવસ્થા છે. આ હકીકત આ વિષયની છે. આ સર્વ હકીકત સાંભળી મને વૈરાગ્ય થયો. ભવરૂપ કેદખાનાથી મારું મન વિરક્ત બન્યું. ભગવંતની સમક્ષ તે રાજા પાસેથી દ્રવ્ય લઇ વ્યવસ્થા કરવાની આજ્ઞા મેળવી તે દ્રવ્ય બહાર કાઢી સમગ્ર દુઃખી જીવોને આપી વિજયધર્મ આચાર્ય પાસે મેં દીક્ષા અંગીકાર કરી.

શિખિકુમારે કહ્યું, હે ભગવંત! આપે યથાર્થ જ કહ્યું, આ સંસાર આવો જ છે. આપ ધન્ય છો કે જેમણે આવી પ્રવ્રજ્યા સ્વીકારી. હવે આપને પૂછું કે ભગવંતે દાનાદિક ભેદવાળો ધર્મ જણાવ્યો છે, તે કેટલા પ્રકારનો છે? ભગવંતે કહ્યું, સાંભળ

### જ્ઞાનદાનની ઉત્તમતા

હે શ્રાવક! દેવતાના સ્વામી ઇન્દ્રો અને નરેન્દ્રોથી નમન કરાએલા જિનેશ્વરોએ દાન, શીલ, તપ અને વિવિધ ભાવનામય ચાર પ્રકારનો ધર્મ કહેલો છે. તેમાં જ્ઞાનદાન, અભયદાન અને ધર્મમાં ઉપકાર કરનાર અને સહાયક પદાર્થનું દાન એમ ત્રણ પ્રકારના દાનધર્મ છે. તેમાં પ્રથમ સંક્ષેપથી જ્ઞાનદાન કહું છું. જે દેવા વડે કરીને જીવ બંધ અને મોક્ષનાં કારણો જાણે, મોક્ષ-સુખરૂપ સંપત્તિના બીજભૂત એવું જ્ઞાનદાન હોય છે. જે જ્ઞાન દેવાથી જીવ પુણ્ય-પાપ સમગ્રપણે જાણી ઘણા પ્રકારના પાપથી નિવૃત્તિ અને સમગ્ર પુણ્યકાર્યની પ્રવૃત્તિ કરે છે. પુણ્ય કાર્યમાં પ્રવૃત્તિ કરનાર જલ્દી મનુષ્ય અને દેવલોકનાં સુખો મેળવે છે અને પાપથી નિવર્તેલો નારક-તિર્યંચના દુઃખોથી મુક્ત થાય છે. મનુષ્યો, અસુરો અને સુરોનું જે સુખ છે, તે સર્વ પ્રયત્નથી જ્ઞાન આપવાથી થાય છે. તદુપરાંત અતિ વિશાળ એવું મોક્ષ-સુખ પણ પરંપરાથી પ્રાપ્ત કરાય છે. હે સુંદર! તે

નિર્મળ જ્ઞાનના પ્રભાવથી આ લોકમાં અને પરલોકમાં સુખ મેળવી શકાય છે, માટે તે જ્ઞાનદાન સુંદર છે. જેઓ સર્વજ્ઞે કહેલા એવા જ્ઞાનનું સ્પષ્ટ દાન કરે છે, તેણે જીવોને આ લોકનાં અને પરલોક સંબંધી સર્વ સુખોનું દાન કર્યું ગણાય. જ્ઞાન–દાન કરવાથી અનુક્રમે જીવ વીતરાગ બની સર્વજ્ઞ થાય છે, તેમ જ મનુષ્યો, અસુરો અને દેવોથી પૂજાએલો તે ક્રમે કરીને મુક્તિ પણ પામે છે. હે સુંદર પુરુષ! આ પ્રમાણે સંક્ષેપથી જ્ઞાન–દાન કહ્યું, કે જે દેનાર અને ગ્રહણ કરનાર બંનેનું એકાંતે હિત કરનાર છે.

### અભયદાન

પૃથ્વીકાય, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિકાયના તથા બે–ત્રણ–ચાર–પાંચ ઇન્દ્રિયવાળા જીવોની, મન, વચન અને કાયાના યોગથી પ્રયત્નપૂર્વક જે અહિંસા પાળવી, અને જેનું સેવન ઉત્તમ સાધુ પુરુષો સુંદર રીતે કરે છે તેનું નામ અભયદાન. પૂર્ણ દુઃખવાળા સર્વ જીવો હંમેશાં જીવવાની જ અભિલાષા રાખે છે, તો કુશળ પુરુષોએ તેમને પ્રિય હોય તે જ તેઓને માટે કરવું. જેમ કોઈ રાજાને અણધાર્યો મરણ–પ્રસંગ ઊભો થાય, તો જીવવા ખાતર પોતે પોતાના રાજ્યનો ત્યાગ કરી આપી દે છે, કારણ કે દરેક જીવને જીવતા રહેવાનું વધારેમાં વધારે ગમે છે. પરલોકના મહાસુખની ઇચ્છાવાળા બુદ્ધિશાળી પુરુષે લેનારને જે ઇષ્ટ હોય, તેનું ઉદાર ભાવે દાન કરવું જોઈએ. અભયદાન દેવાથી જીવ જન્માંતરમાં લાંબું આયુ, સારું રૂપ, નિરોગિતા મેળવે છે, તથા સમગ્ર લોકોને વખાણવા યોગ્ય થાય છે. હે શ્રાવક! દુર્જય આઠ કર્મોને દલન કરનારા અને જેનાં ચરણોમાં ઇન્દ્રો અને નરેન્દ્રો નમ્યા છે—એવા જિનેશ્વરોએ આ અભયદાન કહેલું છે.

### ધર્મમાં સહાય કરનાર દાન

પાંચ મહાવ્રતધારી, રાત્રિભોજનના ત્યાગી એવા ધાર્મિક જનને નવકોટિ–વિશુદ્ધ એવું અવિરુદ્ધ દ્રવ્યનું દાન આપવું તે ધર્મોપગ્રહ દાન કહેવાય. બુદ્ધિશાળીએ સાધુને યોગ્ય આહાર, પાણી, વસ્ત્ર, પાત્ર, ઔષધ, શયન, આસન, મકાન આપવાં. સ્વાધ્યાય–ધ્યાનમાં તલ્લીન રહેનારા, ઉપકારના બદલાની આશા વગરના, સંયમ–ભાર વહન કરનારાઓને હંમેશાં દાન આપવું, તે દ્વારા આત્મા ઉપકૃત ભાગ્યશાળી બને છે. આવા સાધુ મહાત્માઓ પોતે હલુકર્મીપણાથી તરે છે અને બીજાને પણ નાવિક માફક તારે છે. જે કર્મથી ભારે હોય, તે પોતે તરી શકે નહીં, તો બીજાને કેવી રીતે તારે? વળી દાન આપનાર, દાન લેનાર તથા કાળ અને ભાવ એ ચાર જિનેશ્વરોએ કહેલાં કારણથી પરિશુદ્ધ દાન કરવું જોઈએ.

### દાયક–શુદ્ધ દાન

દાતાર–શુદ્ધ દાન એ કહેવાય કે જે જ્ઞાન–સંપન્ન આઠ અભિમાનના પ્રકારોથી મુક્ત અને શ્રદ્ધાથી રોમાંચિત શરીરવાળો, ન્યાયથી ઉપાર્જન કરેલું, અચિત્ત અને કલ્પે તેવું

લોકમાં અવિરુદ્ધ ગણાતુ દ્રવ્ય આ લોક કે પરલોકના સુખ મેળવવાની ઇચ્છા વગર, માત્ર નિર્જરાના જ હેતુ માટે દાન દે, તે દાયક-શુદ્ધ કહેવાય ફળદ્રૂપ ક્ષેત્રમાં સુંદર બીજ વવાય, તો તેનાં ફળો ઘણા મળે છે, તેમ ઉપર જણાવેલા ગુણવાળું દાન મનુષ્યની, દેવલોકની અને પરંપરાએ મોક્ષની સંપત્તિ પ્રાપ્ત કરાવનાર થાય છે જે, પોતાની કીર્તિ-યશ ગવાય, તે કારણે અભિમાનથી, 'એ દે છે અને શુ હું નથી આપતો ?' તેવું શ્રદ્ધારહિત જે દાન આપે છે, તેવા શ્રદ્ધાજળથી રહિત વાવેલા બીજનું ફળ બહુ હોતું નથી અજ્ઞાન અને મોહથી દૂષિત ચિત્તવાળાનુ બહુદાન પણ તેવુ ફળ આપતુ નથી. પ્રાણીઓનો વધ કરી, જે ધર્મ-શ્રદ્ધાથી દાન આપે છે, તે ચંદનનાં લાકડાં બાળીને અંગારાનો વેપાર કરવા સરખુ સમજવું. જે અજ્ઞાની માણસ લોક અને ધર્મથી વિરુદ્ધ દાન આપે છે, તે પોતાને અને લેનારને સંસારમાં નાખે છે

ગ્રાહક-શુદ્ધ દાન

દાન લેનાર શુદ્ધ તે ગણાય, જે પાંચ મહાવ્રતોને ધારણ કરનાર હોય, ગુરુની સેવા અને આજ્ઞામાં રક્ત હોય, તેમ જ મન, વચન અને કાયાના યોગમાં સુંદર પ્રવર્તતો હોય, તેમ જ ક્ષમા રાખનાર, નમ્રતા, સરળતા તથા સંતોષ ગુણવાળો, મન, વચન, કાયાને ગોપવનાર, પાંચે ઇન્દ્રિયોને કબજામાં રાખનાર, સ્વાધ્યાય-ધ્યાનમાં રોકાએલો, શુદ્ધ સાધુના આચારવાળો આ લોક અને પરલોકના સુખમાં દૃઢ મમતા વગરનો, ઉપસર્ગ-વાયરાથી જે મેરુ પર્વતની માફક ચલાયમાન ન થાય, આવા ગુણવાળા સાધુને જે દાન કરવું, તે ગ્રાહક શુદ્ધ દાન કહેવાય શીલ અને વ્રતથીરહિત કુપાત્રમાં જે દાન અપાય, તે લોહીથી ખરડાએલા વસ્ત્રને લોહીથી ધોવા સરખુ સમજવુ. સર્પને આપેલુ દૂધ જેમ ઝેર બની જાય છે, તેમ કુપાત્રમાં આપેલુ શુભ દાન પણ અશુભ ફળ આપનાર થાય છે. ગાયને સૂકું ઘાસ ખવરાવવામાં આવે, તો દૂધપણે પરિણમે છે, તેમ સુપાત્રમાં તુચ્છ વસ્તુનું પણ દાન નક્કી શુભ ફળ આપનાર થાય છે જેમ ગાયે પાણી દૂધ અને સર્પે પીધેલુ પાણી ઝેર બની જાય છે, તેમ પાત્ર-વિશેષથી એક જ દાન શુભ અને અશુભ ફળ આપનાર થાય છે

કાલ-શુદ્ધ દાન

કાલ-શુદ્ધ દાન તે કહેવાય, કે જે તપસ્વીના દેહના ઉપકાર-કાલે અત્યંત દોષરહિત દાન આપવુ યોગ્ય કાળે કરેલી ખેતી જેમ બહુ ફળ આપનારી થાય છે, તેવી રીતે યોગ્ય કાળે ( વિહાર કરીને આવ્યા હોય, લોચ કરાવ્યો હોય તેવા સમયે ) આપેલુ દાન ઘણા ફળને આપનાર સમજવું તેવી રીતે વાવેલા નહીં પણ જમીન પર છૂટા છૂટા વેરેલાં બીજ કાળ વગર નિષ્ફળ જાય છે અને નુકશાન થાય છે, તેમ અકાળે કરેલું દાન લેનારને અને આપનારને માટે પણ નિષ્ફળ સમજવુ.

## ભાવ-શુદ્ધ દાન

ભાવ-શુદ્ધ દાન તે કહેવાય, જે શ્રદ્ધાથી સંવેગવંત બની રોમાંચિત થઇ, દાન આપવાને અંગે પોતાને ધન્ય માનતો જે દાન આપે, તે ભાવ-શુદ્ધ દાન કહેવાય. પરિતાપને આધીન બનેલો કલુષિત મનવાળો કદાચ શુદ્ધ પણ આપે અને નિયાણું કરી આપે, તો તે ભાવ-વિશુદ્ધ દાન ન કહેવાય. મોક્ષ માટે જે દાન તે માટે આ વિધિ સમજવો. પરંતુ અનુકંપા-દાન તો જિનેશ્વરે કયાંય પણ આપવાની મના કરી નથી. આ પ્રમાણે સંક્ષેપથી દાનમય ધર્મ કહ્યો.

## શીલધર્મ

હવે શીલમય ધર્મ કહેવાય છે, તેને સાંભળો.

પ્રાણીનો વધ, જૂઠ બોલવું, વગર આપેલું લેવું, મૈથુન અને પરિગ્રહ આ પાંચ મોટાં પાપ સર્વથા ન કરવાનાં પચ્ચકખાણ કરવા રૂપ વિરતિ, તથા ક્રોધ, માન, માયા અને લોભનો જે દઢપણે નિગ્રહ કરવો અર્થાત્ કષાયોને અનુક્રમે ક્ષમા, નમ્રતા, સરળતા અને સંતોષ એવા હથિયારોથી કબજે કરવા. ( खणक्ख-पडिशुज्झणया ) અનિત્યાદિક બાર ભાવના ભાવવી, શ્રદ્ધા-સંવેગની સ્પર્શના, નિષ્કામ ચિત્તથી સર્વ જીવો પ્રત્યે મૈત્રી ભાવના. આવી રીતે જિનેશ્વરોએ કહેલો સુંદર શીલમય ધર્મ સેવન કરીને મનુષ્યો સદ્ગતિને પ્રાપ્ત કરે છે અને દુર્ગતિનાં દ્વાર હંમેશ માટે બંધ કરે છે. સર્વ જિનેશ્વરોએ આ શીલમય ધર્મ કહેલો છે.

## તપોધર્મ

હે શ્રાવક ! દુર્જય રાગ-દ્વેષને જિતનારા એવા મહાન જગદ્ગુરુએ બાર પ્રકારનો તપોમય ધર્મ કહેલો છે. ઉપવાસ, ઊણોદરી, વૃત્તિસંક્ષેપ, વિગય-ત્યાગ, કાય-કલેશ, અંગોપાંગ સંકોચી રાખવાં-આ છ પ્રકારનું બાહ્યતપ; પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવચ્ચ, સ્વાધ્યાય, ધ્યાન, કાયોત્સર્ગ-આ છ પ્રકારનું આભ્યંતર તપ. એ પ્રમાણે તપોધર્મનું સેવન કરી જીવો આ લોક અને પરલોક સંબંધી મહાસુખો મેળવે છે, તેમજ દુઃખોનો ક્ષય કરે છે. આ પ્રમાણે સંક્ષેપથી આ તપોમય ધર્મ સમજાવ્યો.

## ભાવના-ધર્મ

હવે હે સુંદર ! ભાવનામય ધર્મ સાંભળ.

સમ્યગ્ પ્રકારે સમ્યક્ત્વ, જ્ઞાન અને ચારિત્રની જે ભાવનાઓ, વૈરાગ્ય ભાવનાઓ તેમજ તીર્થંકરની ભક્તિ, સંસાર પ્રત્યે ઘૃણા, કામનો વિરાગ, સારા ગુણવાન સાધુની સેવા, તીર્થંકર-

ભાવિત ધર્મની પ્રભાવના, મોક્ષ–સુખનો રાગ, [1]અનાયતન-વર્જન, પોતાની આત્માની હંમેશાં નિંદા, થોડી પણ ભૂલ થઈ હોય તો તેની ગુરુ-સમક્ષ ગર્હા, ભયંકર ભવ-વન બાળવા માટે દાવાનળ-સમાન એવો આ ભાસનામય ધર્મ અનંત જ્ઞાનના ધણી જિનેશ્વરોએ કહેલો છે. આ પ્રકારે ચારે પ્રકારના ધર્મનો સ્પર્શ કરીને હે સુંદર! શાશ્વતા સુખવાળા મોક્ષને અનંતા જીવો પામ્યા છે.

## કયા ગુણોવાળો શ્રમણપણાનો અધિકારી બની શકે ?

આ સાંભળીને શિખિકુમારને જિનધર્મનો બોધ પ્રગટ થયો. તેણે વિજયસિંહ આચાર્યને કહ્યું કે, હે ભગવંત ! બરાબર આપે કહ્યો, તેવો જ આ ધર્મ છે, એમાં સંદેહ નથી. પરંતુ દાન-ધર્મને છોડીને બાકીના ભેદો ગૃહસ્થને માટે સમ્યગ્ પ્રકારે સાથે કરવા શક્તિમાન બની શકાતું નથી. તો હે ભગવંત ! આપ કહો કે કેવા પ્રકારનો પુરુષ મહાપુરુષે સેવન કરેલા, સમગ્ર દુઃખરૂપ અગ્નિને ઠારવા માટે જળસમાન, સિદ્ધિરૂપ વહુના સંગમ કરવા માટે અપૂર્વ કારણભૂત એવા આ શ્રમણપણાને યોગ્ય ગણાય ? તે જણાવો. ભગવંતે કહ્યું–સાંભળ ! શ્રમણપણાને યોગ્ય તે ગણાય, જે આર્યદેશમાં ઉત્પન્ન થએલો હોય, વિશિષ્ટ જાતિ–કુળવાળો, ક્ષીણપ્રાય કર્મ–મલવાળો, નિર્મળ બુદ્ધિવાળો, 'મનુષ્યપણું દુર્લભ છે, જન્મ એ મરણનું નિમિત્ત છે, સંપત્તિઓ ચંચળ છે, વિષયો દુઃખોનાં કારણ છે, સંયોગ ત્યાં વિયોગ થાય છે, દરેક સમયે આવીચિ-(નિરંતર) મરણથી જીવ મરી રહેલો છે; ભયંકર કર્મનાં ફળો ભોગવવાં પડે છે એ પ્રમાણે સંસારનું સ્વરૂપ જેણે જાણેલું હોય, તે કારણે જ વૈરાગી થયો હોય, જેના કષાયો પાતળા પડેલા હોય, જે અલ્પ હાસ્યવાળો, કૌતુક વગરનો, વિનીત, પહેલાં પણ રાજા, પ્રધાન, નગર-લોકો વગેરેનો બહુમાન્ય, દ્રોહ ન કરનારો, સુંદર દેહ–આકૃતિવાળો, શ્રદ્ધાવાન, સ્થિર શ્રદ્ધાવાળો, સમર્પણ ભાવવાળો હોય.

## શ્રમણપણાની દુષ્કરતા.

હે ભગવંત ! શ્રમણપણાનો અધિકારી કોણ હોઇ શકે ? એ વાત આપે સુંદર રીતે કહી. હું આપને સમર્પિત થાઉં છું. હવે આપ કહો તે મને પ્રમાણ છે. ભગવંતે વિચાર્યું કે, આ મહાનુભાવ સૂક્ષ્મ પ્રશ્નો કરવામાં વિચક્ષણ, અત્યંત પ્રશાન્ત રૂપવાળો, અતિ ચતુરાઇપૂર્વક બોલવામાં કુશળ જણાય છે, તો મહાકુળમાં જન્મેલો અને ભવથી વૈરાગ્ય ચિત્તવાળો જણાય છે, તો અહીં તેને ગ્રહણ કરવા યોગ્ય કાળ છે, માટે ગ્રહણ કરીએ. એમ વિચારી ભગવંતે જણાવ્યું–"હે મહાશ્રાવક ! બીજા પણ કેટલાક એવા ગુણો જરૂરી છે, તેવા ગુણ વગર આ શ્રમણપણું અપણું કરી શકાતું નથી. જો કે સ્વભાવથી નિર્ગુણ એવા આ

[1] જ્યાં ઘણા શીલવંત, બહુશ્રુત ચારિત્રાચાર-સંપન્ન સાધર્મિકો હોય છે, તે આયતન. તેનાથી વિરુદ્ધ અનાયતન. વેશ્યા, જુગારી, વ્યસની, ચોર, નપુંસક વગેરે નીચ લોકોને રહેવાનાં સ્થાનો. પતિત સાધુઓના સંસર્ગવાળાં સ્થાનો અનાયતન કહેવાય

સંસારમાં શ્રમણપણું યોગ્ય છે, પરંતુ આ શ્રમણપણું ઘણું દુષ્કર છે. અહીં સાધુપણામાં સર્વ કાલ શત્રુ-મિત્ર પ્રત્યે સમભાવ રાખવાનો, પ્રાણાતિપાતની વિરતિ, અપ્રમત્તપણે સત્ય જ વચન બોલવાનું, દાંત ખોતરવાની સળી પણ વગર આપેલી ગ્રહણ ન કરવી, મન, વચન અને કાયાથી બ્રહ્મચર્યનું પાલન, વસ્ત્ર, પાત્ર, ઉપકરણોમાં નિર્મમત્વ, ચારે આહારનો રાત્રે ત્યાગ કરવો, ઉદ્‌ગમ, ઉત્પાદન, એષણા-વિશુદ્ધ આહાર ગ્રહણ કરવો, સંયોજના આદિ માંડલીના પાંચ દોષ-રહિત, પ્રમાણોપેત કાલે ભોજન કરવું. પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, ઇર્યાસમિતિ આદિ ભાવનાઓ, બાર પ્રકારના તપનું સેવન, માસાદિક અનેક પ્રતિમાનું વહન કરવું, વિચિત્ર દ્રવ્યાદિક અભિગ્રહો કરવા, અસ્નાન, ભૂમિશયન, કેશનો લોચ, શરીરની ટાપટીપ અને સુઘડતા તરફ બેદરકારી, સર્વકાળ ગુરુને કહીને જ કાર્ય કરવું. ક્ષુધા, તૃષા વગેરે બાવીશ પરિષહો સહન કરવા, દિવ્યાદિક ઉપસર્ગનો વિજય કરવો, મળે અગર ન મળે તો પણ નભાવી લેવું, વધારે શું કહેવું ? અત્યંત દુઃખે કરી વહન કરી શકાય એવા મહાપુરુષોએ વહન કરેલ શીલનાં અઢાર હજાર અંગોનો ભાર વિશ્રાંતિ લીધા વગર વહન કરવારૂપ શ્રમણપણું છે. તેથી કરી બે હાથ વડે કરી સમુદ્ર તરવો, સ્વાદ વગરના રેતીના કોળિયા ખાવા, તીક્ષ્ણ ધારવાળી તરવાર પર ચાલવું, ભડભડ સળગતી અગ્નિ-જ્વાળામાં પડતું મૂકવું, સૂક્ષ્મ પવનથી કોથળો ભરવો, ગંગામાં સામા પ્રવાહે તરવું, ત્રાજવાથી મેરુ પર્વતને તોળવો, એકાકીએ ચતુરંગ સેના જિતવી, વિપરીત ભ્રમણ કરતાં આઠ ચક્રોની વચ્ચેથી બાણ પસાર કરી ઉપરની પૂતળી વિંધવી અને પૂર્વે કોઈ વખત નહીં ગ્રહણ કરેલી ત્રિભુવન-જયપતાકા મેળવવી-આ કહેલ ઉપમાવાળું શ્રમણપણું દુષ્કર છે.

## કુમારનો સમર્પણ ભાવ

આ સર્વ સાંભળી હર્ષિત મુખકમળવાળા શિખિકુમારે કહ્યું, હે ભગવંત ! જે તમે કહો છો, તે જ પ્રમાણે છે; પરંતુ તેને છોડવા માટે પ્રયત્ન કરવાવાળા પ્રાણીને સંસાર-સ્વરૂપ જાણ્યા પછી તેનાં ઉચ્છેદનાં કારણો દુષ્કર લાગતાં નથી, ભગવંતે કહ્યું, બરાબર છે, પરંતુ સંસારનું સ્વરૂપ પ્રત્યક્ષ ખરાબ સમજવા છતાં અનેક ભવોના અભ્યાસથી જીવને વળી પાછો મૂંઝવણમાં નાખે છે, ત્યારે મૂઢ જીવ તેનું સ્વરૂપ વિચારતો નથી, ભવિષ્યમાં મારૂં શું થશે ? તેનો હિસાબ ગણતો નથી, બીજાના ઉપદેશને માનતો નથી, ગુરુને અભિનંદન આપતો નથી, પોતાનાં કુળને જોતો નથી. ધર્મ સેવતો નથી, અપયશથી બીતો નથી, કોઈ અપવાદનું રક્ષણ કરતો નથી, સર્વથા તેવું આચરણ કરે છે; જેથી કરી આ લોક અને પરલોકમાં ક્લેશ ભોગવનાર બને છે. માટે આ મોહને નિશ્ચે કરી પ્રથમ નષ્ટ કરી નાખવો જોઈએ. શિખિકુમારે કહ્યું, હે ભગવંત ! તેને નષ્ટ કરવાનો આ જ ઉપાય છે. પુરુષ કાર્યારંભ કર્યા સિવાય ફળ મેળવી શકતો નથી, આરંભ કર્યા પછી પણ ફળનો સંદેહ સમજવો અથવા ઉપાયમાં અવર્તેલો નક્કી કાર્ય સિદ્ધ કરે જ અને ઉપાય હોય તો આ એક જ કે ભગવંતની પાસે

શ્રમણપણુ અંગીકાર કરવુ કાયર પુરુષો પણ વહાણુ અને નિર્યામક (કપ્તાન) ના પ્રભાવથી મહાસમુદ્ર તરી જાય છે અલ્પ પુણ્યવાળાને કલ્યાણ-બુદ્ધિ પ્રગટ થતી નથી આવા પ્રકારની કલ્યાણબુદ્ધિ પ્રગટ થવા છતા તેવા પ્રકારના સમગ્ર ગુણ-સંપત્તિવાળા ગુરુનો લાભ થતો નથી માટે મારા પર કૃપા કરો ભગવંતે કહ્યુ, "હે વત્સ! મે તારા પર અનુગ્રહ કર્યો જ છે પરંતુ અમારી આ શાસ્ત્રમર્યાદા છે કે થોડા આગમના અર્થો સંભળાવીને, આવશ્યકસૂત્ર ભણાવીને, થોડા દિવસ પાસે રાખી, પછી દીક્ષા આપવી શિખિકુમારે કહ્યુ, હે ભગવંત! મારા પર મહાન ઉપકાર કર્યો બીજુ હવે હુ સંસારમાથી નીકળવાનો છુ, તો મારે શાસ્ત્રમર્યાદા પાળવી જ જોઈએ, તો ભલે એમ હો

## કુમારે પિતાને કરેલી પ્રાર્થના.

આ પ્રમાણે મંત્રણા કરી રહેલા છે, તેટલામા કોઈપણ પ્રકારે તેના સમાચાર મેળવી, વૈરાગી એવા કુમારના પિતા બ્રહ્મદત્ત અનેક લોક-પરિવાર સાથે હાથણી પર બેસીને ત્યા આવ્યા આવીને તેણે ભગવાન વિજયસિંહ આચાર્યને પ્રણામ કર્યા પછી ભગવંતે ધર્મ લાભ આપી અભિનંદન કર્યું અને પછી ગુરુના ચરણ પાસે બેઠા એટલે શિખિકુમારે નમન કરી કહ્યુ કે હે પિતાજી! આપ કોઈની પ્રાર્થના નકારતા નથી, તો મારી એક પ્રાર્થના પૂર્ણ કરો બ્રહ્મદત્તે કહ્યુ, હે વત્સ! બોલ આ જીવિત પણ તારે આધીન છે

શિખિકુમારે કહ્યુ, "હે પિતાજી! આપ તો સંસાર સ્વરૂપના જાણકાર અને અનુભવી છો મનુષ્યપણુ રાધાવેધ સાધવા માફક દુર્લભ છે પ્રિયજનના સમાગમો સાંજે વૃક્ષ પર બેઠેલા પક્ષીઓના મેળા જેવા અનિત્ય છે ઋદ્ધિઓ વીજળીના ઝબકારા સરખી ચંચળ છે યૌવન પુષ્પ જેવુ ક્ષણિક છે કામદેવ પરલોક બગાડનાર છે વિષય ભોગોના ફળ કડવા હોય છે, જેનુ નિવારણ કોઈ કરી શકતુ નથી એવુ મૃત્યુ હંમેશા પોતાનો પ્રભાવ દરેક ઉપર ચલાવે છે, તો મારા ઉપર કૃપા કરો આવા દુઃખના છેડાવાળા આ જીવલોકમા આપની રજાથી હુ વીતરાગ-પ્રણીત સાધુ-ધર્મનુ સેવન કરી મનુષ્યપણુ સફળ કરુ એટલે પુત્રના સ્નેહથી અશ્રુ-પૂર્ણ નયનવાળા બ્રહ્મદત્તે ગદ્ગદ સ્વરે કહ્યુ "હે પુત્ર! સાધુધર્મ માટે આ કાળ યોગ્ય નથી" શિખિકુમારે કહ્યુ, હે પિતાજી! જેમ મૃત્યુ માટે કોઈ અકાલ નથી, તેમ સાધુધર્મ માટે કોઈ અકાલ નથી

## નાસ્તિકવાદી પિંગલકની અજ્ઞાન માન્યતા

આ સમયે બ્રહ્મદત્તના સેવક નાસ્તિકવાદી પિંગલકે આગળ આવી કુમારને કહ્યુ કે, હે કુમાર! તું કોઈથી ઠગાયો જણાય છે આ જગતમા પાંચ ભૂતોથી જુદો પરલોક જનારો જીવ કોઈ સાબીત કરી શકતું નથી, પરંતુ આ પાંચ ભૂતો તો સ્વભાવથી જ તેવા તેવા પ્રકારે પરિણામ પામે છે અને તેને લોકો 'જીવ' એવા શબ્દથી બોલવાનો વ્યવહાર કરે છે જ્યારે આ પાંચે સમુદાયનો ત્યાગ કરે, ત્યારે પંચત્વ પામ્યા, અર્થાત્ 'આ પુરુષ

મરી ગયો'—એવું બોલાય છે, પરંતુ અહીં કોઈ જીવ ઘડા પર ચકલો બેસી ઊડી જાય, તેમ દેહનો ત્યાગ કરી પરભવમાં જતો નથી. તો અછતા પરલોક માટે ખોટું અભિમાન કરી અવળી બુદ્ધિવાળા બની સ્વભાવથી સુંદર મળેલા વિષય–સુખનો ત્યાગ ન કરો. અથવા તો શરીરથી જુદો આત્મા હોય તો બતાવો. બીજું તમે જે કહ્યું કે 'મનુષ્યપણું દુર્લભ છે' તે વાત સંબંધ વગરની જ છે. કારણ કે તે પુણ્ય કે પાપના હેતુથી મળતું નથી, પણ પાંચ ભૂતો એકઠા થવાના કારણે, તેનું જે પરિણમન થયું, તેના કાર્યરૂપે મનુષ્યપણું છે, એમાં ગભરામણ શા માટે ? વળી 'પ્રિયના સમાગમો અનિત્ય છે.' એમ તમે કહ્યું–એ પણ અકારણ છે. કારણ કે જેઓ દીક્ષા લે છે, તેમને પણ તેમ જ હોય છે, પણ અન્યથા થતું નથી. 'તેમ જ તમે જે રિદ્ધિઓની ચંચળતા જણાવી' તે રિદ્ધિ દીક્ષા લેવાથી સ્થિર થઇ જતી નથી, અથવા દીક્ષા તેનો પ્રતિકાર કરી શકતી નથી, પરંતુ ઉપાય કે પ્રયત્નથી રિદ્ધિનું રક્ષણ કરાય છે. વળી તમે જે કહ્યું કે, પુષ્પ સવારે ખીલી, સાંજે કરમાઈ જાય છે, તેમ યૌવન પણ કાલાન્તરે ચાલ્યું જાય છે.' એ વિષયમાં રસાયણો ખાવા, તે યૌવન ટકાવવાનો ઉપાય છે; પણ દીક્ષા લેવાથી કંઈ યૌવન ટકી રહેતું નથી. તથા 'પરલોક બગાડનાર કામદેવ છે.' તે તમારી વાત બંધબેસતી નથી; કારણ કે પરલોક જ નથી, પરલોકથી આવી કોઈ પોતાને દેખાડતા નથી. પરલોકની કલ્પના કરશો તો બીજા તર્કો ઊભા થશે. તથા તમે જે કહ્યું કે, 'વિષય–ભોગનાં ફળો ભયંકર ભોગવવાં પડશે.' આ વાત પણ યુક્તિ–સંગત નથી, કારણ કે ખાધેલા ખોરાકના પરિણામ પણ ભયંકર ભોગવવા પડે છે, તો શું ભોજન પણ ત્યાગ કરવું ? જંગલમાં હરણો ઘણા ફરતા હોય, તેથી જવ ન વાવવા ? ઉપાયના જાણકારને ભયંકરપણું સંભવતું નથી. તેમજ જે એમ કહ્યું, 'મૃત્યુનો પ્રભાવ કોઇથી રોકી શકાતો નથી'–આ બાળકનું વચન છે, કારણ કે દીક્ષા લેનાર પણ એ મૃત્યુથી બચી શકતો નથી, સાધુએ પણ છેવટે મરવું જ પડે છે' છેવટે મરવાનું જ છે' એમ ધારીને મસાણમાં જઇને પહેલેથી સૂઈ જવાનું ન હોય. કદાચ પરલોક ફૂટી નીકળ્યો, તો પણ દુઃખ ભોગવવાથી સુખ મળવાનું નથી, પરંતુ સુખ સેવન કરવાથી જ સુખ–પ્રાપ્તિ થાય છે. કારણ કે જગતમાં નિયમ છે કે જે વસ્તુનો મહાવરો–અભ્યાસ કરાય છે, તેમાં તે વધારે નિષ્ણાત–હોંશિયાર બને છે; પણ એનાથી ઊલટું કરવાથી નહિં તેમ દુઃખ ભોગવવાના મહાવરાથી દુઃખ અને સુખ મહાવરાથી સુખ મળે છે; પણ દીક્ષાના દુઃખથી સુખ મળવાનું નથી. માટે આ દીક્ષા લેવાનો પ્રયત્ન છોડી દો.

## નાસ્તિક મતનું ખંડન કરી સમજાવેલ સાચા સુખનું સ્વરૂપ

શિખિકુમારે કહ્યું કે તમે જે કંઈ કહ્યું, તે સર્વ અસંગત છે. સાંભળો અથવા તો ભગવંત અહીં બેઠેલા છે, તેમની સમક્ષ મારે ઉત્તર આપવો યોગ્ય નથી. માટે

ભગવંત જ અહીં તમને જવાબ આપશે. ભગવંતે કહ્યું, "હે મહાબ્રાહ્મણ ! તું સાંભળ. પહેલાં તેં કહ્યું કે, 'તને કોણે ઠગ્યો ?' તેના ઉત્તરમાં જાણવું કે આ કુમાર જન્માંતરના અભ્યાસથી કલ્યાણ-ભાવનાથી ભાવિત મતિવાળો, અલ્પાવરણવાળો થઈ વીતરાગનાં વચન શ્રવણ કરવાથી પ્રગટ થયેલા ક્ષયોપશમભાવથી, યથાર્થ તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થવાથી, યથાસ્થિત ભવસ્વરૂપને જાણીને જ વૈરાગી બન્યો છે, નહીં કે કોઈએ તેને ભરમાવ્યો છે.

વળી તેં કહ્યું કે, અહીં પાંચ ભૂતથી જુદો પરલોકમાં જનાર કોઈ જીવ સાબિત કરી શકતું નથી, પરંતુ આ પાંચ ભૂતો જ સ્વભાવથી જ તેવા તેવા પ્રકારેપરિણામ પામે છે અને તેને 'જીવ' એવા શબ્દથી બોલવાનો વ્યવહાર કરે છે–' આ તારી વાત યુક્તિ-સંગત નથી. કારણ કે પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશરૂપ પાંચે ભૂતો સર્વથા અચેતન છે, તો અચેતન એવા આ પાંચ ભૂતોના પરિણામથી પરિણમેલાઓને આ પ્રત્યક્ષ પ્રમાણથી અનુભવાતી ગમનાદિક ચેષ્ટાના કારણભૂત ચેતના કેવી રીતે ઘટી શકે ? જે પદાર્થ પ્રત્યેકમાં હોતો નથી, તે તેઓના સમૂહમાં પણ હોતો નથી. જેમ રેતીના એક કણિયામાં તેલ હોતું નથી, તેમ તેના સમુદાયમાં પણ તેલ હોતું નથી. હવે 'જો દરેક આ ચેતનો છે' તો નક્કી સિધ્ધ થયું કે અનેક ચેતનાનો સમુદાય તે પુરુષ છે. એકેન્દ્રિયો વાળા જીવો છે, પરંતુ ઘડાદિકમાં તો ચેતના નથી. માટે પાંચ ભૂતોથી જુદો અને ચેતન-સ્વરૂપ પરલોકમાં જનારો જીવ છે જ. તેથી તેં આગળ કહ્યું હતું કે, 'આ છૂટા પડી જાય, ત્યારે સમુદાય પંચત્વને પામે છે. અને ત્યારે 'પુરુષ મરી ગયો' એવો વ્યવહાર પ્રવર્તે છે.'– આ પણ એક માત્ર બોલવાનું છે. ચૈતન્ય તો તેનાથી જુદા સ્વરૂપે રહેનાર હોવાથી, પ્રત્યક્ષ અનુભવાતી ચેતનાનો નિષેધ કરી શકાય નહીં. તથા જે કહ્યું કે, 'અહીં કોઈ ઘડા પર બેઠેલા ચકલાની માફક દેહનો ત્યાગ કરી પરભવમાં જતા નથી.' આ તારી વાત પણ નકારી કાઢીએ છીએ; કારણ કે ચેતન અને અચેતન બંને પરસ્પર એક સરખા નથી, પણ એક બીજાના વિરોધી છે. તેમ જ તેં કહ્યું હતું કે 'પરલોક નથી, એથી ખોટો આગ્રહ કરી સ્વભાવથી સુંદર એવા વિષય-સુખનો ત્યાગ ન કર, જો દેહથી જુદો આત્મા હોય તો બતાવ'–આનો જવાબ પણ સાંભળ. ચૈતન્ય-ભેદની સિદ્ધિ થયા પછી પરલોક કેમ નથી ! ચેતના વિદ્યમાન હોવા પછી ખોટો કદાગ્રહ ટકી શકતો નથી. વળી જે પશુ-સમૂહને સાધારણ અને વિડમ્બનારૂપ છે, જેમાં ચિંતા અને કલેશ ઘણો છે, જેમાં વિશ્વાસ-સુખ જાણી શકાતું નથી,–એવા વિષયો સ્વભાવથી સુંદર કેવી રીતે ? તેનાથી કયું સુખ છે ? જે 'આત્મા દેહથી જુદો દેખાતો નથી' એનાં કારણ સાંભળ. તે અત્યંત સૂક્ષ્મ (બારીક) હોવાથી ઇન્દ્રિયોથી જાણી શકાતો નથી, માટે દેખાતો નથી; પરંતુ સર્વજ્ઞ તો તેને દેખે જ છે. વીતરાગ ભગવંતોએ કહેલું છે કે :–

"ઇન્દ્રિયો વડે જેના ગુણો જાણી શકાતા નથી, એવો જીવ ચર્મ-ચક્ષુથી અદશ્ય છે, પરંતુ સિદ્ધો, સર્વજ્ઞો અને જ્ઞાનચક્ષુવાળા સાધુઓ તો તે આત્માને દેખી શકે છે."

આ પ્રમાણે વિજયસિંહ આચાર્યે કહ્યું; ત્યારે કંઈક હસતાં પિંગલકે કહ્યું, હે ભગવંત ! આપે સર્વ અસંબદ્ધ વાત કરી. કેવી રીતે ? તો કે સાંભળો. જે તમે કહ્યું કે ‘ ભૂતો સર્વથા અચેતન છે, તો તે આ પ્રકારના અચેતનના પરિણામરૂપે પરિણમેલાઓને પ્રત્યક્ષ પ્રમાણથી અનુભવાતી ગમનાદિ ચેષ્ટાના કારણરૂપ ચૈતન્ય કેવી રીતે ઘટી શકે ? જે એકમાં ન હોય તે તેના સમૂહમાં પણ ન હોય. જેમ રેતીના સમૂહમાં તેલ.’–આ વાત કેવી રીતે ઘટી શકે ? હંમેશાં કારણાનુરૂપ જ કાર્ય કંઇ થતું નથી. શું શિંગડામાંથી શર એટલે બાણ થતું નથી ? બીજી વાત કે અદૃશ્ય પરમાણુમાંથી ઉત્પન્ન થએલો ઘડો દૃશ્ય બનતો નથી ? એમ ચેતના પણ તે ભૂતોના કાર્યરૂપે થશે અને ભૂતોથી વિલક્ષણ પણ થશે. હવે પાંચ ભૂતોથી ચેતના વિલક્ષણ છે, તો તેમાં કયો વિરોધ છે ? જે કહ્યું કે, ‘ હવે પ્રત્યેક ભૂત પણ આ ચેતનાઓ છે, તો નક્કી થયું કે અનેક ચૈતન્યનો સમુદાય પુરૂષ અથવા આત્મા બની જાય. ‘એકેન્દ્રિયો જીવો છે, તો ઘટ–પટાદિકમાં પણ ચૈતન્ય થવું જોઇએ; ’–આ વગેરે કહ્યું, તે વાત બરાબર નથી. તેઓના જ તેવા પ્રકારના પરિણામ ભાવથી તે ભૂતમાં ચૈતન્યનો અભાવ હોવાથી, ઘટ–પટાદિકમાં ચૈતન્ય નથી.’ ભગવંતે કહ્યું, ‘સાંભળ, તેં જે કહ્યું કે શિંગડામાંથી બાણ નથી બનતું ? શિંગડાનું બાણ બને છે, પરંતુ તે કારણનું વિરોધી નથી. બાણના ઉપાદાન કારણ અનેક પ્રકારનાં હોય છે. કાષ્ઠ, લોહ કે પિત્તળ વગેરેમાંથી પણ બાણ બને છે. શિંગડું પણ લોહ વગેરેના સમાન ઉપાદાન કારણ છે. લોહ વગેરેથી બાણ બને છે, તેની અપેક્ષાએ શિંગડાના બનેલા બાણમાં મસૃણતા, નક્કરતા, શ્લક્ષ્ણતા, ચીકાશ, સુંવાળાપણું વિલક્ષણ હોય છે. લોહ વગેરેનાં બાણ મસૃણ કે નક્કર હોય છે, પણ તેની ઘનતા અને શિંગડામાંથી બનેલા બાણની ઘનતા કે મસૃણતા જુદા પ્રકારની હોય છે. જો તમે એમ કહો કે મસૃણતા અગર ઘનતાના ભેદ સમજી શકાતા નથી, તો તેનો એ જવાબ છે કે, ભેદ તો નક્કી છે, પરંતુ તમે તે ભેદ જાણી શકતા નથી. તમે ન જાણી શકો તેટલા માત્રથી ભેદનો અભાવ નથી. જો લોહ વગેરે અગર શિંગડામાંથી ઉત્પન્ન થતાં બાણોમાં કોઈ પ્રકારના ભેદ ન હોય તો લોહ અને શિંગડા વગેરેમાં સર્વથા અભેદ હોવા જોઇએ, પરંતુ અભેદ નથી, તેથી કરી તેનાં કાર્યોમાં પણ ધર્મના ભેદની જરૂર છે. ભેદ જાણવા માટે પ્રયત્ન કરવો જોઇએ. જો અંધ-પુરૂષ ઠુંઠાને ન દેખી શકે, તો તેમાં ઠુંઠાનો અપરાધ નથી.

વળી જે કહ્યું કે, અદૃશ્ય પરમાણુમાંથી બનેલો ઘડો–પરમાણુનાં કાર્યરૂપે દેખાય છે, આ વાત યુક્તિ-ક્ષમ ન ગણાય. જે કારણથી એકાંત પરમાણુ અદૃશ્ય નથી, કારણ કે યોગીઓ પરમાણુને દેખે છે, અને પરમાણુ એકઠા થઈ કાર્યરૂપે–ઘડારૂપે બને તે દેખી શકાય છે. વળી ભૂતોના ધર્મોનો સંક્રમ ચેતનામાં થતો નથી. આ પણ કારણથી પ્રતિષેધ સમજી લેવો. ચેતન અચૈતન્યથી જુદો છે, માટે. વળી તું માને છે કે–સત્તારૂપ ધર્મનો સંક્રમ થાય છે, માટે દોષ નથી—એ પ્રમાણે માનવું પણ બરાબર નથી. તે સત્તાધર્મ સર્વ પદાર્થમાં સાધારણ છે, એટલે કોઈ નિયમ નહિ રહે; માટે મેં યુક્ત જ

કહ્યું છે. વળી જે કહ્યું, 'તેવા પ્રકારના પરિણામના કારણે ઘટ વગેરેમાં ચેતના છે' એમાં કોઈ પ્રમાણ નથી. ભૂત-સમુદાયથી કોઈ જુદો પરિણામ સ્વીકારવો–એ જ બીજા નામે ( બીજી રીતે ) જીવનો સ્વીકાર છે.

ત્યાર પછી શરમાતા શરમાતા પિંગલકે કહ્યું-હે ભગવંત ! જો આ જીવ, જેના ગુણ ઇન્દ્રિયોથી ન જાણી શકાય તેવો છે, તો શરીરથી પણ ભિન્ન હોવો જોઇએ. અને એમ હોય તો મારા મધુપિંગ નામના દાદા હતા, તે અનેક જીવોની હિંસા કરવામાં રક્ત હતા; તમારા દર્શનના મત પ્રમાણે તે નરકમાં ઉત્પન્ન થયા હશે. મારા ઉપર તેને અત્યંત સ્નેહ હતો. વળી તેઓ આ લોક સંબંધી ન કરવા યોગ્ય કાર્યના નિવારણ કરવાના સ્વભાવવાળા હતા, તો તેઓ નરકમાંથી અહીં આવી 'પોતે વિપાકો ભોગવે છે' એમ કહી મને નિવારણ કેમ કરતા નથી ? ભગવંતે કહ્યું, "સાંભળ, જેમ કોઇ મહાગુનો કરનાર કઠોર રાજાના હુકમથી પકડાએલો હોય, કેદખાનાના રૌદ્ર અધિકારીઓ વડે લોઢાની સાંકળથી જકડાએલી કાયાવાળો, ઘોર અંધકારવાળા કેદખાનામાં વાસ કરનાર, પરાધીન બનેલો હોય, તે અતિપ્રિય સ્વજન સગા-સંબંધીને જોવા પણ સમર્થ થઈ શકતો નથી, તો પછી શિખામણ દેવાની તો વાત જ કયાં રહી ? એવી રીતે નારકી જીવો પણ પ્રમાદાદિથી મહાપાપોરૂપી અપરાધો કરનાર, તીવ્રતર કર્મ-પરિણામથી દુઃખ પામેલા, ચંડ એવા પરમાધામી અસુરો વડે વજ્ર-સાંકળથી જકડાએલ દેહવાળા, તીવ્ર અંધકારવાળી અને જેમાંથી દુઃખે પાર પામી શકાય તેવી નરકમાં વાસ કરનાર, કર્મથી પરતંત્ર બનેલા જીવો કેવી રીતે બહાર નીકળી શકે ? જેથી હે દેવાનુપ્રિય ! તને આવીને શિખામણ કેવી રીતે આપે ? કહ્યુ છે કે, "પાપકારી નારકીઓ, નરકાયુ પૂર્ણ થયા વગર નરકમાંથી બહાર નીકળવા માટે સમર્થ થઈ શકતા નથી. તેઓ બિચારા નરકની અંદર હણાવાની અપાર વેદનાનો અનુભવ કરે છે."

પિંગલકે કહ્યુ, "જો એમ છે, તો મારા સોમપિંગ નામના પિતાજી હતા, તેઓ તો અત્યંત પરલોકના ભયવાળા, પ્રાણી-વધ આદિ પાપો ન કરવાની પ્રતિજ્ઞાવાળા, ક્રોધાદિક કષાયો ન કરવાના સ્વભાવવાળા, અનેક યજ્ઞો કરાવનાર, પાછળથી શ્રમણવ્રત લઈ કેટલોક કાળ તેનું પાલન કરી મરી ગયા. તમારા ધર્મ પ્રમાણે નક્કી તેઓ દેવલોકમાં ગયા હશે. તેમને હું અત્યંત વલ્લભ હતો. મેં તેમને આવીને મને 'ધર્મનો ઉપદેશ કરવો' એમ કહેલ પણ હતું. તો પછી તે દેવલોકમાંથી તો પોતે આવવા માટે સ્વાધીન છે. શા માટે અહીં આવી મને પ્રતિબોધ ન કરે ?" ભગવંતે કહ્યુ, "સાંભળ જેમ કોઈ હીનજાતિ, હીનકુલ અને હીનરૂપવાળો દરિદ્ર પુરુષ મહેનત કરી કળા-સમુદાય શીખીને દેશાન્તરમાં જઈ, કળાના પ્રભાવે કોઈ પણ પ્રકારે રાજ્ય પ્રાપ્ત કરી, વિવિધ પ્રકારની સુંદરીઓ સાથે લગ્ન કરી, મહાનરેન્દ્રોથી પૂજિત અનેક સુંદર બાળકોનો પિતા બન્યો હોય, મહાસુખમાં ડૂબેલો તે જેનાથી લજ્જા પમાય તેવાં, પહેલાની ખરાબ સ્રી તથા પુત્ર-ભાંડરડાંને યાદ

કરતો નથી, એવી રીતે તે દેવતાઓ પણ મનુષ્યપણાને અસાર દુર્ગંધી અને ગંદકીનું સ્થાન માની ધર્મ-વ્યવસાય કરી પરલોકના માર્ગરૂપ ધર્મકળા ગ્રહણ કરી, પૂર્વે કરેલા સુકૃતના પ્રભાવથી સુરાલય પામી દેવઋદ્ધિ મેળવીને દેવાંગનાઓના પરિવારવાળા મહાન અનેક દેવગણથી પૂજા પામતા, અનેક આનંદનાં કારણ પ્રાપ્ત કરનારા, અત્યંત રતિ-સાગરમાં ડૂબી ગએલા તેઓ મનુષ્યભવને યાદ પણ કરતા નથી, તો પછી આવે તો ક્યાંથી જ ? અને શિખામણ કે ઉપદેશ તો ક્યાંથી આપી શકે ? કહ્યું છે કે :—

"દિવ્ય પ્રેમમાં ઓતપ્રોત બનેલા, વિષય-સુખમાં પ્રમત્ત થએલા, જેમનાં કાર્યોનો છેડો આવતો નથી, તેથી અસ્વાધીન એવા દેવો મનુષ્યનાં કાર્યો કરવા માટે અશુભ મનુષ્યલોકમાં આવતા નથી."

પિંગલકે કહ્યું, "હે ભગવંત! તે કારણથી નથી આવતા, તે વાત એક વખત માન્ય કરી લઈએ. હવે જીવ દેહથી જુદો છે? ત્યાર પછી નગરમાં વૃત્તાન્ત બનેલું છે, તે સર્વ લોકને પ્રત્યક્ષ વિરોધવાળું છે, ભગવંતે કહ્યું, "કહો શું નગર-હકીકત બની છે?" પિંગલકે કહ્યું, "આપ સાંભળો. આ નગરમાં એક ચોરે રાજ્યભંડારમાં ચોરી કરી, બહાર નીકળતાં રાજ્યાધિકારીઓએ તેને ચોરેલા માલ સાથે પકડ્યો અને તેને રાજા પાસે લઈ ગયા. રાજાએ કહ્યું, "એને મારી નાખો." ત્યાર પછી તેને વધ કરનારાઓએ લોઢાની કુંભીમાં નાખી ઉપરનું ઢાંકણ બંધ કર્યું, પછી સીસું તપાવીને તેનાં છિદ્રો પણ બિલકુલ બંધ કર્યાં. ચારે બાજુ નજર રાખવા ચોકી રાખી. અંદર ચોર મરી ગયો, બહાર નીકળવાનો સૂક્ષ્મ પણ માર્ગ ન દેખાયો. આ કારણથી સમજી શકીએ છીએ કે જીવ પંચ મહાભૂતથી ભિન્ન નથી.

ભગવંતે કહ્યું, 'હે ભદ્ર ! આ સમજી શકાય તેવી નાની વાત છે. સાંભળ, આ નગરમાં એક શંખ વગાડનાર તે કળામાં ઘણો હોશિયાર હતો. ને નગરના સિંહદ્વારમાં શંખ ફૂંકે તો પણ નગરના સર્વ લોકના કાનમાં સંભળાય, રાજાએ પૂછ્યું કે કેટલે દૂર વગાડે છે? કહ્યું કે સિંહદ્વારમાં. રાજાએ પૂછ્યું કે મારા રહેવાના ઓરડાના બારણા બંધ કરેલાં છે, તો પણ શબ્દ અંદર કેવી રીતે પ્રવેશ કરે છે? જવાબ મળ્યો કે શબ્દ રોકાતો નથી, કોઇથી અટકાવી શકાતો નથી. એ વાતની અશ્રદ્ધા કરતાં રાજાએ તે શંખ વગાડનારને ઉપર માળ પર ચડાવી ઓરડામાં પૂરી કહ્યું હતું કે, 'શંખ વગાડજે.' ઓરડાનાં બારણાંની ફાટો તથા છિદ્રો લાખના રસથી પૂરી દીધાં, પછી શંખ વગાડયો, તેમ છતાં શબ્દ બહાર નીકળ્યો, તથા રાજાએ અને નગરલોકોએ તે સાંભળ્યો. છતાં શબ્દ ક્યાંથી નીકળ્યો, તે છિદ્ર ન દેખાયું. એ પ્રમાણે કુંભીમાં પણ બને તેમાં કયો વિરોધ આવે?

પિંગલકે કહ્યું, હે ભગવંત ! એ પ્રમાણે નથી. આપ સાંભળો. અહીં એક યુવાન ચોરને કાલદંડવાસી મારા મિત્રે મારા કહેવાથી ત્રાજવામાં તોલ કરી હાથ અને ગળું મરડી

મારી નાખ્યો. ફરી એનું તોલ કર્યું તો જીવતો હતો ત્યારે જેટલું તોલ હતું તેટલું જ. મરી ગયો ત્યારે પણ હતું તેથી સમજીએ છીએ કે જીવ શરીરથી જુદો નથી. નહીંતર જીવ ઓછો થાય, તો વજન ઘટવું જોઇએ.

ભગવંતે કહ્યું, સાંભળ ! આ સમજી શકાય તેવી વાત છે, અહીં એક ગોવાળે પવન ભરેલ ચામડાની કોથળી ત્રાજવામાં તોળાવી; ખાલી કરીને પણ પાછી તોળાવી. ખાલી અને પવનથી ભરેલી બંને કોથળીનું વજન સરખું થયું. હવે વાયુ તેનાથી અલગ છે, એમ જો તું માનતો હોય, તો લગાર ન્યૂન વજન થવું જોઇએ. એમ થતું હોય તો બીજામાં પણ સરખો જ પ્રસંગ બને.

પિંગલકે કહ્યું, હે ભગવંત ! એમ નથી, સાંભળો. આ જ નગરમાં કાલદંડવાસી મારા મિત્રે મારા કહેવાથી એક ચોરના શરીરની અંદર ઊંચુંનીચું કરી ઘણા પ્રકારે જીવ ખોળ્યો પણ કયાંય ન દેખાયો; પછી શરીરના ટુકડે ટુકડા કરી જીવ ખોળ્યો, તો પણ તે ન દેખાયો, માટે સમજીએ છીએ કે જીવ જુદો નથી. ભગવંતે કહ્યું, સાંભળ. એક મનુષ્યે અરણિ-કાષ્ઠને ઊંચુંનીચું કરી અંદર અગ્નિ ખોળ્યો, ન દેખાયો, એટલે અરણિના લાકડાના નાના નાના ટુકડા કર્યા અને તેમાં અગ્નિ ખોળ્યો, પણ દેખાયો નહિં. તો શું તે કાષ્ઠમાં અગ્નિ નથી? 'અંદર અગ્નિ નથી' એમ જો તું માનતો હોય, તો તેમાંથી અગ્નિ પ્રગટ ન થવો જોઇએ.

આ પ્રમાણે ઉત્તર ન આપી શકવાથી શરમાઈ ગએલા પિંગલકને દેખીને ભગવંતે કહ્યું કે, વૃક્ષની ડાળીને ચલિત કરવામાં કારણભૂત પવન જેમ દેખાતો નથી, તેમ જીવ આંખથી દેખાતો નથી; પણ શરીર-ચેષ્ટાના નિમિત્તભૂત જીવ છે-એમ શ્રદ્ધા કરવી. જેમ પવન સ્પર્શ-ઇન્દ્રિયથી જાણી શકાય છે, એમ તું માનતો હોય તો નક્કી જીવ પણ ચિત્ત, ચેતનાદિ-ધર્મના અનુભવથી જાણી શકાય છે. કહ્યું છે કે—

"ચિત્ત, ચેતના, સંજ્ઞા, વિજ્ઞાન, ધારણા, બુદ્ધિ, ઇહા, મતિ, વિતર્ક આ જીવનાં લક્ષણો છે, તેથી જીવ છે." અને જીવ હોવા છતાં તેં જે કહ્યું હતું કે આ મનુષ્યપણું ખરેખર દુર્લભ છે-એ વાત ઘટતી નથી, કારણ કે તે સુકૃત કે દુષ્કૃતના પ્રભાવથી મળતું નથી, પણ ભૂત-પરિણામથી મનુષ્યપણું મળે છે-માટે તેમાં આકુળ કેમ બની જાય છે?" આ સર્વ તારી કહેલી હકીકત અયુક્ત છે. પરલોકગામી જીવની વિદ્યમાનતા હોવાથી સમસ્ત ધર્મારાધનનું સાધન મનુષ્યપણું તે ભૂતના પરિણામમાત્રથી લભ્ય નથી.

તથા તેં આગળ કહ્યું હતું કે, 'પ્રિયજનના સમાગમ અનિત્ય છે,એ પણ અકારણ છે, કારણ કે દીક્ષા લેનારને પણ સમાગમો નિત્ય ટકતા નથી'—આ તારું કથન યોગ્ય નથી. કારણ કે દીક્ષા લેનાર મુનિઓને પ્રિય કે અપ્રિયનો વિકલ્પ જ થતો નથી. તથા તેં જે કહ્યું કે 'ઋદ્ધિઓ ચંચળ છે, એ સ્થિર કરવા માટે દીક્ષા સમર્થ નથી, પણ ઉપાય

કરી તેનું રક્ષણ કરવું'–આ તારું વચન પણ બાલ–વચન સરખું છે. કારણ કે ધર્મ સિવાય બીજો કોઇ રક્ષણ કરવાનો ઉપાય નથી. આ ઋદ્ધિઓ અસાર અને અનેક સત્ત્વોને અપકાર કરનાર છે. તથા તેં જે કહ્યું હતું કે, 'પુષ્પની સુંદરતા જેટલો સમય રહે, તેમ યૌવન પણ જલ્દી જનારૂં છે. એ વિષયમાં રસાયણનો ઉપયોગ કરવો યુક્ત છે, પણ દીક્ષા લેવાથી યૌવન–કાળ વધી જતો નથી'–આ તારું કથન સંગત થતું નથી. કારણકે પરમાર્થથી વિચાર કરીએ તો નિષ્ક્રમણ ( દીક્ષા ) ધર્મસાધનારૂપ રસાયણ જેવું બીજું ચડિયાતું કોઈ રસાયણ નથી. તેમજ તેં જે કહ્યું કે 'પરલોક બગાડનાર કામદેવ છે એ વાત પણ ઠીક નથી, કારણ કે પરલોક જ નથી, કોઈપણ ત્યાંથી આવી પોતાનાં દર્શન આપતા નથી- આ પ્રમાણે કલ્પના કરવાથી [1]અતિપ્રસંગનો દોષ આવશે.' આ તારી વાત પણ અસાર અને ગલત છે.

વિચિત્ર ક્રિયાનો સ્વાનુભવ, જાતિસ્મરણ જ્ઞાન, તર્કો ઉત્પન્ન થવા, ધારણા ટકી રહેવી વગેરે કારણથી વિદ્યમાન, ઉત્પાદ આદિથી સિદ્ધ એવો પરલોક કેમ નથી ? અર્થાત્ પરલોક છે જ. આત્મા નથી દેખાતો, તેનું કારણ તો કહી ગયા. વળી તેં જે કહ્યું હતું કે– ' વિષય–ભોગોનાં પરિણામ ભયંકર રીતે ભોગવવાં પડે છે–એ વાત પણ યુક્તિ–સંગત નથી. કારણ કે ભોજન કરવાથી પણ તેનાં માઠાં ફળ ભોગવવાં પડે છે તો એવી રીતે ભોજન પણ છોડી દેવું પડે અને હરણો ખાઇ જશે માટે જવ ન વાવવા વગેરે. પરંતુ ઉપાય જાણનારને કંઈ પણ ભયંકર હોતું નથી.'–આ તારૂં કથન વગર-વિચાર્યું છે. કારણ કે સંસારના સર્વ પદાર્થો ભયંકર કડવાં ફળ આપનારા છે, છતાં પણ તે ક્રમે ક્રમે છોડાય છે અને દીક્ષાનું ફળ સંસાર–ક્ષય છે. એ અમને ઇષ્ટ છે. બંધુ વર્ગ–સગા–સંબંધીઓનો ત્યાગ કરવાથી, વિષયભોગ કરી શકાતા નથી; તેથી તેમનામાં ભયંકરપણું સંભવતું નથી.

વળી તેં જે કહ્યું કે, 'જેનો કોઈ પ્રતિકાર કરી શકાતો નથી–એવા મૃત્યુનો પ્રભાવ હંમેશાં દરેક ઉપર પ્રવર્તી રહેલો છે. આ પણ એક માત્ર બાલ-વચન છે. કારણકે દીક્ષા લેનારને પણ મરવું તો પડે જ છે, છેવટે મરવાનું છે, તો મસાણમાં જઈ રહેવું યોગ્ય નથી. પરલોક હોય તો પણ દુઃખ ભોગવવાથી સુખ નથી, પરંતુ સુખ સેવન કરવાથી જ સુખ મળે છે, કારણ કે જેનો અભ્યાસ કરવામાં આવે છે, તેનો જગતમાં પ્રકર્ષ દેખાય છે. નહીં કે વિરુદ્ધ વસ્તુનું સેવન કરવાથી સુખ મળે છે, માટે આ દીક્ષાના વ્યવસાયથી અટકી જા.'–આ એક ભદ્રિકજનને ભરમાવનારું વચન છે. દીક્ષાની આરાધના કરી મેળવેલા ફળવાળાને આ મૃત્યુના પ્રસંગમાં આવવાનું હોતું નથી. નિષ્ક્રમણનું ફળ જન્મના અભાવ-વાળું નિર્વાણ છે. નિર્વાણ પામેલા જીવનો જન્મ થતો નથી, તેમ જ શરીર ન હોવાથી, મોક્ષમાં વૃદ્ધાવસ્થા નથી, વ્યાધિ–રોગ નથી, મરણ નથી, ઇષ્ટનો વિયોગ કે અનિષ્ટનો સંયોગ ત્યાં નથી, ત્યાં ભૂખ–તરસ નથી, રાગ કે દ્વેષ નથી, મોક્ષમાં ક્રોધ, માન,

1. તર્કશાસ્ત્ર–પ્રસિધ્ધ અતિવ્યાપ્તિ નામનો દોષ.

માયા, લોભ, ભય કે કોઈ પ્રકારનો ઉપદ્રવ નથી; પરંતુ સર્વ જાણનાર, સર્વ દેખનાર નિરુપમ સુખવાળો અશરીરી આત્મા ત્રણે લોકમાં ચૂડામણિ-સમાન મોક્ષ-સ્થાનકમાં રહે છે. તેથી કરી ત્યાં મૃત્યુનો પ્રસંગ જ કયાં છે ? પુરુષ કાર્યારંભ કર્યા સિવાય ફળ મેળવી શકતો નથી. વળી આવીચિ-મરણથી દરેક સમયે મરણ પામી રહેલા, તેના પ્રતિકારની ચિંતા ન કરનાર કાયર પુરુષની અવસ્થા કેવી રીતે વખાણાય ? પર્યંતે મરવાનું હોય, તેથી મસાણમાં પ્રથમથી જ જઈ વાસ કરવો'-એ વચન હાસ્યપાત્ર છે.

## સાચું સુખ

"સકલ સંગના ત્યાગી વીતરાગના વચન અનુસાર કર્મ ક્ષય કરવા માટે પ્રવર્તતા ચારિત્ર-ભાવનામાં રંગાએલા એવા સાધુઓને જે સુખ છે, તે સુખ ચક્રવર્તીને પણ હોઈ શકતું નથી.' આ સંસારમાં તો સર્વથા સુખ નથી જ. અહીં પ્રાણીઓ આત્મ-સુખ-સ્વરૂપના અજાણ છે. કર્મના સંયોગથી દુઃખ થાય છે, તેની નિવૃત્તિ એ સુખ છે. જન્મ દુઃખ છે; જન્મ બંધ થાય તે સુખ છે. વૃદ્ધાવસ્થા દુઃખ છે; તેનો અભાવ સુખ છે. ઈચ્છા-અભિલાષા-આશા દુઃખ છે; તેની નિવૃત્તિ અથવા અભાવ તે સુખ છે. પ્રેમ-પ્રીતિ-સ્નેહ એ દુઃખ છે; તેનો અભાવ એ સુખ છે. સંકલેશ દુઃખ છે, તેનો અભાવ સુખ છે. મરણ દુઃખ છે અને કાયમ માટે મરણ બંધ થાય તે સુખ છે. અનાદિ કર્મ-સંયોગથી આ સંસારના ઘણા પ્રાણીઓ આત્માના સાચા સુખ-સ્વરૂપને જાણવા માટે અજ્ઞાની છે-એમ હું કહું છું. એવી રીતે જન્મ, જરા, ઇચ્છા, પ્રિય-સંકલેશ, મરણના વિષયમા પણ સમજી લેવું.

જેમ કોઈ પુરુષો જન્મથી માંડી રોગવાળા ક્ષેત્રમાં ઉત્પન્ન થયા હોય, જેમને જન્મથી જ રોગ વળગ્યો હોય અને જેમણે નીરોગી પુરુષોને જોયા નથી, મરણ સુધી આરોગ્યભાવ વગરના તેવા જીવો આરોગ્ય સુખ-સ્વરૂપના અજાણ હોય છે, એવી રીતે હે શ્રમણાયુષ્માન્ ! અનાદિથી અનંત પુદ્ગલ-પરાવર્ત સુધી રોગી સંસાર-ક્ષેત્રમાં વાસ કરનાર આ પ્રાણીઓ છે, અરોગી પુરુષ દેખી તેવા રોગી પુરુષ તે અનુકૂળ આચારોમાં ન વર્તનાર તે સર્વ રોગ નાશ કરનાર ક્રિયાને ઉપદેશ આપનાર ઉપર કેટલાક દ્વેષ કરે છે, કેટલાક તે ઉપદેશ આપનારની મશ્કરી કરે છે, કેટલાક વળી અવગણના કરે છે. કેટલાક રોગીઓ ઉપદેશ સાંભળે છે, પણ તે પરિણમાવતા નથી. કેટલાક પરિણમાવે છે, પણ વર્તન કરતા નથી કેટલાક વર્તન કરે છે, છતાં ઉપાય કરવાથી મટાડી શકાય તેવા સાધ્યની વિરાધના કરે છે. કેટલાક મુશ્કેલીવાળા સાધ્યની વિરાધના કરે છે, અર્થાત્ વિપરીત વર્તન કરે છે. કેટલાક વિરાધના નથી કરતા, કેટલાક વિરાધના કર્યા વગર સર્વ દુઃખોથી મુક્ત થાય છે. પછી જ આરોગ્ય સુખ-સ્વરૂપના સમજદાર થાય છે અને રોગીપણાના ભાવને નિર્મૂલ કરે છે. તેવા પ્રકારના રોગીપણાનો અને કર્મપણાનો ભાવ ચાલી ગયા પછી ખરેખર આ પુરુષ નિશ્ચિત રીતે આરોગ્ય-સુખ-સ્વરૂપના જ્ઞાતા બને છે. શ્રમણ-પરિણામ પામેલા જીવો

નિઃસંદેહપણે આરોગ્ય–સુખ–સ્વરૂપના જાણકાર થાય છે. એવી રીતે હે શ્રમણાયુષ્મન્ ! આ આવર્ત-ક્ષેત્રરૂપ સંસારમાં રહેનાર આ પ્રાણીઓ તે ભાવઆરોગ્ય–પુરુષને દેખી તેવા તેવા કર્મ–સંયોગાદિ–દુઃખથી ઘેરાએલા દુઃખી પુરુષોને દેખી, અનુકૂળ આચારમાં ન વર્તતા હોય તેવા પુરુષોને તેના દુઃખનો વિનાશ કરનાર ક્રિયાનો ઉપદેશ આપનાર કેટલાક હોય છે, તેઓ અનુક્રમે નિઃસંદેહપણે આરોગ્ય–સુખ–સ્વરૂપના જ્ઞાતા બને છે–એ વાતમાં ફેરફાર ન સમજવો.

એ માટે સાધુ–ક્રિયા દુઃખ–સેવન–સ્વરૂપ નથી, પણ સુખસ્વરૂપ જ છે. કહ્યું છે કેઃ– "ઘાસના સંથારામાં પડી રહેનાર, રાગ, દ્વેષ, મોહને તિલાંજલિ આપનાર મુનિવર આત્મ-રમણતાસ્વરૂપ મુક્તિ–સુખનો જે અનુભવ કરે છે, તેના અંશનું પણ સુખ ચક્રવર્તી પણ મેળવી શકતો નથી." આ કારણથી 'સુખ સેવનથી જ સુખ–પ્રકર્ષ થાય છે'–એ સર્વ હકીકતનું સમાધાન સ્વયં વિચારી સમજી લેવું.

આ સમયે અશ્રુ–જળપૂર્ણ નયનવાળા, ઉત્પન્ન થએલા હૃદયના સદ્‌ભાવથી જેને સમ્યક્ત્વના પરિણામ પ્રવર્તી રહેલા છે–એવા બ્રહ્મદત્તે કહ્યું, "હે ભગવંત ! આપે કહ્યું–તે બરાબર છે, એમાં ફરક નથી. જિન–કથિત ધર્મ તેના આત્મામાં પરિણમ્યો, સમ્યક્ત્વ અંગીકાર કર્યું. મોહ ચાલ્યો જવાથી રાજાએ વિચાર્યું કે, મારા પુત્રનો વ્યવસાય સુંદર છે. પિંગલકને પણ તે સમયે શુભ પરિણામ પ્રગટ થયા એટલે કહ્યું, 'હે ભગવંત ! બરાબર છે. હવે આપને પૂછું કે પુણ્ય અને પાપનો ફરક કેવી રીતે જાણી શકાય ? ' ભગવંતે કહ્યું, 'સાંભળ, આ પ્રત્યક્ષ જ દેખાય છે.'

કોઇક પુણ્યશાળી નિરંતર બળતા અગર–તગરના ધૂપની સળંગ શ્રેણિવાળા તથા મણિજડિત અગાસીવાળા ભવનમાં વસે છે, ત્યારે વળી બીજો કોઈ ફૂંક મારી મારીને મુશિબતે અગ્નિ સળગાવે છે, કે જેના ધૂમાડાથી ઘર ભરાઈ જાય છે, વળી જ્યાં જૂનાં ઘસ્ની અંદર દરમાં સર્પો વાસ કરતા હોય તેમાં રહે છે. બીજો વળી કોઇ ભાગ્યશાળી ઉજ્જ્વલ ચંદ્રકિરણવાળા મહેલમાં મનોહર મન–ગમતી ક્રીડા કરતી વહાલી પ્રિયાઓ સાથે આનંદમાં રાત્રિ પસાર કરે છે. ત્યારે વળી બીજો કોઇ પ્રિયા–રહિત નિર્ભાગી શિયાળાની કડકડતી ઠંડીમાં કંપતા અને ઝરડા પડેલા દેહવાળો, દાંત કચકચાવતો કોઈ પણ પ્રકારે રાત્રિ પસાર કરે છે. બીજો વળી કોઇક ધન્ય પુરુષ સુવર્ણમાં જડેલાં રત્નો અને મુક્તાફળોનાં તેજસ્વી આભૂષણોવાળો, ઘણી કસ્તૂરીથી કરેલા લેપવાળા પ્રિયાના વક્ષઃસ્થળ ઉપર વિલાસ કરે છે, જ્યારે બીજા કોઇ દરિદ્રો પૃથ્વી પર બેસવા તથા સુવાથી ફાટી ગએલ પગ–તળિયાવાળા અને જૂની કંથા જેવા ફાટેલાં વસ્ત્રથી ઢાંકેલ શરીરવાળા બિચારા રખડીને જીવન વીતાવે છે, કોઈ પુણ્યશાળી ઘરે માગવા આવનારના તથા સ્નેહીવર્ગના મનોરથો પૂર્ણ કરે છે, બીજાઓ પારકા ઘરે ભીખ માગે છે, છતાં પોતાની એક માત્ર

કુક્ષિ પણ ભરી શકતા નથી. આ પ્રમાણે પુણ્ય અને પાપનો ફરક જગતમાં પ્રત્યક્ષ દેખાય છે, છતાં પણ રાગાન્ધ જીવો ધર્મમાં આદર કરતા નથી. વળી પુણ્ય-પાપનો ફરક આગમ-બળથી પણ જાણી શકાય છે. "પુણ્યથી મહાસુખવાળું ચક્રવર્તિપણું તથા દેવત્વ, તેમજ પરંપરાએ સિદ્ધિની પ્રાપ્તિ પણ થાય છે, જ્યારે પાપથી જીવો ખરાબ ચંડાલાદિ હલકી જાતિમાં મનુષ્યપણે, અથવા તિર્યંચ કે નારકીમાં ઉત્પન્ન થાય છે.

## બ્રહ્મદત્ત અને પિંગલક બંનેએ કરેલ શ્રાવક ધર્મનો સ્વીકાર

પિંગલકે પૂછયું કે, 'હે ભગવંત ! પુણ્ય બાંધવાના કારણો કયા, તથા પાપ બાંધવાના કારણભૂત અનુષ્ઠાનો કયા ?' ભગવંતે કહ્યું, 'સાંભળ, સકલ જીવોનો વધ, જૂઠ બોલવું, વગર આપેલું લેવું, મૈથુન-સેવન, તથા પરિગ્રહરૂપ પાંચ મોટાં પાપો ન કરવાનાં પચ્ચક્ખાણ કરવાં, રાત્રિ-ભોજનનો ત્યાગ; રાગ-દ્વેષ-મોહનો નિગ્રહ કરવો. એ પુણ્યનાં કારણો અને પાપનાં કારણો તો એથી વિપરીત વર્તન કરવું, અર્થાત્ કોઇ પણ જીવને મારવો, હેરાન કરવો, ત્રાસ કે ઉપતાપ પમાડવો. જૂઠ બોલવું, વગર આપેલું લેવું, મૈથુન સેવન કરવું, પરિગ્રહ એકઠો કરવો, ક્રોધાદિક કષાયો વગેરે પાપસ્થાનકો સેવવાં. આ પ્રમાણે પુણ્ય-પાપનાં કારણો સાંભળી બ્રહ્મદત્ત અને પિંગલકે શ્રાવક-ધર્મ અંગીકાર કર્યો. પછી બ્રહ્મદત્તે કહ્યું, 'હે ભગવંત ! આ શિખિકુમાર મારો પુત્ર છે, મહાપુરુષને ઉચિત દીક્ષા-અનુષ્ઠાન કરવા તૈયાર થયો છે. એ વ્યવસાય કરવા માટે મેં અનુમતિ આપી છે, તો તેનામાં આ મહાઅનુષ્ઠાનની યોગ્યતા છે કે નહિ ?' ભગવંતે કહ્યું છે, 'રત્નાકરમાંથી નીકળેલાં રત્નની મમતા કરવી, તે અનુચિત નથી.' ત્યાર પછી હર્ષથી રોમાંચિત શરીરવાળા બ્રહ્મદત્ત રાજાએ મનમાં 'આ પુત્ર પોતાના અને મારા મનોરથ પૂર્ણ કરે' એમ વિચારી કહ્યું, 'હે વત્સ ! હું તને રજા આપું છું કે, તું તપ અને સંયમમાં ઉદ્યમ કર.' તે સાંભળી હર્ષ પામતાં શિખિકુમારે કહ્યું, "હે પિતાજી ! આપે મારા ઉપર ઉપકાર કર્યો." પછી ગુરુને વંદન કરી નગરમાં પ્રવેશ કર્યો. બ્રહ્મદત્તે પણ આઘોષણા કરાવવા પૂર્વક મહાદાન અપાવ્યું. જિન-મંદિરોમાં અષ્ટાહ્નિકા મહોત્સવ કરાવ્યા. ત્યાર પછી પ્રશસ્ત તિથિ-કરણ-મુહૂર્ત-યોગમાં મહાહર્ષથી દિવ્ય વિભૂતિથી રાજા અને નગરલોકથી પરિવરેલો, મંગળ વાજિંત્રો સાથે, વિબુધવર્ગ વડે પ્રશંસા કરાતો, નગર-નારીઓ વડે દુઃખપૂર્વક જોવાતો, અર્થીવર્ગને ઇચ્છા પ્રમાણે દાન આપતો શિખિકુમાર દિવ્ય શિબિકામાં બેસીને નગરમાંથી નીકળ્યો અને જ્યાં ભગવંત વિજયસિંહ આચાર્ય હતા, ત્યાં આવ્યો. શિબિકામાંથી નીચે ઊતરી ગુરુને વંદના કરી.

## શિખિકુમારની મહાપ્રવ્રજ્યા

ગુરુએ પણ આવશ્યક વિધિ કરાવીને ડાબી બાજુ ઊભા રાખી દેવવંદન-વિધિ કરાવ્યો. પછી વિધિપૂર્વક દ્વાદશાવર્ત વંદન કરી શિખિકુમારે કહ્યું—'ઇચ્છાકારેણ

पव्वावेह'-આપની ઈચ્છાથી મને પ્રવ્રજ્યા-દીક્ષા આપો,' પછી ગુરુએ 'इच्छामो' એમ કહી નમસ્કારમંત્રના પાઠ-પૂર્વક સાધુના લિંગરૂપ રજોહરણ શિખિકુમારને અર્પણ કર્યું, એટલે તેણે બહુમાન-પૂર્વક ગ્રહણ કર્યું, ફરી વંદના કરી તેણે કહ્યું કે, 'इच्छाकारेण मुण्डावेह'-મને મુંડિત કરો.' ત્યાર પછી 'इच्छामो-હું ઇચ્છું છું' એમ કહી નમસ્કાર ગણવા પૂર્વક ગુરુ મહારાજે નિષ્ફળ ન જાય તેવી ત્રણ ચપટીથી લોચ કર્યો. પછી ગુરુને વંદન કરી શિખિકુમારે કહ્યું, 'इच्छाकारेण सामाइयं मे आरोवेह-આપની ઈચ્છાથી મને સામાયિક આરોપણ કરો. ગુરુએ કહ્યું, 'इच्छामो'-હું ઇચ્છું છું, એમ કહી સામાયિક-ચારિત્ર આરોપણ કરવા માટે શિખિકુમાર સાથે કાયોત્સર્ગ કર્યો. મનમાં લોગસ્સ સ્તવનું ચિંતન કર્યું. નવકારથી કાઉસ્સગ્ગ પાર્યો, નવકાર ઉચ્ચારણ કરવા પૂર્વક ત્રણ વખત 'કરેમિ ભંતે' નું સામાયિક સૂત્ર ( જિંદગી પર્યંત માટેની પ્રતિજ્ઞા ) ઉચ્ચરાવ્યું. શિખિકુમારે પણ મહાવૈરાગ્ય પૂર્વક તે સામાયિકસૂત્રનો ત્રણ વખત અનુવાદ કર્યો. પછી ગુરુમહારાજે વાસચૂર્ણ ગ્રહણ કરી, મંત્રી, પરમગુરુ-પ્રભુ-પ્રતિમાના ચરણમાં, તથા નજીકમાં બેઠેલા સાધુ આદિને આપ્યું. આ વખતે શિખિકુમારે ગુરુને વંદન કરી કહ્યું કે, ' હે ભગવંત ! 'संदिसह किं भणामि ?'-આપ આજ્ઞા આપો કે હું શું ભણું. ગુરુએ કહ્યું, 'वंदित्ता पवेह'-વંદન કરી નિવેદન કર, ત્યાર પછી વંદન કરી કુમારે કહ્યું કે, 'તમોએ મારા વિષે સામાયિક આરોપ્યું, હવે હું હિત-શિક્ષા સાંભળવા ઇચ્છું છું.' વાસ-ક્ષેપ નાખવા પૂર્વક ગુરુએ કહ્યું કે, 'તું સંસાર-સમુદ્રનો પાર પામનાર બન અને મહાગુણોથી વૃદ્ધિ પામ.' ફરી વંદના કરી કુમારે કહ્યું, આપને નિવેદન કર્યું અને સાધુઓને પણ નિવેદન કરું. ગુરુએ કહ્યું, ભલે કરો. પછી વંદન કરી નવકાર-પાઠ બોલવા પૂર્વક સમવસરણને ત્રણ પ્રદક્ષિણા કરી પછી ગુરુમહારાજે અને બીજા સાધુ વગેરેએ 'સંસારનો પાર પામ અને મોટા ગુણોથી વૃદ્ધિ પામ' -એમ બોલીને તેના મસ્તક પર વાસચૂર્ણ નાખ્યો. લગાર ધીમે ધીમે એમ ત્રણ વખત ફરી, સર્વનો વાસ-ક્ષેપ ગ્રહણ કરી, ગુરુના ચરણમાં તે નમ્યો. આચાર્ય મ. આસન પર બેસી ગયા. એટલે ઘોંઘાટ બંધ કરાવી હિતોપદેશ આપ્યો. આ પ્રમાણે વિજયસિંહ આચાર્ય પાસે વિશુદ્ધ પરિણામથી જિનોપદિષ્ટ-વિધિથી સમગ્ર દુઃખ નાશ કરવા માટે પરમ ઔષધ સમાન મહાપ્રવ્રજ્યા ( દીક્ષા ) અંગીકાર કરી.

આનંદ અશ્રુ-પૂર્ણ નયનવાળા બ્રહ્મદત્ત રાજાએ અને નગરલોકોએ અભિનંદન આપ્યું. કેટલાક દિવસો ત્યાં રોકાઈ માસકલ્પ પૂર્ણ થયો એટલે ભગવંતની સાથે બીજા ક્ષેત્રમાં ગયો. એ પ્રમાણે નિરતિચાર ચારિત્ર પાલન કરતાં અનેક લાખ વર્ષો વીતી ગયાં.

### માતાએ મોકલેલ નિમંત્રણ

હવે આ બાજુ જાલિની માતાને પશ્ચાત્તાપ થયો, મેં ઠીક ન કર્યું; કે હું એને

મારી શકી નહીં અને એ પુત્ર જીવતો જ અહીંથી ચાલી ગયો. તો હવે મધુર વચનવાળો સંદેશો તથા કંઇક ભેટણું મોકલું, જેથી ફરી તે અહીં આવે અને તેવો કંઈક ઉપાય કરી તેને મારી નાખું. ઇચ્છયા પ્રમાણે તૈયારી કરી ઘણી કરુણતાવાળો સ્નેહ-ગર્ભિત સંદેશો તથા કંબલરત્ન આપી સોમદેવને મોકલ્યો.

વિજયસિંહ આચાર્ય મહારાજ કયા દેશવિશેષમાં વિચરી રહેલા છે? તેની તપાસ કરતાં સમાચાર મેળવી તમાલ નામના ગામમાં બીજા સાધુઓને સૂત્રાર્થના ઉચ્ચાર કરાવતા શિખિકુમારને તેણે જોયો. વિકસ્વર વદનકમળથી વંદના કરી, ધર્મલાભ આપ્યો, પાછળથી ઓળખ્યો. પૂછયું કે, કયાંથી આવ્યા? તેણે કહ્યું, હે દેવ! અત્યંત અનુતાપ અગ્નિથી બળી રહેલ દેહવાળી આપની માતાએ આપના કુશળ સમાચાર જાણવા માટે મને મોકલ્યો છે. શિખિકુમારે કહ્યું કે, માતાજીને અનુતાપ વળી શા કારણે થયો? સોમદેવે કહ્યું કે, આપે જે પ્રવ્રજ્યા લીધી. શિખિકુમારે વિચાર્યું કે માતાનાં હૃદયો સ્નેહથી કાયર અને પરમાર્થ ન સમજનારાં હોય છે. માતા-પિતાઓના ઉપકાર કોઈ પણ પ્રકારે વાળી શકાતો નથી. એમ વિચારી કહ્યું કે, ખરેખર હું માતાના કારણે વૈરાગી બની દીક્ષિત થયો નથી. માતાજી નિષ્કારણ દુઃખ લગાડે છે. સોમદેવે કહ્યું કે, તમારી માતાએ કહેવડાવેલ છે કે "હે પુત્ર! સ્ત્રી-વર્ગ સંકુચિત હૃદયવાળો, અવિવેકનું ભાજન, વગર વિચાર્યું કરનાર, ચંચળ સ્વભાવી, ઇર્ષાળુ, ખોટા આગ્રહ કરનાર, પાછળથી પશ્ચાત્તાપ કરનાર હોય છે. જ્યારે પુરુષ-વર્ગ ગંભીર હૃદયવાળો, વિનય કરનાર, સારી રીતે વિચારપૂર્વક કાર્ય કરનાર, સ્થિર સ્વભાવવાળો, કરેલા ગુણનો જાણનાર દૃઢ અનુરાગવાળો, ચારે તરફ નજર કરનાર હોય છે. હું તો સ્ત્રીજાત હોવાથી કદાચ આવેશથી મેં ન કરવાનું કર્યું, પણ તમે પુરુષજાત હોવા છતાં મારું હૃદય પારખ્યા વગર આ પ્રવ્રજ્યા સ્વીકારવાનો વ્યવસાય કેમ કર્યો? બીજું, હવે તમે પરલોકનો માર્ગ ગ્રહણ કર્યો છે, તો પણ અહીં આવી મને અવશ્ય દર્શન આપવાં. તમારે માટે રત્નકંબલ પણ મોકલ્યું છે, જે આપે અવશ્ય સ્વીકારવાનું છે." શિખિકુમારે કહ્યું, હે સોમદેવ! તે બાબતમાં ગુરુમહારાજ પ્રમાણ છે. હું તેમના આધીન છું. આ કંબલરત્ન સાધુઓ માટે અનુચિત છે, તો પણ ભગવંતને નિવેદન કર. ત્યાર પછી એક સાધુએ ગુરુને દેખાડયા. સોમદેવે સર્વ હકીકત વિજયસિંહ આચાર્યને કહી, કંબલરત્ન બતાવ્યું. કુમારના બહુમાનથી ગુરુએ સ્વીકાર્યું અને કહ્યું કે કોઇ અંતરાય નહીં આવે, તો ચાલુ ભણાતું શ્રુત સમાપ્ત થયા પછી કુમાર મુનિને મોકલાવીશ. સોમદેવે કહ્યું, હે ભગવંત! તેની માતા ઉપર ઉપકાર કર્યો કેટલાક દિવસો ત્યાં રોકાઈને સોમદેવ પાછો ગયો. કુમારને તપ-સંયમની આરાધના કરતાં ઘણો કાળ ગયો.

### શોકમગ્ન માતાજીને આશ્વાસન

કોઇ સમયે કૌશાંબીનગરી નજીકના પ્રદેશમાં વિહાર કરતાં કોઈક પુરુષ પાસેથી સાંભળ્યું કે, 'બ્રહ્મદત્ત મૃત્યુ પામ્યા' એવા સમાચાર પ્રાપ્ત કરી વિજયસિંહ આચાર્યે

કેટલાક સાધુ-પરિવાર સાથે શિખિકુમારને સ્વજન-લોકને મળવા માટે કૌશાંબી નગરીએ મોકલ્યો. વિહાર કરતાં કરતાં તે નગરીએ પહોંચી તેણે મેઘવન નામના વનમાં આવાસ કર્યો. લોકોને ખબર પડી કે શિખિકુમાર સાધુ ભગવંત પધાર્યા છે.

રાજા તથા નગર લોકોએ પૂજા કરી. શિખિકુમાર મુનિએ આક્ષેપણી ( 'ધર્મ પ્રત્યે આકર્ષણ કરનારી,') ધર્મકથા સંભળાવી. નગરલોકો કુમારમુનિ પ્રત્યે પ્રભાવિત થયા. તે બીજે દિવસે માતા પાસે ગયો. પાપોદય હોય તેમ બ્રહ્મદત્તના મરણથી અત્યંત ક્ષીણ કાન્તિ-વૈભવવાળી, ન સંભાવના કરી શકાય તેવી અવસ્થા પામેલી માતાને દેખી. કુમારે તો માતાને ઓળખી જ નહિ, પરંતુ માતાએ તો તેને ઓળખી લીધો. સ્વાભાવિક માયા આચરણ કરતી માતા અશ્રુ જળ-પૂર્ણ નયનવાળી થઇ. અત્યંત દુઃખ આવી પડયું હોય, તેમ પોક મૂકીને મુક્ત રુદન કરવા લાગી. આ સમયે શિખિકુમાર મુનિએ ધર્મ-દેશના કરવા પૂર્વક આશ્વાસન આપ્યું. હે માતાજી ! આ સંસારવાસ આવો જ છે, તો એમાં શું કરવું ? "

દેવતાઓ કે દાનવો ધનથી, પરાક્રમથી, સ્વજન કે ચતુરંગ સેનાથી પણ મૃત્યુને પકડી રાખવા માટે સમર્થ થઈ શકતા નથી. વ્યાધિ અને વૃદ્ધાવસ્થારૂપ મજબૂત દાઢાવાળો, સેંકડો આપત્તિઓ આપવા રૂપ તીક્ષ્ણ નખ-નહોર સમૂહવાળો, જીવો રૂપ મૃગલાંઓને હણવામાં રક્ત, મરણ-મૃગેન્દ્ર આ જગતમાં ભ્રમણ કર્યા કરે છે. જે કારણથી ઉદ્દામ પ્રચંડ એવો મૃત્યુ-મૃગેન્દ્ર જગતમાં કોઈની પણ રોક-ટોક વગર, સ્ખલના પામ્યા વગર ભમી રહેલ છે, તે જ કારણે સત્પુરુષો પરલોકના કલ્યાણ-માર્ગમાં લાગી ગયા છે.

પરસ્પર એક બીજામાં દીર્ઘકાળના અતિશય પ્રીતિવાળા જીવ-સમૂહોને નિષ્કરુણ હૃદયવાળો મૃત્યુ-સિંહ છૂટા પાડી નાખે છે. મદોન્મત્ત હાથી માફક ઉપકાર કે ભાવગર્ભિત પ્રેમને ગણકારતો નથી, કે તેની અપેક્ષા રાખતો નથી. તેમજ તે અનાર્ય મૃત્યુ-સિંહ ભવિષ્યકાળને પણ જોતો નથી. આ મૃત્યુથી ઉપદ્રવ પામેલા જીવોને કોઈનું શરણ નથી. સમગ્ર ત્રણે લોકમાં જો માત્ર શરણ કરવા યોગ્ય હોય તો જિનોપદિષ્ટ ધર્મ છે. માટે હે માતાજી ! હવે આ મોહ અને વિષય-વિષ-રસનો ત્યાગ કરી અત્યંત સુખ મેળવવા માટે આ ધર્મામૃત તમારા માટે યોગ્ય છે.

### જાલિનીની પ્રપંચ-જાળ

આ પ્રમાણે જ્યારે કુમાર કહી રહ્યો ત્યારે જાલિની માતાએ કહ્યું, હે પુત્ર ! તો મને આ અવસ્થાને યોગ્ય વ્રતો આપો. ત્યાર પછી 'સાધુધર્મ માટે માતા અસમર્થ છે' એમ વિચારી તેના શુભ પરિણામની પ્રશંસા કરી, તેને સવિસ્તર ગૃહસ્થ-ધર્મ યોગ્ય અણુવ્રતો આપ્યાં. તેને મારી નાખવા માટે વિશ્વાસમાં લેવા માટે સદ્ભાવ દેખાડતી એવી જાલિનીએ વ્રતો લીધાં. થોડો સમય રોકાઇને કુમાર જવા તૈયાર થયો. જાલિનીએ કહ્યું,

'હે પુત્ર ! આજ તારે અહીં જ ભોજન કરવુ' શિખિકુમારે કહ્યુ કે, માધુકરી વૃત્તિ છોડીને એક ઘરેથી પિંડ ગ્રહણ કરવો એ મુનિઓ માટે અનાચાર ગણાય

જાલિનીએ કહ્યું, તુ જાણે આમ પુત્ર હમેશા ધર્મદેશના કરે છે અને માતા મારવાના ઉપાયો વિચારે છે, પણ તેવો કોઈ સૂક્ષ્મ ઉપાય જડતો નથી કોઈક વખતે ચતુર્દશી આવી ઉપવાસ હોવાથી સાધુઓ આજે ભિક્ષા ફરવા નીકળ્યા નથી એ વાત જાલિનીના જાણવામા આવી, ત્યારે વિચારવા લાગી, કે જો કાલે નહી મારી નાખીશ તો પૂનમ પછી વિહાર કરી જશે હવે આ બાબતમા બીજો કોઇ ઉપાય નથી, માટે કંસાર રાધીને તથા ઝેર ભેળવેલો એક લાડુ સવારે લઇ જઇને તેઓને વહોરાવીશ અને આગ્રહ પૂર્વક હુ ભોજન કરાવીશ ત્યાર પછી મારા હાથે જ તેને ઝેરવાળો લાડુ પીરસીને મારી નાખીશ ઇચ્છા પ્રમાણે લાડુ તૈયાર કર્યો સવારે ભોજન લઇને જાલિની તે ઉદ્યાનમા જાતે જ પહોચી શિખિકુમારે કહ્યુ, હે માતા ! આમ એકાકી અને અનુચિત રીતે સામે આહાર કેમ લાવી ? માતાએ કહ્યુ, આજે તો જાતે જ તમને ભોજન કરાવીને પુણ્ય પ્રાપ્ત કરવુ છે કુમારે કહ્યુ, હે માતાજી ! સાધુ માટે તૈયાર કરેલુ અને સામે લાવેલુ ભોજન કરવુ, તે સાધુને માટે અનાચાર ગણાય પછી માતાને સાધુના ભોજનનો વિધિ સમજાવ્યો ત્યારે તેણીએ કહ્યુ, હે પુત્ર ! બીજા કોઇ પ્રકારે મારા મનની શાંતિ નહી થાય જો તમે નહી સ્વીકારો, તો અહી સુધી પુત્રનુ વિહાર કરીને આવવુ, તેને પણ નિષ્ફળ માનીશ માટે અવશ્ય તારે મારી આટલી વાત સ્વીકારવાની જ છે, એમ કહી પગમા પડી, એટલે સરળ સ્વભાવી હોવાથી તેણે મનમા વિચાર્યુ કે, ધર્મશ્રદ્ધા તથા તેનો પુત્રસ્નેહ કેટલો છે ! રખેને તેના પરિણામનો ભંગ થાય, એમ લાભાલાભનો વિચાર કરી કુમારમુનિએ કહ્યુ કે, 'જેમ તુ રાજી થાય અને કહે તેમ કરુ, પણ હવે બીજી વખતે સાધુ માટે આરંભ ન કરવો' જાલિનીએ કહ્યુ, પછી તુ કહે તેમ કરીશ શિખિકુમારે કહ્યુ કે, જો એમ છે તો હવે આ સાધુઓને ભોજન વહોરાવો, ત્યાર પછી હુ ભોજન કરીશ જાલિનીએ કટાક્ષમા કહ્યુ કે હે પુત્ર ! તે માતા પ્રત્યે વાત્સલ્ય બરાબર બતાવ્યુ. એમ નહી, મારા હાથે જ આજે તારે ભોજન કરવાનુ છે શિખિકુમારે કહ્યુ, તો હજુ મારે પારણુ કરવાની વાર છે એમ કરતા પચ્ચક્ખાણનો સમય આવી ગયો કુમારના બહુમાનથી સાધુઓ બેસી ગયા યથોચિત વિધિથી ભાજનો આપ્યા તેણીએ ભોજન વહોરાવ્યા, સારી રીતે સંસ્કાર કરેલો કંસાર પીરસ્યો સાધુઓએ ભોજન કરી લીધુ બાકી રહેલા કંસારમા તાલપુટ ઝેર ભેળવેલ લાડુ કુમારસાધુને આપ્યો, એટલે તે ખાઇ ગયો

સાધુઓએ હાથ ધોઈ નાખ્યા, ભાજનો દૂર કર્યા આ સમયે કુમારને ઝેર શરીરમા વ્યાપી ગયુ. સાધુ તરફ નજર કરી તો તેઓ સ્વસ્થ હતા મને આ શુ થયુ ? સમજી ગયો, છતા ગભીરતા રાખી કંઇપણ બોલ્યો નહી થોડી વાર થઇ એટલે વાચા બંધ થઇ ગઈ વિચાર્યુ કે નક્કી હવે હુ નથી જીવવાનો પૃથ્વી પર ઢળી પડયા સાધુઓ આકુળ

બની ગયા. માતા પણ નાટક કરવા લાગી. સાધુઓ વિચારવા લાગ્યા કે, શું આ અકાર્ય તેની માતાએ જ કર્યું હશે !

## શિખિકુમારમુનિની ચરમ સાધના

ઝેરથી વ્યાપેલા શરીરવાળા તે મુનિ વિધિપૂર્વક અનશન કરીને વિચારવા લાગ્યા કે, કોઈ વખત ન થએલું એવું મને આ શું થયું ? આ સંસારને ધિક્કાર થાઓ ! મેં વિચાર કર્યો હતો કે, માતાને ધર્મ-કાર્ય અને ચારિત્રમાં જોડીને જલ્દી હું સંસારના કલેશથી મુક્ત કરાવીશ. હજુ જેટલામાં મારી આ ઇચ્છા પૂર્ણ ન થઈ, તેટલામાં નિષ્પુણ્યક એવા મારા પ્રમાદથી માતા અપયશના કાદવમાં પડી. અનાર્ય લોકો પૂર્વે બનેલા વૃત્તાન્તને યાદ કરી, મોહ-દોષથી ન શંકા કરવા યોગ્ય માતા માટે શંકા કરશે. માતાને કલેશ કરાવનાર આ જન્મને ધિક્કાર હો. અથવા તો આવા પ્રકારનો આ સંસાર પાપી જ છે. કહ્યું છે કે : " કેટલીક વખત પરભવમાં કરેલા તેવા પ્રકારના કારણથી ગુનો ન કરવા છતાં પણ કેટલાક અપયશ મેળવે છે અને કેટલાક ગુનો કરવા છતાં પણ તેનો ગુનો ઢંકાઈ જાય છે. જે વિચિત્ર કર્મગતિ છે, તે જ તેનું પ્રાયશ્ચિત્ત છે." પૂર્વે બાંધેલા કર્મનું અશુભ ફળ તેને અત્યારે ઉદયમાં આવ્યું છે અથવા તો આ જીવલોકમાં અત્યારે આ વસ્તુ તેને માટે શોક કરવા લાયક નથી; કારણ કે મોક્ષ-સુખના ફળરૂપ કલ્પવૃક્ષ-સરખો જિનધર્મ પ્રાપ્ત કર્યો છે, તો હવે શ્રેષ્ઠ પરમપદને સાધી આપનાર પ્રભુએ કહેલ પંચ નમસ્કાર-મંત્રનું સ્મરણ કરું. અત્યારે બીજી ચિંતા કરવાથી શું ? ત્યાર પછી શુભ પરિણામવાળો, પંચ નમસ્કારની ભાવનાવાળો મરીને તે બ્રહ્મદેવલોકમાં ઉત્તમ દેવપણે ઉત્પન્ન થયો. રતિલક્ષ્મી-સમાગમ નામના વિમાનમાં નવ સાગરોપમના આયુષ્યવાળો, દિવ્ય કાંતિવાળો બ્રહ્મેન્દ્રનો સામાનિક દેવ થયો. તેની માતા જાલિનીનો જીવ પણ આયુ પૂર્ણ કરી બીજી શર્કરાપ્રભા નામની નારકીમાં ત્રણ સાગરોપમના આયુવાળો મહાઘોર નારકીપણે ઉત્પન્ન થયો.

ધર્મથી યાકિની-મહત્તરાના સૂનુ આ. શ્રી હરિભદ્રસૂરિએ રચેલી 'સમરાઇચ્ચ-કહા' પ્રાકૃત સમરાદિત્ય-કથાના આ. શ્રી હેમસાગરસૂરિએ કરેલા અનુવાદમાં ત્રીજો ભવ સંપૂર્ણ થયો.

# ચોથો ભવ

શિખિકુમાર અને જાલિની પુત્ર અને માતાના સંબંધવાળો વૃત્તાન્ત જણાવી ગયા પછી હવે ધન અને ધનશ્રી પતિ-ભાર્યાનો સંબંધ સંક્ષેપથી કહું છું. આ જંબૂદ્વીપ નામના દ્વીપના ભરતક્ષેત્રમાં સૌધર્મ દેવલોકનું અનુકરણ કરનાર હંમેશાં ઉત્સવોથી આનંદ-પ્રમોદ કરનાર મહાજનવાળું નિરંતર પ્રવર્તતા નાટકાદિક પ્રેક્ષણીયથી શોભિત, નજીકમાં વહેતી ગંગાનદીના જલથી જેના છેડા સારી રીતે ધોવાયેલા છે તેવું, તથા દેવાંગનાઓ સાથે

લાવણ્ય, રૂપ, વેષ અને વૈભવની હરીફાઈ કરનાર, કામદેવની ધ્વજા સમાન નગર-નારીઓથી યુક્ત સુશર્મ નામનું નગર છે. જે નગરમાં સર્વ અન્ય કાર્ય તજીને માત્ર પરોપકાર કરવામાં તલ્લીન એવો પુરુષ-વર્ગ પોતાનું યથાર્થ નામ વહન કરે છે. ત્યાં પ્રતિપક્ષી રાજાઓ રૂપી હાથીઓને વિદારવામાં કેસરીસિંહ સરખો સુધન્વા નામનો રાજા હતો. તે રાજાને બહુમાન્ય, આખા નગરમાં મોટો એક નગરશેઠ દીન, અનાથ, દરિદ્રિજન પ્રત્યે વાત્સલ્યવાળો, બાન્ધવરૂપ કુમુદ-વનને વિકસ્વર કરવા માટે ચંદ્ર-સમાન, કુબેર કરતાં અધિક વૈભવવાળો, ધર્મ, અર્થ અને કામરૂપ ત્રણ વર્ગ સાધવામાં રતિવાળો વૈશ્રમણ નામનો સાર્થવાહ હતો. તેને સમાન કુલ, રૂપ, વૈભવ અને શીલવાળી શ્રીદેવી નામની ભાર્યા હતી. તેઓને પરસ્પર સ્નેહથી વિષય-સુખનો અનુભવ કરતાં કેટલોક કાળ પસાર થયો. તેમને પુત્ર ન હોવાથી કોઈ સમયે ચિંતા ઉત્પન્ન થઈ, એટલે તે નગરની નજીકના ધનદેવ નામના યક્ષની મહાપૂજા કરી માનતા માની, 'હે ભગવંત ! જો તમારા પ્રભાવથી અમને પુત્ર થશે, તો નગરના સર્વ લોકો સાથે મળી તમારો મહામહોત્સવ કરીશું, તથા તમારું જ નામ પુત્રનું સ્થાપન કરીશું.'

## ધન અને ધનશ્રીનો દંપતી-સંબંધ

તેઓ મધ્યમવયમાં વર્તતા હતા, ત્યારે બ્રહ્મલોક-કલ્પવાસી દેવ ( શિખિકુમાર ) ત્યાંનું આયુષ્ય પૂર્ણ કરી, ચ્યવીને શ્રીદેવીના ગર્ભમાં ઉત્પન્ન થયો. તે જ રાત્રિએ પ્રભાત સમયે તેણીએ સ્વપ્નમાં ઊંચી ઊજ્જવલ કાયાવાળા, અત્યંત લીલાપૂર્વક ગમન કરતા, નિરંતર દાન-જળ સ્રવતા, ગંડસ્થળ પર ઊડી રહેલા ભમરાઓવાળા, ચાર દંતૂશળોથી શોભતા, લાલ તાળવાવાળા, લીલાથી સૂંઢ ઊંચી-નીચી કરતા, સુવર્ણ-સાંકળ સાથે બાંધેલા ઘંટા-યુગલવાળા, લાલ ચામરથી શોભતા મુખવાળા, અંકુશથી ઢંકાઈ ગયેલા કુંભસ્થળવાળા, ઘૂમતી મનોહર નયનની શોભાવાળા, સર્વાંગે સુંદર હોવાથી મનગમતા, મુખમાંથી ઉદરમાંથી પ્રવેશ કરતા મત્ત હાથીને દેખ્યો. દેખીને શ્રીદેવી સુખપૂર્વક જાગી અને વિધિપૂર્વક પતિને કહ્યું. સ્વપ્નની હકીકત સાંભળી હર્ષથી રોમાંચિત ગાત્રવાળા પતિએ કહ્યું, 'હે સુંદરી ! તને સમગ્ર સ્વજન-ગણનો નાયક થનાર પુત્ર થશે.' 'બરાબર' એમ કહી ભર્તારના વચનને અભિનંદન આપતી તે પણ વિકસ્વર મુખવાળી બની. ત્યાર પછી વિશેષ પ્રકારે ત્રણ વર્ગ સંપાદન કરવામાં રક્ત બની, સમગ્ર લોકોના મનોરથોને પૂરતી, વિઘ્ન વગર પુણ્ય-ફળનો અનુભવ કરતી હતી, એટલામાં પ્રસૂતિ-સમય થયો, પ્રશસ્ત તિથિ, કરણ, યોગમાં સુખપૂર્વક પુત્રને જન્મ આપ્યો. પરિતોષકારિણી ઘરદાસીએ વૈશ્રમણ શેઠને પુત્રની વધામણી આપી. ખુશાલીની વધામણી સાંભળી શેઠે દાસીને ભેટ આપી મહાદાન દેવરાવ્યું. પુત્ર-વધામણું ( ઉત્સવ ) કરાવ્યું. એક મહિનો પસાર થયા પછી મહાવિભૂતિ-પૂર્વક સમગ્ર નગરલોક સાથે પુત્રને લઈ વૈશ્રમણ શેઠ ધનદેવ યક્ષના મંદિરે ગયા. તેની પૂજા કરી, પુત્રને પગે લગાડયો, પુત્રનું 'ધન' એવું નામ પાડયું. અનુક્રમે તે પુત્ર કુમારભાવ પામ્યો.

આ સમયે જાલિનીનો નારકીનો જીવ નરકમાંથી નીકળી, ફરી સંસારમાં કેટલોક કાળ રખડી, આગલા ભવમાં તેવા પ્રકારની અકામ-નિર્જરાથી મરી તે જ નગરમાં પૂર્ણભદ્ર સાર્થવાહની ગોમતી નામની ભાર્યાની કુક્ષિમાં પુત્રીપણે ઉત્પન્ન થયો. જન્મ થયા પછી તેનું ધનશ્રી નામ પાડયું. યૌવનવય પામી ત્યારે કોઈ અષ્ટમી ચંદ્રના મહોત્સવમાં મદન-લીલા નામના ઘર ઉદ્યાનમાંથી સખીવર્ગ સાથે પોતાના ઘર તરફ જતી રતિસમા રૂપને ધારણ કરતી ધનશ્રીને ધનકુમારે દેખી; એટલે પૂર્વભવના કેળવાયેલા મૈત્રીગુણથી અભિલાષ-પૂર્વક ધનકુમારે તેને દેખી. તેણીએ પણ તેવા ઇર્ષ્યાના અભ્યાસથી લાંબા સમય સુધી તેના તરફ નજર કરી. આ બંને આમ પરસ્પર અભિલાષાથી લાંબા સમય સુધી જોઇ રહ્યાં હતાં, તે ભાવ નજીક ઊભેલા સોમદેવ નામના પુરોહિતપુત્રના જાણવામાં આવ્યો. આ વૃત્તાન્ત એક કાનથી બીજે કાને અને છેવટે વૈશ્રમણ સાર્થવાહના જાણવામાં આવ્યો, એટલે તેણે ધન માટે ધનશ્રીની માગણી કરી. પૂર્ણભદ્રે બહુમાનપૂર્વક પોતાની પુત્રી આપી, બંનેને તે વાતની ખબર પડી. તેથી ધન હૃદયથી ઘણો રાજી થયો, પરંતુ ધનશ્રી મનમાં દૂભાઇ. વૈશ્રમણે અને પૂર્ણભદ્રે લગ્ન માટે મોટાં વધામણાં (ઉત્સવો) કર્યાં અને નગર લોકોને આશ્ચર્ય પમાડે તેવો મહાવિભૂતિવાળો વિવાહ-મહોત્સવ કર્યો. પછી કેટલોક કાળ પસાર થયો. ધનશ્રીને તેના ઘરે જન્મેલા નંદક નામના નોકર સાથે મૈત્રી-સંબંધ બંધાયો હતો. પૂર્વે જ્યારે અગ્નિશર્મા તાપસ હતો, ત્યારે આ નંદક આર્ય કૌંડિન્ય કુલપતિનો સંગમક નામનો સેવક અને અગ્નિશર્માનો જીગરજાન મિત્ર હતો. ત્યાર પછી ધનશ્રી સાથે વિડંબના-સરખું વિષય-સુખ અનુભવતાં ધનનો કેટલોક કાળ પસાર થયો. કાલક્રમે કોઇ વખત શરદ-સમય આવ્યો. કેવો ? તે કહે છે-

### શરદ-કાળ વર્ણન

નવીન જળ-પૂર્ણ સરોવર કમળ-વનથી શોભી રહેલાં છે. કમળવનમાં આસક્ત બનેલા ભમરાઓનાં કુલો ઉન્મત્ત થઇ મધુર ગુંજારવ કરતાં ભમી રહ્યાં છે. ભ્રમર-કુળો વડે ઉત્સાહિત, સુરત-ક્રીડાથી થાકી ગએલા, હર્ષથી મધુર સ્વર બોલનારા હંસ-કુલથી વાચાળ, વાચાળ ગોવાળિયાની યુવતીઓએ શરૂ કરેલ મધુર સંગીતના શબ્દથી વ્યાપ્ત ક્ષેત્રમાર્ગવાળો શરદ-કાળ પ્રવર્તી રહેલ હતો. વળી જે શરદમાં ભરપૂર ખીલેલાં પુષ્પોના ભારથી નમી ગએલા અને ભમરાઓના ગુંજારવથી વાચાળ એવા અશન, બાણ, કાશ, કુટજ વૃક્ષોથી દઢ હાસ્ય કરતાં હોય તેવાં અરણ્યો છે. જાણે સમગ્ર લવણસમુદ્રના જળનો ત્યાગ કરી, સ્વાદવાળા ક્ષીરસમુદ્રના જળનું પાન કર્યું હોય-તેવાં ઉજ્જવળ વાદળાંઓ શરદમાં શોભે છે. મદગંધથી આકર્ષાએલા ભમરાઓનાં ટોળાંથી રુષ્ટ બનેલા હોય તેવા હાથીઓ વડે છુંદાઇને ભગ્ન બનેલાં સપ્તચ્છદ વૃક્ષોનાં વનો દેખાય છે. વાદળાંના બંધનથી મુક્ત બનેલો, શરદથી ઉન્મત્ત બનેલો હોય તેવો ચંદ્ર લાંબા કાળથી એકઠી કરી બમણી બનાવેલી (દોરડા વગરની) જ્યોત્સ્નાને લોકોના ઉપર વેરે છે.

## ધન ઉપાર્જન માટે મિત્ર અને પત્ની સાથે પરદેશ-ગમન

આવા પ્રકારના ગુણોથી મનોહર શરદ-સમયમાં ધનકુમારે તે જ નગરમાં રહેનાર સમૃદ્ધિદત્ત સાર્થવાહપુત્રને જોયો, કે જે પરદેશ-ગમન કરી ઘણું દ્રવ્ય ઉપાર્જન કરી મહાકાર્તિકીના પર્વ-દિવસે દીન, અનાથ વગેરેને અવિરત મહાદાન આપતો હતો. તેને દેખીને ધને વિચાર્યું, 'ખરેખર આ ભાગ્યશાળી છે કે, જે પોતાની ભુજાથી ઉપાર્જન કરેલા દ્રવ્યથી પરોપકાર કરે છે. મનમાં વિષાદ પામ્યો, એટલે પડખે રહેલા નંદકે કહ્યું કે, 'હે સાર્થવાહપુત્ર ! તું ઉદ્વેગવાળો કેમ જણાય છે ?'

ધને પોતાને આવેલો વિકલ્પ જણાવ્યો. નંદકે કહ્યું 'હે સાર્થવાહપુત્ર ! આ તો નજીવી વાત છે. તારી પાસે પણ મહાપુણ્યથી ઉપાર્જન કરેલું દ્રવ્ય છે જ, તો તેના કરતાં વધારે દાન આપનારો થા.' ધને કહ્યું, પૂર્વના પુરુષોએ ઉપાર્જન કરેલ દ્રવ્યના દાન કરવાથી શું ? કહ્યું છે કે :-

"લોકમાં તે પ્રશંસવા યોગ્ય છે, કે જે પુરુષ દીન અને આશ્રિત પ્રિયવર્ગને પોતાની ભુજાથી ઉપાર્જન કરેલું દ્રવ્ય વગર પ્રાર્થનાએ આપે." મારી ભુજાથી ઉપાર્જન કરેલું દ્રવ્ય મારી પાસે બિલકુલ નથી; માટે પિતાજીને વિજ્ઞાપના કર, કે આગળના પુરુષોએ સેવન કરેલો વેપાર હું કરું. દેશાવરમાં ધન કમાવા માટે જાઉં. કાલોચિત નહીં કરનાર પુરુષ જીવનને નિષ્ફળ કરે છે. ત્રણે વર્ગને સાધી આપનાર મૂળ વસ્તુ હોય તો અર્થોપાર્જન. તો મારી ઇચ્છા પૂર્ણ કરવા માટે તું પિતાજીને જણાવ." શેઠને વિનંતી કરી. તેઓએ કહ્યું કે, હે નંદક ! તું મારા પુત્રને કહે કે સમગ્ર નગરના શેઠિયાઓથી વધારેમાં વધારે ત્રણ વર્ગને સાધી આપવામાં કારણભૂત ધન મારી પાસે છે, એનાથી તું તારા ઇચ્છિત કાર્યને કર. નંદકે કહ્યું કે, હે પિતાજી ! હું કબૂલ કરું છું, પરંતુ એવી રીતે તેના મનની શાંતિ થતી નથી. 'તો પછી જેવી રીતે તેને ધૃતિ થાય, તેમ ભલે કરો.' નંદકે એ વાતનું ધનને નિવેદન કર્યું. ધન ખુશ થયો. અને જવાની તૈયારી કરવા માંડી. જુદા જુદા પ્રકારની વાહનાદિ-સામગ્રી, માર્ગમાં જરૂરિયાતવાળા ખાવા-પીવા તથા સૂવા-ઓઢવા માટેનાં તથા રહેવા માટે રાવડી, તંબુઓ આદિ મુસાફરી યોગ્ય સર્વ સાધનોની સજાવટ કરાવી. પછી નગરમાં આઘોષણા કરાવી કે સાર્થવાહપુત્ર ધનકુમાર આ નગરથી તામલિપ્તી નગરી તરફ પ્રયાણ કરનાર છે, તો તેની સાથે જે કોઈને પણ આવવું હોય, તો તેણે તૈયાર થઈ જરૂર સાથે આવવું. માર્ગમાં જેની પાસે જે કંઇપણ ખાવા-પીવાની સામગ્રી નહીં હોય, તેને ધન આપશે. જવાની ઇચ્છાવાળા લોકો તૈયારી કરવા લાગ્યા.

આ વખતે ધનશ્રીએ ચિંતવ્યું કે, આ પ્રવાસ ખેડવા જાય છે, તે ઠીક થયું. જવાના નજીકના દિવસોમાં સાંભળ્યું કે નંદક પણ એની સાથે જનાર છે, તેથી કપટવૃત્તિથી

સાર્થવાહપુત્રને ધનશ્રીએ કહ્યું, "હે આર્યપુત્ર ! તમે તો જાવ છો, પણ મારે હવે શું કરવું ?" ધને કહ્યું, 'હે સુંદરી ! સાસુ-સસરાની સેવા કરવી.' એટલે કપટથી અશ્રુપૂર્ણ-નયનવાળી ધનશ્રીએ દુઃખપૂર્વક કહ્યું કે, 'હે આર્યપુત્ર ! વડીલો તો મારા હૃદયમાં છે જ, પરંતુ મને છોડીને તમે ચાલ્યા જશો, તો હું તમને આ વાત જણાવી દઉં છું કે, તમારા વિયોગમાં હું અવશ્ય પ્રાણનો ત્યાગ કરીશ' એમ કહી ન સમજી શકાય તેવા શબ્દ બોલતી તે કૃત્રિમ રુદન કરવા લાગી. એટલામાં ધનની માતા ત્યાં આવી પહોંચી. એટલે ધન ઊભો થયો, ધનશ્રી બહાર નીકળી ગઇ. તેનો ભાવ માતાના જાણવામાં આવી ગયો. માતાએ પુત્રને અનેક પ્રકારની હિત-શિખામણો આપી કે, "હે પુત્ર ! દેશાન્તરો ઘણા દૂર હોય છે, વિયોગ થવો સહેલો છે, ફરી મેળાપ થવો મુશ્કેલ છે, ધન કમાવાનો માર્ગ ઘણા કલેશવાળો છે, ધનોપાર્જન-પરિશ્રમ કરતાં કદી કંટાળો લાવવો નહિ, એ આ કાર્યનું મૂળ છે. જો કે તું સકલ ગુણવાળો છે, તો પણ ખાસ કરીને ક્ષમાદિ ગુણો વિષે તારે જરૂર પ્રયત્ન કરવો. હંમેશાં તારે તારા સમાચાર પત્રો લખી જણાવવા." ધને કહ્યું, હે માતાજી ! જેવી તમારી આજ્ઞા. માતા ગયાં, ધનશ્રીને પણ સાથે જવાની રજા મળી, એટલે હર્ષ પામતી તે પણ તૈયારી કરવા લાગી. સાર્થે પ્રયાણ ચાલુ કર્યું. નિરંતર પ્રયાણ કરતા હોવાથી બે મહિનામાં જ તામલિપ્તી નગરીએ પહોંચી ગયા. ત્યાં રાજાને મળ્યો, રાજાએ બહુમાન કર્યું. વેચવા લાવેલો માલ વેચ્યો, પરંતુ ઇચ્છિત લાભ ન મળ્યો. ધને વિચાર્યું કે મનોરથ પૂર્ણ કર્યા વગર ઘરે કેવી રીતે જવું ? તો નજીકમાં જ સમુદ્ર છે, તેમાં પ્રયાણ કરીએ. 'સંશયવાળો, એકાંત નુકશાનથી ભય પામનારો પુરુષ સકલ જનને આનંદ કરાવનાર સંપત્તિને મેળવી શકતો નથી.' લક્ષ્મી વગરના પુરુષોના માત્ર સંખ્યા-ગણતરી કરાવનાર જીવતરથી સર્યું; માટે સમુદ્રમાં મુસાફરી કરી સામે પાર જાઉં, નંદક અને ધનશ્રી સાથે મંત્રણા કરી સમુદ્ર-પાર જવાનો નિર્ણય કર્યો.

## શરણાગત-વત્સલનો મહેશ્વરદત્ત પ્રતિ ઉપકાર

આ સમયે ધન સ્નાન કરવા માટે જતો હતો, ત્યારે એક હાથ માત્ર જૂનું કપડું પહેરેલ, મોટા નખના ઉઝરડાવાળો, પાસા ઘસવા વડે કરી સફેદ હાથવાળો, તંબોલ ખાવાથી લાલ હોઠવાળો, મસ્તકે કરમાએલાં પુષ્પોની પહેરેલી માળાવાળો, જુગારીઓનાં ટોળાંથી ઘેરાએલો, ભય પામતો, નાસી જવાનો માર્ગ ખોળતો એક જુગારી ત્યાં દોડી આવ્યો. તેણે કહ્યું, 'હે આર્ય ! હું તમારા શરણે આવ્યો છું, આ અનાર્ય જુગારીઓથી મારું રક્ષણ કરો.' ધને કહ્યું, 'હે ભદ્ર ! તું નિરાંત રાખ શા માટે આ ભાઈઓ તેને ઉપદ્રવ કરે છે ? ગભરાતા જુગારીએ કહ્યું, હે આર્ય ! મારાં ભાગ્યને પૂછો, તે વાત કહેતાં મારી જીભ ઉપડતી નથી. ત્યાર પછી ધને વિચાર્યું કે, તેના હૃદયના ભાવ અને વચન કેવાં મહાન છે ! ધને કહ્યું, હે ભાગ્યશાળી ! હવે તું ચિંતા છોડી દે, કોને સારી અવસ્થાનો

પલટો નથી આવતો ? તો અહીં જે કારણ હોય, તે કહી નાખ. ત્યારપછી પશ્ચાત્તાપ કરતો, આંસુ ભરેલી આંખવાળો તે, ગદ્ગદ અક્ષરે કહેવા લાગ્યો કે, હે આર્ય ! ઉત્તમ વણિક કુળને કલંક દેનાર અધમ, બંને લોક બગાડનાર, પંડિતજનોથી નિન્દાએલો, વિષવૃક્ષની માફક પ્રાણીઓના અપકાર માટે જ જન્મેલો હું કુસુમપુર-નિવાસી મહેશ્વરદત્ત છું. ભાગ્યશાળી લોકો વડે વર્જિત, સમગ્ર દોષોના નિધાનરૂપ જુગાર રમવા વડે કરીને હું આવી અવસ્થા પામ્યો છુ. ધને વિચાર્યું કે, જુગારી છતાં આનો વિવેક કેવો છે ! આવી અવસ્થા પ્રાપ્ત થવા છતાં પોતાને અકાર્ય આચરણ કરનાર તરીકે જાણે છે, તો આ કોઈ ખાનદાન માણસ જણાય છે. એમ વિચારી કહ્યું કે, હે ભાગ્યશાળી ! હું તારું શું કાર્ય કરું ? ત્યારે અનુચિતપણે ગભરાતો, આંખો મીંચતો, સુકાતા વદનવાળો, સ્ખલના પામતા અક્ષરથી બોલતો તે કંઈક બોલ્યો, વળી બોલતો બંધ થયો. ધન સમજી ગયો કે જરૂર જુગાર રમતાં હારી ગયો છે; તેથી પ્રાર્થના કરી શકતો નથી, પણ અર્થ સમજાઈ ગયો. એટલે નંદકને કહ્યુ કે, ભદ્ર નંદક ! બહાર પરિભ્રમણ કરતા જુગારીઓને પૂછી લે કે ભાગ્યશાળીઓ ? આ માણસે તમારો શો અપરાધ કર્યો છે ? નંદકે જુગારીઓને પૂછ્યું, એટલે તેઓએ કહ્યું, એ વચનથી બંધાએલો, સોળ સોનામહોરો હારીને આજે સાક્ષીઓએ રોકયો હોવા છતાં, અમે ઉશ્કેરાએલા હતા—તેવા સમયે લાગ જોઈને અમને સુવર્ણ-સિક્કા આપ્યા વગર પલાયન થઇ આ અહીં પેસી ગયો છે. નંદકે એ વાત ધનને કહી, એટલે તેણે નંદકને કહ્યું 'તમને સોળ સોનામહોરો આપી દે.' નંદકે આપી, એટલે માગનારા જુગારી ગયા ધને તે જુગારીને કહ્યુ, હે ભદ્ર ! ચાલ ઊભો થા, શોક છોડી દે. પુરુષો તો કાર્યની પ્રધાનતાવાળા હોય છે, શોક કરનાર સ્ત્રીવર્ગ હોય છે, એટલે શરમાતો હોય તેમ મહેશ્વરદત્ત ઊભો થયો ધનની સાથે સ્નાન કર્યું. ધને પહેરવાની એક વસ્ત્ર-જોડી આપી, એટલે તેણે વસ્ત્રો પહેર્યાં. ભોજન કર્યા પછી ધને કહ્યું, હે ભદ્ર ! તારા સજ્જન-સ્વભાવથી આપણે એક જાતિવાળા છીએ અને આ દ્રવ્ય આપણા બંનેનું સામાન્ય છે, તો આમાંથી કંઈક દ્રવ્ય લઈ તારી મેળે તું કંઇક વેપાર કર. ડાહ્યા પુરુષો વડે નિંદનીય, બંને લોક બગાડનાર અધમ લોકોને આનંદ આપનાર, તને પણ નહીં ગમતી એવી જુગારની ક્રીડા હવે ન કરવી. મહેશ્વરદત્તે વિચાર્યું કે, 'અહો ! મારી અધન્યતા ! પિતા રુદ્રદેવ-સરખું આનું વર્તન છે; જ્યારે મારું વર્તન આવા પ્રકારનું છે !'

"પરોપકાર ન કરનાર પુરુષ જે લઘુતા નથી પામનો, તેથી ય અધિક લઘુતા તો પરમ કરુણામયી દેવાવાળાના ઉપકારથી લદાએલો પામે છે."—નો આવી પારકી દયા અને પરોપકારથી સર્યું, પુરુષાર્થનું અવલંબન કરું. હવે મારા કુલને ઉચિત પ્રયત્ન કરું. એમ વિચારી મહેશ્વરદત્તે કહ્યું, 'હે આર્ય ! ખરેખર, હું આજે ધન્ય છું કે જે મને આપનાં દર્શન પ્રાપ્ત થયાં. આજથી માંડીને હવે ઘણા લોકોથી નિંદિત આવાં વર્તનનો હું ત્યાગ કરું છું, હવે હું પુરુષના ગુણોનો સ્વીકાર કરું છું, એટલે દરિદ્રતા પણ દૂર થશે.

મારા મુખથી આપને વધારે શું કહું ? પરંતુ આપ આર્યના પ્રભાવથી આપના ઉપદેશને સફળ કરી આપને પાછો મળીશ' એમ કહી નગરથી નીકળી ગયો. "હવે શું કરું ? ધન કમાવા માટે શું સમુદ્રની મુસાફરી કરી સામે પાર જાઉં ? ધન વગરનો પુરુષ હોય, તે પુરુષ ગણાતો નથી. દરિદ્ર પુરુષનો યશ વિસ્તાર પામતો નથી, કીર્તિ વધતી નથી, સજ્જન-સમાગમ કે પરોપકાર કરી શકાતો નથી. અથવા તો કસમયે મનોરથોનો ચૂરો કરનાર, દેવોને અને દાનવોને પરાજય આપનાર, હર્ષથી સ્વચ્છંદપણે પરિભ્રમણ કરનાર કાળરાજાને આધીન તો છેવટે થવાનું જ છે, તો ધન મેળવવાના વિચારથી સર્યું. કારણ કે મનુષ્યપણું દુર્લભ છે, માટે બંને લોકોનું કલ્યાણ કરનાર ભગવન્તના ધર્મની આરાધના કરું. એમ કરવાથી આ સાર્થવાહપુત્રનો પરમાર્થવાળો આશય પણ જળવાશે." એમ વિચારી તેણે પોતાના મિત્ર યોગીશ્વર નામના કાપાલિક પાસે કાપાલિક વ્રત લીધું.

## કાર્મણ-પ્રયોગ

બીજી બાજુ ધને ધનોપાર્જન માટે સમુદ્રપાર જવાનો પોતાનો અભિપ્રાય નંદક અને ધનશ્રીને જણાવ્યો. તેઓએ કહ્યું કે, તમારા ઇચ્છિત કાર્યમાં અમે અંતરાય કરનારા નથી. આપને જે રુચે, તે આપ સુખેથી કરો. પછી ધને સામે પાર લઈ જવા માટેની વેપાર-સામગ્રી એકઠી કરીને વહાણની તપાસ કરાવી. દરમ્યાન ધનશ્રીએ નંદકને કહ્યું કે, 'આને મારી નાખી આપણે ક્યાંક ચાલ્યા જઇએ; આપણે શા માટે સમુદ્રની મુસાફરીમાં તેની સાથે ખેંચાઇએ?'

નંદકે કહ્યું, આ વાત યોગ્ય નથી. આ આપણા સ્વામી ગુણવાળા હોવાથી સદ્દભાવ કરવા લાયક છે, માટે સ્વપ્નમાં પણ તારે આવો અયોગ્ય વિચાર ન કરવો. એટલે ધનશ્રી પાછી પડી અને વિચાર્યું કે મારા કાર્યમાં નંદક સહાયક નહીં થાય; માટે કોઇ ઉપાય કરી મારે જાતે જ આ કાર્ય કરવાનું છે. ધનશ્રીએ નાગદત્તા નામની પરિવ્રાજિકા પાસેથી પીડા કરનાર અને કાળાન્તરે જીવ લેનાર કાર્મણયોગ સાંભળી તેનો પ્રયોગ કર્યો.

## સમુદ્ર-વર્ણન

તે વખતે ઘણી સામગ્રીઓ ભરી વહાણ તૈયાર કર્યું. સારા યોગવાળા શુભ દિવસે ધન સમુદ્ર-કિનારે ગયો. દીન, અનાથ વગેરેને દ્રવ્યનું દાન આપ્યું. સમુદ્રનું તથા વહાણનું પૂજન કર્યું તથા વહાણમાં પરિવાર સાથે આરૂઢ થયો. લંગરો ઊંચાં કર્યાં. શંખ અને મોગરાના પુષ્પ જેવો ઉજ્જવળ સઢ ચડાવ્યો. એટલે વહાણ સમુદ્ર-લંઘન કરવા પ્રવર્ત્યું. સમુદ્ર કેવો છે ? કાચબા, જળ-હસ્તી, મગર અને વિવિધ મત્સ્યોથી યુક્ત, શંખ પથરાએલા કિનારાવાળો, પાતાળ સરખા ઉંડા જળમાં રહેલા શ્યામ મેઘના પ્રતિબિંબરૂપ શત્રુ-હાથીને દેખીને અત્યંત મદોન્મત્ત હાથી, મગર વગેરે મહાજળજંતુ ઉછળતા હોવાથી શોભાયમાન તરંગવાળો, કિનારા પરના લવાલ-ઘરમાં બેઠેલા ગંધર્વ-દંપતીઓ વડે

અનર્ગલ માયા, ધનશ્રીની નિર્દયતા, અહો ! ન કલ્પી શકાય તેવો મારા પ્રત્યે વૈરભાવ, આણે બંને કુળની હલકાઈ કરી. આ કરવાનું કારણ શું હશે ? અથવા તો અવિવેક–બહુલતાવાળી સ્ત્રીઓમાં કારણ શું પૂછવું ! ખરેખર સ્ત્રીઓ દોષોનો નિવાસ, મોહમોનું નિમિત્ત, કપટની ઉત્પત્તિ, મૃષાવાદનું ક્ષેત્ર, અશ્રેયમમાર્ગનું દ્વાર, આપત્તિઓનું રહેઠાણ, નરકની નીસરણી, કુશળ નગરમાં પ્રવેશ કરવા માટે અર્ગલા સરખી છે." માટે એની ચિંતા શા માટે કરવી ? કાર્ય વિચારું, અત્યારે એનો વિચાર કરવાનો સમય નથી, પરંતુ 'ઉત્સાહ નહિ છોડનાર પુરૂષ નક્કી કાર્યને અનુરૂપ ફળ મેળવે છે.' 'ગઈ ગુજરીનો વિચાર બહુ ન કરવો' એમ વૃદ્ધો કહે છે. પુરૂષ માટે આ સ્ત્રી બાબત બહુ નાની છે. માતા–પિતાઓ મહાન છે. તેઓ તો બહુ ઉત્તમ કોટીના છે. એમ વિચારી વૃક્ષ પાસેથી ઊભો થયો. થોડે ચાલી આગળ ગયો, તો શું દેખ્યું ? વહાણ તૂટી ગયું હોવાથી શ્રાવસ્તીના રાજાની સિંહલદ્વીપ જતી પુત્રીની દાસીના[1] વસ્ત્રની અંદર, તે પ્રદેશને પ્રકાશિત કરતી 'ત્રૈલોક્યસારા' નામની રત્નાવલી ધને દેખી. ધન આ રત્નાવલી સબંધી કંઇપણ હકીકત જાણતો ન હતો. અને આ પારકી વસ્તુ છે, છતાં તેના ધનથી વેપાર કરી, તે ધનનો શુભ કાર્યમાં ઉપયોગ કરીશ, એમ વિચારી ધને તે રત્નાવલી લીધી, દેશ તરફ પ્રયાણ કર્યું.

## જુગારીનો પ્રત્યુપકાર

જુગારીઓથી છોડાવીને શીખામણ આપીને જેના ઉપર ઉપકાર કર્યો હતો અને જેણે કાપાલિક–વ્રત ગ્રહણ કર્યું હતું, તે મહેશ્વરદત્ત ગારૂડિક મંત્રને સિદ્ધ કરી મંત્ર–સાધના કરવા માટે અહીં સમુદ્ર–કાંઠે રહેતો હતો, તેને તેણે દેખ્યો. યોગીએ ધનને ઓળખ્યો. તેણે કહ્યુ, હે સાર્થવાહ–પુત્ર ! તમે અહીં ક્યાંથી ? અને આવી અવસ્થા કેમ ? એટલે 'ઘરનું દુશ્ચરિત્ર બીજા પાસે પ્રગટ ન કરવું" એમ વિચારી ધને કહ્યુ, સમુદ્રમાં વહાણના વિયોગથી આ અવસ્થા થઈ છે. મહેશ્વરદત્તે કહ્યુ કે, 'દૈવ ઉન્નત પુરૂષોનો ભંગ કરવા માટે સાવધાન હોય છે અને લક્ષ્મી ચંચળ છે' એ લોકોક્તિ સત્ય છે. ગૃહ–વાસ ઘણા દુઃખવાળો હોય છે. જેથી કલ્પવૃક્ષ સરખા તથા માત્ર પરોપકાર માટે જ જન્મ ધારણ કરનારા આપ હોવા છતાં તમારી આવી દશા ! અથવા તો આ નજીવી હકીકત છે. અદશ્ય થયેલો અમાવાસ્યાનો ચંદ્ર પણ કાળયોગે પાછો સંપૂર્ણતાને પામે છે. વિષમ દશાને પામેલા દેવો પણ કલેશ ભોગવનારા બને છે, તો પછી મર્ત્યલોકવાસી માણસની શું વાત કરવી ? માટે આપે સંતાપ ન કરવો. "મહાપુરુષો આપત્તિ–સમયે વજ્રસમાન કઠણ હૈયાવાળા બને છે. આપત્તિ એ ઉપકારિણી છે, કેમકે તેવા સમયમાં સજ્જન અને દુર્જન વચ્ચેનો ફરક જાણી શકાય છે. અનુરાગી અને સ્વાર્થી પરિવારની પરીક્ષા થાય છે. પોતાના ભાગ્યની ખબર પડે છે, છૂપાએલો પુરુષાર્થ પ્રગટ થાય છે અગ્નિનો યોગ થયા વગર કાલાગરુની ગંધ સર્વથા પ્રાપ્ત થતી નથી." આ આપદા લાંબો કાળ ટકનારી નથી

૧ તે રાજપુત્રીના પીયરની એક દાસી હતી અને તે તેના સાગીના સંભાળની વહાણ–ભંગથી સમુદ્રનાં મોજાથી સખ્ત કિનારે આવી પહોંચી હતી. તે જ પ્રદેશમાં ધને તેને દેખી. આનો સંબંધ આગળ જોડશે

એમ લક્ષણોથી હું જાણી શકું છું, બીજું આપના વૈભવ માફક આ કલેશ ક્ષણમાત્ર પીડા કરનાર મને સાધારણ છે. અત્યારે મેં સર્વ સંગનો ત્યાગ કર્યો છે, માટે બીજો કયો ઉપાય કરું ? તો પણ તક્ષક-જાતિ કે કોઈ સર્પ કરડયો હોય, તેના વિષમ ઝેરને ઉતારનાર ભગવાન વિનતાનંદે આપેલો આ પાઠમાત્ર-સિદ્ધ ગારુડ-મંત્રનો સ્વીકાર કરો. આ મંત્રથી તમને વૈભવ સાથે પરોપકાર કરવાનો પ્રસંગ પણ પ્રાપ્ત થશે. ધને વિચાર્યું કે, અહો ! આનું નિષ્કારણ વત્સલપણું અથવા 'દુઃખી જીવો પ્રત્યે સંતો વત્સલતાવાળા હોય છે, ઉપકાર કર્યા વગર હું તેની પાસેથી કેવી રીતે ગ્રહણ કરું ? એમ વિચારી કહ્યું, હે ભગવંત ! આપે મારા ઉપર ઉપકાર કર્યો. મારું કલ્યાણ વિચાર્યું, તે જ આપનો ઉપકાર. તપસ્વી લોકોની કૃપાવાળા ભાગ્યશાળીઓ અકલ્યાણ ન પામે. અમે ગૃહસ્થો પ્રમાદી છીએ. મંત્ર-દેવતાઓ ઉગ્ર હોય છે, માટે મારે મંત્રથી સર્યું. મહેશ્વરદત્તે કહ્યું, આનો દેવતા સૌમ્ય અને નુકશાન ન કરનાર છે. ધને કહ્યું, તો પણ એ મંત્રથી સર્યું. મહેશ્વરદત્તે વિચાર્યું કે, આ સાર્થવાહપુત્રની મહાનુભાવતા કેવી છે ? નક્કી હજુ મને તેણે ઓળખ્યો નથી. તેથી ઉપકાર કર્યા વગર ન ગ્રહણ કરવાના આગ્રહવાળો જણાય છે, માટે હવે હું પ્રગટ થાઉં. એમ વિચારી તેણે કહ્યું, હે સાર્થવાહપુત્ર ! તામલિપ્તી નગરીમાં તમે જુગારીથી મને છોડાવ્યો હતો, તે વાત સાંભરે છે ? માટે બીજા વિકલ્પો કરવા છોડી દો. આ મંત્ર ગ્રહણ કરો, નહીંતર મને મોટી પીડા થશે. ત્યારે તે હકીકત યાદ કરી 'આ કૃતાર્થ થાય'-એમ વિચારી 'નહીં' ગ્રહણ કરીશ, તો આને મોટી પીડા થશે, એમ સમજી તેના આગ્રહથી સંકોચ અનુભવનાર ધને કહ્યું હે ભગવંત ! જેવી આપની આજ્ઞા. મહેશ્વરદત્તે મંત્ર આપ્યો અને ધને તે ગ્રહણ કર્યો. તપોવનમાં જઈ ફણસ વગેરે ફળ ખાઈ ભોજન-પાણી કર્યાં. એક દિવસ ત્યાં રોકાયો. મહેશ્વરદત્તે અભિવંદન કરી તેણે બતાવેલ માર્ગે તે દેશ તરફ ચાલ્યો. નારંગી વગેરે ફળ ખાઈ ને જેણે પ્રયત્ન-પૂર્વક રત્નાવલીને છૂપાવી રાખી હતી એવો ધન કાલક્રમે શ્રાવસ્તી નગરીએ પહોંચ્યો.

**ધન-સ્થાને**

તે નગરીમાં તે જ રાત્રિએ વિચારધવલ રાજાનો ભંડાર ચોરોએ લૂંટયો હતો, તે કારણથી નગરવાસી લુંટારા તથા પરદેશી મુસાફરોને પકડી લેવાતા હતા, મંત્રી પાસે લઈ જઇ પરીક્ષા કરી છોડી દેવાતા હતા. એટલે તે વાત સાંભળી ધન દરવાજા પાસેથી જ બીજે સ્થળે જતો હતો, તેને અધિકારીઓએ પકડ્યો, પૂછ્યું, કે, હે ભદ્ર ! તું કોણ અને કયાંથી આવે છે ? તેણે કહ્યું કે, હું સુશર્મનગરથી આવું છું. ફરી પૂછ્યું કે કયાં જઈશ ? તેણે કહ્યું, આગળ ગયો હતો, હવે પાછો ત્યાં જ જઈશ. અધિકારીઓએ કહ્યું કે, તમારે કોપ ન કરવો. પરંતુ આજે વિચારધવલ રાજાનો ભંડાર કોઇએ લૂંટયો છે. તે, કારણે મુસાફરી કરતા હોય, તેને પણ પકડવાનો હુકમ હોવાથી, તમને મંત્રીના ઘરે લઇ જઈશું. ધને કહ્યું, હું તો હજુ હમણાં જ અહીં આવ્યો છું, હું એવા કર્મ કરનારો નથી; તો ત્યાં શા માટે મારે જવું ? પેલાઓએ કહ્યું, અમે તો આજ્ઞા ઉઠાવનારા છીએ, તો તમારે અવશ્ય ત્યાં આવવું પડશે. હૃદયથી ન ઇચ્છતા ધનને મંત્રીના ઘરે લઈ ગયા. મંત્રીને બતાવ્યો, પૂછ્યું કે ભાગ્યશાળી ! કયાંથી આવો છો ? એટલે પહેલાં જેમ જ કહ્યું હતું, તે જ પ્રમાણે મંત્રીને પણ કહ્યું. મંત્રીએ પૂછ્યું કે, તારી પાસે કંઈ ખાવાનું ભાતું કે બીજી કંઈ

ચીજ છે ખરી ? ત્યારે લોભ અને અજ્ઞાનથી મોહિત મનવાળા તેણે ભાવીનો ખ્યાલ કર્યા વગર નિર્વિકલ્પપણે કહ્યું, કે, શંકા કરવા યોગ્ય કંઈ નથી. મંત્રીએ કહ્યું, 'સ્પષ્ટ કહે.' તેણે કહ્યું, આપ જેવા મંત્રી પાસે બીજું નિવેદન કેમ કરાય ? મંત્રીએ કહ્યું. જો એમ છે, તો જા. ત્યારપછી જતાં જતાં તે જ ભવનાંગણમાં કોઈ પ્રકારે પ્રમાદથી છૂટી ગએલા વાંદરાએ છલાંગ મારી તેને પકડયો. ધનનું વસ્ત્ર ચીરી નાખ્યું.

આ સમયે સપ્તર્ષિ–નક્ષત્રમાળા સરખી, તે પ્રદેશને પ્રકાશિત કરતી 'ત્રૈલોકયસારા' રત્નાવલી ઉપરના વસ્ત્રમાંથી નીચે સરી પડી. મંત્રીએ દેખી અને વાંદરાની પાસેથી છોડાવી, પોતે હાથમાં લીધી તો ઓળખી. તે વખતે મંત્રીનું હૃદય વ્યાકુળ બની ગયું. નક્કી રાજ–પુત્રીનું અકુશળ થયું જણાય છે, નહીંતર આની પાસે આ કયાંથી આવે ? ધનને પૂછયું કે, હે ભદ્ર ! આ તારી પાસે કયાંથી આવી ? ત્યારે લજ્જા પામતાં તેણે કહ્યું કે, હું એક વખત વહાણમાં બેસી મહાકટાહ દ્વીપે ગયો હતો, ત્યાં મેં આ ખરીદ કરી. પાછા ફરતાં તે તે વહાણ ભાંગી ગયું, એટલે મારી પાસે હવે આટલી જ માત્ર ઋદ્ધિ બાકી રાખી. મંત્રીએ પૂછયું કે ખરીદ કયારે કરી ? ધને કહ્યું, એક વર્ષ પહેલાં. મંત્રીએ વિચાર્યું કે એને આપ્યાને માત્ર ત્રણ જ મહિના થયા છે. અહીંથી રાજપુત્રીને ગયાં ને માત્ર બે મહિના જ થયા છે અને આ આમ કહે છે ! પહેલાં તો એણે આ માટે અપલાપ કર્યો હતો. આ અસંબંધ બોલનારો જણાય છે, માટે રાજાને જ આ વાત નિવેદન કરું. મંત્રીએ રાજાને કહ્યું. રાજા સાંભળી આકુળ બની ગયો. રત્નાવલી ઝીણી નજરે જોઈ, ભંડારીને બોલાવી દેખાડી. તેઓએ ઓળખી. ત્યારે રાજાએ ચિંતવ્યું કે, જરૂર મારી પુત્રીને આણે મારી નાખી અગર લૂંટી જણાય છે, નહીંતર એની પાસે કયાંથી આવે ? ક્રોધ આવ્યો હોવા છતાં અત્યંત ન્યાયથી વર્તતો હોવાથી ફરી પણ તેને પૂછયું કે, જે સત્ય હકીકત હોય તે જણાવ. ધને ફરી પણ તે જ પ્રમાણે જવાબ આપ્યો રાજા ફરી રત્નાવલીને ફેરવી ફેરવી, જોઈ, જોઇ, ઓળખીને વધારે કોપાયમાન થયો. આ વાતમાં ફેરફાર જણાતો નથી. એમ વિચારી વધ કરવાની આજ્ઞા કરી. પછી તેના શરીર ઉપર ઘાસનાં તણખલાં અને મેશનું વિલેપન કરી, ફૂટેલા ઢોલ વગાડતાં કયો અપરાધ કર્યો છે, તે જણાવવા માટે છાબડીમાં રત્નાવલી સ્થાપન કરી ધનને વધ–સ્થાનકે લઈ જતા હતા. જ્યારે થોડો દુકાન–માર્ગ બાકી રહ્યો, ત્યારે માંસ ખાવાની અભિલાષાથી બાજપક્ષી 'આ માંસ છે' એમ ધારી છાબડીમાંથી રત્નાવલીને અપહરણ કરી પોતાના માળામાં લઇ ગયું. આમ બનવાથી રાજપુરુષો વધારે કોપાયમાન થઈ ધનને સ્મશાનમાં લઇ ગયા.

**ચંડાળની સજ્જનતા**

સ્મશાન કેવું છે ?

જ્યાં સૂકાં વૃક્ષોની ડાળીઓમાં કાગડાઓ વાસ કરી રહ્યા હતા, કાગડાના 'કાઉ કાઉ' શબ્દોથી જે મુખર હતું. શિયાળોના રુદનના શબ્દથી બીહામણું, ભયંકર અગ્નિમાં બળતાં મડદાંની દુર્ગંધવાળું, ગંધ અને ચરબીમાં લુબ્ધ બનેલા રુદન કરતા શ્વાનોવાળું, શ્વાનના હાડપિંજર–સમૂહથી ભયંકર, ભયંકર માંસ દેખવાથી અપ્રીતિ ઉત્પન્ન કરનાર, આગળ દંડ ધારણ કરનાર, ઉગામેલ કાળચક્રથી દુર્વાર, પ્રલયકાળના અગ્નિ–સરખો કાળ–યમરાજા પણ છેતરાય, તેવા સ્મશાનમાં ધનને લઈ ગયા. લોહિતમુખ નામના ચાંડાળે નજીકના વનમાં

પહોંચાડયો. વધ કરનાર ચંડાળને હુકમ કરી રાજપુરૂષો પાછા ફર્યા. ચંડાળ ધનને થોડે ચલાવીને લઇ ગયો. તેના તરફ ચંડાળે નજર કરી વિચાર્યું, અહો ! આવી આકૃતિવાળો પુરુષરત્ન અકાર્ય કરનાર કેવી રીતે હોઈ શકે? અથવા હું તો હુકમનો અમલ કરનાર છું, મારે બીજો વિચાર શા માટે કરવો ? હું તો હુકમ પ્રમાણે કાર્ય કરીશ એને શૂલી પર બેસાડયો અને કહ્યું કે, હે આર્ય ! આ જીવલોકમાં સ્મરણ કરવા યોગ્ય ઇષ્ટદેવનું સ્મરણ કરી લે. આ જીવલોક આવા છેડાવાળો છે. બીજું અમારા શ્રાવક મિત્રો છે, તેમનો અમને સંસર્ગ હોવાથી અમે ક્રૂર દૃષ્ટિવાળા નથી. અમારે આ રાજઆજ્ઞા બજાવવાની હોય છે. અમે રાજાને વિનંતિ કરેલી છે કે જેને મારી નાખીએ, તેના શુભ પરિણામ મરતી વખતે ટકી રહે, માટે અમે બે ઘડી તેના મન-ઇચ્છિત પદાર્થ પૂરા કરીશું. રાજાએ અમારી આ પ્રાર્થનાનો સ્વીકાર કર્યો છે, માટે હે આર્ય ! તમે આજ્ઞા કરો કે તમને અમે આ સમયે શું આપીએ ? ધને વિચાર્યું કે, આ ચંડાળની માનવતા કેવી સુંદર છે ? અથવા દીન પ્રાણીઓ પ્રત્યે વાત્સલતાવાળો પરોપકાર-પરાયણ, અનુકંપા કરવામાં રતિવાળો આ કર્મચંડાલ નથી, પણ જાતિચંડાલ છે. ખરેખર આ સજ્જન છે. ખરેખર આવા સાથે મને અકાળે સમાગમ થયો. અથવા તો હવે એનાથી શું ? પુરુષાર્થ કરવાનો સમય ચાલ્યો ગયો. નિર્ભાગીનાં ઇચ્છિત કાર્યો પૂર્ણ થતાં નથી. એમ નીસાસો મૂકતાં અને શરમાતાં તેણે કહ્યું, હે ભદ્ર ! રાજ-આજ્ઞાનો અમલ કર, તારે બીજું જોવાનું ન હોય. ત્યારપછી 'આ દીનતા-ભાવ વગરનો જણાતો હોવાથી મહાપુરુષના ભાવનું સૂચન કરે છે. આ અપરાધી ન હોવા છતાં આવા નિર્દોષને મારે શું મારી નાખવો પડશે ?' એ પ્રમાણે મનમાં ખેદ પામતો, આંખમાંથી અશ્રુ વહાવતો, ગદ્‌ગદ્‌ સ્વરે ચંડાળ કહેવા લાગ્યો; "હે આર્ય ! જો એમ જ છે, તો ઇષ્ટદેવનું સ્મરણ કરો, વિષયરાગનો ત્યાગ કરો, ધર્મને અંગીકાર કરો, તેમજ સ્વર્ગ-સન્મુખ બેસો." ત્યાર પછી "જીવલોકને ધિક્કાર થાઓ, મેં કોઇના પર ઉપકાર ન કર્યો" એમ વિચારી તે સ્વર્ગ-સન્મુખ બેઠો. ચંડાળે યમરાજાની જિહ્વા-સરખી ભયંકર તલવાર પકડી, મ્યાનમાંથી બહાર કાઢી લગાર પોતાના ખભા પર ઉગામી અને ચંડાળે કહ્યું, "અરે લોકો ! સાંભળો. આણે કોઇ પ્રકારે રાજપુત્રીને ઠગીને 'ત્રૈલોકયસારા' નામની રત્નાવલી પડાવી લીધી. આ અપરાધના કારણે એને મારી નાખીએ છીએ, જો બીજો કોઇપણ રાજ્યવિરુદ્ધ ગુનો કરશે, તો તેને પણ રાજા આકરી શિક્ષા કરશે, એમ કહીને તલવાર ઉગામી. કરુણાભાવનાથી પ્રહાર માર્યા વગર તલવાર ફેંકી દઇને ચંડાળ ધરતી પર ઢળી પડયો. ધને ચંડાળને કહ્યું, 'અરે ! આમ ગભરાઇને મારા હૃદયને પીડા કર નહિ. રાજાના હુકમ પ્રમાણે તું કર, તું તો માત્ર આજ્ઞા પાલન કરનાર સેવક છે.' ચંડાળે કહ્યું, 'હે આર્ય ! તમારા ઉપર કંઇ પણ ઉપકાર કર્યા વગર પ્રહાર કરવા માટે હું સમર્થ નથી; માટે તમારું જે અતિપ્રિય હોય તે કરું, માટે હે આર્ય ! આપ આજ્ઞા કરો.

### ચંડાળની સુંદર માંગણી

એટલામાં રાજાનો સુમંગલ નામનો પ્રથમ પુત્ર ઉદ્યાનમાં ગયો હતો, ત્યાં તેને સર્પ કરડયો. ઝેરની ઉગ્રતા હોવાથી ટૂંક સમયમાં જ તે બેભાન બની ગયો. રાજા પાસે તેને લાવ્યા અને ગરુડિકોને બોલાવ્યા એટલે તે જલ્દી જલ્દી આવ્યા. તેઓએ તેને જોયો તો ચેતના ઉડી ગઇ હતી. તે બધા નિરાશ થયા. મંત્રો અને ઔષધોના પ્રયોગો ચાલુ

કર્યા, કંઇ ફરક પડતો નથી. રાજા ચિંતામાં પડ્યો અને વિચાર્યું કે પુરુષોની શક્તિઓ અચિન્ત્ય હોય છે. કદાચ મારી રીતે સિદ્ધ કરેલ ગારુડમંત્રવાળો કોઈ નરેન્દ્ર[1] જીવાડશે, તો ચારે બાજુ પડહો વગડાવી ઘોષણા કરાવું કે આજે ઉદ્યાનમાં સુમંગલ રાજકુમારને સર્પ કરડયો છે, જે તેને જીવાડશે તે રાજા પાસે જે પ્રાર્થના કરશે, તેને તે આપશે એમ વિચારી આદેશ કર્યો અને નગરમા બગીચા, દેવકુલો, સભા વગેરે સ્થાનમાં ઘોષણા કરાવી તે ઘોષણા કરનાર પડહવાળાએ જ્યા ધન હતો, ત્યાં આવી રાજપુત્રની હકીકત કહી અને કહ્યું કે જીવાડનારને માગશે તે રાજા આપશે. ધને હર્ષપૂર્વક ચંડાળને કહ્યું, હે ભદ્ર ! જો તારો આગ્રહ છે, તો મારી ઇચ્છા પૂર્ણ કર સર્પે ડંખેલા રાજપુત્રને હું જીવતો કરીશ, પછી મને મારી નાખજે. ચંડાળ હર્ષ પામ્યો બીજા વિષ-વૈદ્યોના હાથ હેઠા પડેલા હોય એવા માલિકના પુત્રને આ જીવતો કરે, તો દાક્ષિણ્યના સમુદ્ર, ગુણોના એકાંત પક્ષપાતી મહારાજા મારી નાંખે ખરા ? માટે હવે તુ જીવી જ ગયો હવે આ કેમ મારી નંખાય, એમ વિચારી પડહવાળાને બોલાવ્યો રાજપુરુષને આ હકીકત કહી તેણે કહ્યુ, હે ભદ્ર ! આ કહે છે એમાં સત્ય શુ છે ? ધને કહ્યુ કે, મારી પાસે સર્પનુ ઝેર હરણ કરનાર મંત્ર છે કાર્ય સિદ્ધ થાય, ત્યારે તમને ખાતરી થશે રાજપુત્ર હવે ઉપાય કરવાનો વિષય રહ્યો નથી, છતાં ઉપાય કરવામાં વાંધો નથી રાજપુરુષોએ વિચાર્યું કે, 'આનુ અવસ્થાને ઉચિત બોલવું અને નમ્રતા કેમ છે ! નક્કી આ રાજકુમારને જીવતો કરશે' ચંડાળ પાસેથી મુક્ત કરી તેને રાજા પાસે લઈ ગયા રાજાને ઓળખાવ્યો કે આ વિષવૈદ્ય નરેન્દ્રે સર્પના ઝેર ઉતારનાર એવા મંત્રને સિદ્ધ કરેલો છે, તે વૃત્તાન્ત જણાવ્યો. રાજાએ ધનને જોઈ વિચાર્યું કે, આ આકૃતિથી મહાનુભાવ સરખો જણાય છે, તો આ પરદ્રવ્યની ચોરી કેમ કરે ? અથવા એ વાત વિચારવાનો આ સમય નથી, પછી એ વિચારાશે. ઝેરનો સ્વભાવ વિચિત્ર હોય છે રખે મારા પુત્રને મહાભય થઈ જાય, એમ વિચારી અશ્રુ-જળપૂર્ણ નયનવાળા લગાર સ્ખલના પામતા વચન બોલતા રાજાએ તેને કહ્યુ કે, હે ભદ્ર ! મારા પુત્રને જીવતો કર ધને કહ્યું, 'આપ ચિંતા છોડી દો ભગવાન ગરૂડ-મંત્રનુ સામર્થ્ય જુઓ' એમ કહી મંત્રનું સ્મરણ કર્યું. મંત્રના અચિન્ત્ય સામર્થ્યથી બગાસું ખાતા વદન-કમળવાળો રાજપુત્ર સુખ-નિદ્રામાથી જાગ્યો હોય, તેવો ભાનમા આવી બેઠો થયો આ વખતે રાજપુત્ર જીવતો થયાના આનંદનો અને આ પુરુષની પ્રશંસાનો કોલાહલ ઉછળ્યો રાજાએ વિશેષ આનંદ પામી થોડુ આપવુ તે અનુચિત કહેવાય, છતા હર્ષથી ધનના ઉપર સુવર્ણ-કંદોરો ફેંક્યો, રાણીઓએ પણ આભૂષણોનો વરસાદ વરસાવ્યો. ધને કહ્યુ હે મહારાજ ! આથી શું ? રાજાએ કહ્યુ કે, 'હે ભદ્ર ! બીજું તુ કહે તે આપીએ ધને' કહ્યુ, મને આનાથી સર્યું પરંતુ વધ કરવા માટે રોકેલા ચંડાળોચિત સ્વભાવવાળા ચંડાળના ઇચ્છિત મનોરથો પૂર્ણ કરો રાજાએ ચિંતવ્યુ કે, અરે આની વડાઈ કેવી છે ? આવા પ્રકારના વિશુદ્ધ સત્ત્વવાળો કદાપિ અકાર્યાચરણ ન કરે, તો હવે આ કોણ હશે, એને જ પૂછું, અથવા તો પહેલાં એની ઇચ્છા પૂર્ણ કરું અને પછી પૂછીશ એમ વિચારી રાજાએ કહ્યુ કે ચંડાળને બોલાવો અને પૂછો કે તેની શી ઇચ્છા છે ? પ્રતિહારીએ ત્યા જઈ પૂછ્યુ કે હે ખગરિક ! તારા પર રાજા પ્રસન્ન થયા છે અથવા

૧ મંત્રવિદ્યા [illegible]

તો નરેન્દ્ર-ચૂડામણિ ધન, રાજપુત્રને જીવિત-દાન આપનાર બન્યો છે. માટે કહે કે, રાજા તારું શું કાર્ય કરી આપે ? ખંગિલક ચંડાળે વિચાર્યું કે સજ્જન-ચરિત્રનું મૂલ્ય ગણી શકાતું નથી, એમ વિચારી ચંડાળે પૂછ્યું કે, એ નરેન્દ્ર-ચૂડામણિને મુક્ત કર્યો કે કેમ ? પ્રતિહારીએ કહ્યું, અરે ખંગિલક ! એમાં કઈ શંકા કરે છે ? તે તો થઇ જ ગયું છે, કારણ કે આપણા રાજા કરેલા ગુણને જાણનારાઓમાં મુગટ-સમાન છે, માટે તારી પોતાની જે મેળવવાની ઇચ્છા હોય તે કહી નાખ. ચંડાળે જવાબ આપ્યો કે, જો એમ જ છે, તો 'ડાહ્યા લોકો જેને નિંદનીય ગણે છે અને આ લોક તથા પરલોક-વિરુદ્ધ આવી અમારી આજીવિકા છે, તેમાંથી અમને કાયમી મુક્તિ મળે તેવી મહારાજા કૃપા કરે., પ્રતિહારીએ કહ્યું, અરે ! ધનની માંગણી કર. ખંગિલકે કહ્યું કે, આ શું ઓછું છે ? કે આ ઉપરાંત દ્રવ્યની માગણી કરું. આ સાંભળી પ્રતિહારીએ રાજાને નિવેદન કર્યું. રાજાએ કહ્યું, અહો એનો ! વિવેક અને નિર્લોભિતા ! ધને કહ્યું કે, તે માત્ર ચંડાલની જાતિમાં જન્મ્યો છે, એટલું જ, બાકી તો વર્તન નથી તે મહાનુભાવ છે; માટે તેણે કરેલી માગણીની આપ વ્યવસ્થા કરો. રાજાએ કહ્યું ભદ્ર ! તે તો થઇ જ ગયું; આટલું વધારે કે તારા હાથે તું તેને એક લાખ સોનામહોરો આપ અને હજાર ચંડાલોનાં કુટુંબને વસવા માટે નગર બહાર વિન્ધ્યપર્વત નજીક જમીન આપ ધને કહ્યું, 'જેવી દેવની આજ્ઞા.' રાજાની આજ્ઞા પ્રમાણે ચંડાળને આપ્યું. ખંગિલક ધન મળવાથી તેટલો રાજી ન થયો, જેટલો તે ધનને જીવિત મળવાથી રાજી થયો. ધનનો યોગ્ય સત્કાર કર્યો પછી રાજાએ કહ્યું, હે ભદ્ર ! તારા કાર્યથી અમે તને સુકુળમાં જન્મેલો જાણ્યો છે, છતાં અમે તેને કયાંનો રહેવાસી, કયા નામવાળો જાણીએ ? ત્યારે ધને મનમાં વિચાર્યું, 'પારકી રત્નાવલી જાણવા છતાં પણ મેં ગ્રહણ કરી, અરે મારો સુકુળમાં જન્મ ! આ વગેરે યાદ કરી, લાંબા નીસાસા મૂકતા, લજ્જાથી નીચું વદન રાખી રહેલા ધને કહ્યું કે, હે દેવ ! અકાર્ય આચરણ કરનારનો વ્યવસાય કેવો હોય ? અને આ વિષયમાં સુકુળનો શો દોષ ? લક્ષ્મીને રહેવાનું સ્થાન કમલ, તેમાં શું કીડાઓ ઉત્પન્ન નથી થતા ? જાતિમાત્રથી હું વણિક છું, પણ વર્તન તેના યોગ્ય નથી. સુશર્મ નગરનો રહેવાસી છું અને ધન મારું નામ છે. ત્યારે રાજાએ ચિંતવ્યું કે હું કેવો ભાગ્યશાળી કે આ પુરુષ-રત્નનો મેં વિનાશ ન કર્યો. વળી રાજાએ પૂછ્યું કે, તારા સરખા અકાર્ય કરનાર કેમ ? વળી આ રત્નાવલી કેવી રીતે મેળવી, તેનો સ્પષ્ટ ખુલાસો કર.

### સુશર્મ નગર તરફ પ્રયાણ

બરાબર આ જ સમયે ગભરાતા અને ઉતાવળે આવતા પ્રતિહારીએ નજીક આવી વિનંતિ કરી કે વહાણ ભાંગી જવાથી પરિવારથી વિખૂટી પડેલી આ મનોરમા નામની માલણે રાજપુત્રીની આજ્ઞાથી કહેવરાવેલ છે કે "અહિંથી નીકળી અમે સમુદ્રના મધ્યભાગમાં જતાં હતાં, તે સમયે પ્રચંડ પવનથી તણાયેલું વહાણ, સ્ત્રીના હૃદયમાં રહેલ ગુપ્ત વાતની માફક ફૂટી ગયું. પરંતુ આપ વડીલોના પ્રતાપે તેવા પ્રકારનું પાટિયું પ્રાપ્ત થવાથી અને પ્રાણવૃત્તિ મળવાથી વિનયવતી રાજપુત્રી જીવતી રહી છે. પોતાના ભાગ્યથી કોઈ પ્રકારે નગર નજીક પહોંચી મેઘવનમાં રોકાયેલી એ કુમારીએ મને સંદેશો કહેવા મોકલી છે કે, પિતાજીને આ સમાચાર જણાવ." આ સાંભળી 'પુત્રી પાસેથી જ રત્નાવલી સંબંધી હકીકત જાણી શકાશે.' એમ વિચારી રાજા ઉતાવળો થઈ મેઘવન તરફ ચાલ્યો. મોટા પરિવાર સાથે જઈ રાજાએ

## અજ્ઞાન એ મહાકષ્ટ અને પરિણામે મહાદુઃખદાયક છે

આ જ ભરતમાં પુંડ્ર નામનો દેશ છે. તેમાં દેવ-નગરી સરખી પુંડ્રવર્ધન નામની નગરી છે. ત્યાં અગ્નિવૈશ્યાયન ગોત્રવાળો સોમદેવ નામનો બ્રાહ્મણ છે. હું તેનો નારાયણ નામનો પુત્ર છું. તે નગરમાં 'જીવ-ઘાત કરવાથી સ્વર્ગ મળે છે.' એવું કુશાસ્ત્રનું કથન કરતો હું રહ્યો હતો, તેટલામાં કેટલાક પુરુષોને કે જેમની ચારે તરફ દયામણી નજર કરીને લોકો જોતા હતા, તેમને 'ચોર છે' એમ કહીને વધ કરનારા પકડી જતા હતા, તેમને દેખી મેં કહ્યું, 'આ મહાચોરને હણી નાખો.' ત્યારે મારું આ વચન સાંભળી બહુ દૂર નહિં રહેલા એવા એક અવધિજ્ઞાનવાળા સાધુએ કહ્યું કે, 'ખરેખર અજ્ઞાન એ કષ્ટ છે.' તે સાધુનું વચન સાંભળી મને ચિંતા થઇ કે પ્રશાન્ત રૂપવાળા એ મુનિએ મને ઉદ્દેશીને કેમ કહ્યું હશે ? પછી મેં તેમના ચરણમાં પડી પૂછ્યું, 'હે ભગવંત ! અજ્ઞાન કેમ ? તેમણે કહ્યું કે 'જીવોને ખોટું આળ આપવું અને ધર્મ-વિરુદ્ધ ઉપદેશ આપવો તે અજ્ઞાન' મેં પૂછ્યું કે, કયું ખોટું આળ અને કયો વિરુદ્ધ ઉપદેશ આપ્યો ? સાધુએ કહ્યું, જે આ બિચારા પૂર્વે કરેલાં કર્મના ઉદયથી કોઈ આપત્તિવાળા બને, તે નિરપરાધીઓને તું 'મહાચોર' કહીને ખોટું આળ ચડાવે, આ ખોટો અભિયોગ, તેમજ સત્ય હોવા છતાં બીજાને પીડા કરનાર વચન ન બોલવું જોઇએ. તારી શ્રુતિમાં કહેલું છે કે, પતિતને પતિત કહેવામાં, ચોરને ચોર કહેવામાં તેના જેટલો જ દોષ છે. સદા શુદ્ધ સ્વભાવવાળી સતીને 'અસતી' શબ્દ કહેવાથી, ચોર ન હોય તેને 'ચોર' કહેવાથી, મિથ્યાવચન કહેવાથી બમણો ગુનેગાર થાય છે. વળી 'જીવ-ઘાત કરવાથી સ્વર્ગ મળે છે.' આવું જે કથન તું લોકો પાસે કરે છે—આ વિરુદ્ધ ઉપદેશ, કારણ કે જીવ-ઘાત એ પરલોકમાં સુખ આપનાર નથી. સમગ્ર તીર્થ-નાયકોએ કહ્યું છે કે "न हिंसियव्वाणि सव्वभूयाणि" સર્વ જીવોને અભયદાન આપવું, પણ તેઓની હિંસા ન કરવી. જે ક્રોધાધીન બની દયા વગરનો થઇ હંમેશાં જીવોનો ઘાત કરે છે, તે ભવરૂપ કેદખાનામાં અનેક વખત પૂરાય છે. વળી તેં જન્માંતરમાં ખોટું આળ આપ્યું હતું, તેનું ફળ હજુ તારે ભોગવવાનું બાકી રહેલું છે, તે થોડા દિવસમાં અહીં આ જન્મમાં જ તને તેની શિક્ષા પ્રાપ્ત થશે. મેં પૂછ્યું, હે ભગવંત ! જન્માંતરમાં મેં ખોટો અભિયોગ (ખોટું આળ) કેવી રીતે આપ્યો ? તેનું કેવું ફળ અનુભવ્યું અને હવે કેટલું બાકી ભોગવવાનું છે ? સાધુએ કહ્યું, હે વત્સ ! સાંભળ.

## ખોટાં આળ ચડાવવાના વિપાકો

આ જ ભરતમાં ઉત્તરાપથ દેશમાં ગર્જનક નામનું નગર છે. ત્યાં અષાઢ નામનો બ્રાહ્મણ હતો. તેને રચ્છુકા નામની ભાર્યા હતી. આગલા પાચમા ભવની અંદર તેમનો તું રુદ્રદેવ નામનો પુત્ર હતો પિતા અષાઢે તને વેદોનું અધ્યયન કરાવ્યું, શાસ્ત્રો ભણાવ્યાં અને તેં સાંભળ્યાં. તને વિદ્યાનું અભિમાન થયું. તે નગરીના રાજા વીરસેન પાસે તું રહેતો

હતો. તે તારી પૂજા કરવા પૂર્વક તને આજીવિકા આપતા હતા. તારું માન પણ રાખતા હતા. કેટલોક સમય ગયા પછી તે નગરીમાં વિનીત શેઠની વીરમતી નામની બાળ-વિધવા પુત્રી પરિવ્રાજક તરફ ભક્તિવાળી હતી. સ્ત્રી વર્ગમાં અવિવેકની બહુલતાના કારણે અને મોહના દુર્જયપણાથી, વિષયો અભિલાષા કરવા યોગ્ય હોવાથી, યૌવનવય વિકારનું કુલગૃહ હોવાથી પોતાના કુળનો ખ્યાલ કર્યા વગર, ભવિષ્યકાળ વિચાર્યા વગર, તે નગરમાં રહેનાર સિંહલ નામના માળી સાથે તે બાળવિધવા વીરમતી ભાગી ગઈ. વળી તે જ દિવસ તેણીના પૂજ્ય પોતાના શાસ્ત્રમાં કહેલા આચારને પાલન કરવામાં રતિવાળા યોગાત્મા નામના પરિવ્રાજક નિઃસંગપણાથી તાપસોના તેવા કાર્યનો પ્રસંગ ન હોવા છતાં, કોઇને કહ્યા વગર કોઇક સ્થાનમાં ગયા હતા. લોકોમાં વાત ફેલાઈ કે, 'વીરમતી ભાગી ગઈ' તે પરિવ્રાજકનું ગમન જાણ્યું હતું', તેથી, ખોટા આશયથી, જીવોનાં ચારિત્રો વિચિત્ર હોય છે. તેથી તને વિકલ્પ થયો કે જરૂર તે યોગાત્મા સાથે ચાલી ગઈ હોવી જોઇએ કોઇ વખત રાજકુળમાં વાત ચાલી કે વિનીત શેઠની પુત્રી કયાંક ચાલી ગઇ, તેની ખબર પડતી નથી. તે વખતે તેં શાસ્ત્રના આચાર છોડીને, સજ્જન પુરૂષના માર્ગની ઉપેક્ષા કરીને, પોતાની હલકાઇ થશે તેનો વિચાર કર્યા વગર, શેઠની આબરૂનો ખ્યાલ રાખ્યા વગર આ પ્રમાણે કહ્યું, 'એમાં જાણવાનું શું બાકી છે? હું જાણું છું કે તે કયાં ગઇ છે?' રાજાએ પૂછ્યું, 'તું શું જાણે છે, ? તેં કહ્યું, 'પરિવ્રાજક યોગાત્મા સાથે નાસી ગઇ છે.' રાજાએ કહ્યું, 'તે ભગવંત તો પોતાની પત્નીનો તથા આરંભ-સમારંભનો ત્યાગ કરી સંસાર છોડી નિઃસંગ બન્યા છે.' તે વખતે તેં કહ્યું કે, માટે જ પર-કલત્રની પ્રાર્થના કરે છે. હે મહારાજ ! આ પાંખડીઓ આવા જ હોય છે; તેઓ માટે પરમાર્થ-બુદ્ધિ ન કરવી.' આ વાત સાંભળી કેટલાય જીવો ધર્મમાંથી ખસી ગયા. શ્રવણ-પરંપરાથી આ વાત બાકીના પરિવ્રાજકોના સાંભળવામાં આવી. યોગાત્માને સમુદાયમાંથી બહાર કર્યો. સ્વપક્ષ અને પરપક્ષ તેમના સાધુ અને સમાજ તરફથી તે યોગાત્માને આ કલંકના કારણે વિડંબના ભોગવવી પડી. આવા પ્રકારના મિથ્યા પરિણામમાં તું વર્તતો હોવાથી તેં તીવ્ર પાપકર્મ બાંધ્યું. તારો કેટલોક કાળ પસાર થયો અને આયુષ્ય પૂર્ણ થયું. એ ભવમાં આરંભનો ત્યાગ ન કરેલો હોવાથી, ઘણી માયા કરનાર હોવાથી, બાકીના કાળમાં પણ ધર્મ-સેવન ન કરવાથી, કર્મ-પરિણતિની વિચિત્રતાથી મરીને તું કોલ્લાગ નામના ગામડામાં બોકડાપણે ઉત્પન્ન થયો. કેટલોક કાળ ગયા પછી તે ખોટાં આળ દેવાના પાપથી તારી જીભ સડી ગઈ, મહાવેદના ભોગવવા લાગ્યો, થોડા કાળમાં આયુ ક્ષીણ થયું. મરીને બાકી રહેલા કર્મને યોગે તે જ ગામડાની નજીકની અટવીમાં તું શિયાળપણે ઉત્પન્ન થયો. તેમાં પણ તે કર્મથી પ્રેરાઈને તેવા પ્રકારના ફળભક્ષણને કારણે તારી જીભ સડી ગઈ. એવા દુઃખમાં કેટલોક સમય પસાર થયો. ત્યાંથી મરીને બાકી રહેલા કર્મયોગે સાકેત નગરના રાજાની મદનલેખા નામની વિલાસિનીના પુત્રપણે ઉત્પન્ન થયો, યૌવન પામ્યો. તું રાજાને બહુ વલ્લભ હતો. કોઇ વખતે કર્મના દોષથી મદિરાપાન કરી મત્ત બનેલા તેં વગર કારણે રાજમાતાને ખૂબ પજવી.

રાજપુત્રે વાત સાંભળી તેણે તને રોકયો, તો તેની સાથે તું લડવા લાગ્યો. એટલે કોપાયમાન થયેલા રાજપુત્રે તારી જીભ છેદી નાખી, ગર્વ ચાલ્યો ગયો, પોતાના વર્તનથી શરમાવા લાગ્યો, અનશન સ્વીકાર્યું. એક મહિના પછી પ્રાણ છોડયા અને અહીં આ પુંડ્રવર્ધનમાં બ્રાહ્મણપુત્રપણે તેં આ અનુભવ કર્યો.

## ગુરુની આજ્ઞા ન માનવાનું કટુફળ

તે સાભળી મને ભવનો વૈરાગ્ય ઉત્પન્ન થયો. મેં વિચાર્યું કે, થોડા પ્રમાદ કેવા મહા દુ:ખનું કારણ બને છે? પછી સાધુને પૂછ્યું કે, "હવે કેટલું ફળ ભોગવવાનું બાકી રહ્યું છે ?" ત્યારે અતિશય જ્ઞાનીએ વિશેષ પ્રકારે ઉપયોગ મૂકી કરુણાથી કહ્યું, 'હે વત્સ ! સકલ લોકમાં અવિવેકી લોકને અનુરૂપ એવી બાકીની વેદના ભોગવવાની છે.' ત્યારપછી મને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને મુનિએ કહેલા વચનથી ભય પામી મેં સુગૃહીત નામના ગુરુ પાસે પ્રવ્રજ્યા લીધી. કેટલોક સમય દીક્ષામાં પસાર થયો. ગુરુ મહારાજના સ્વર્ગગમન સમયે તેમની શુશ્રૂષા કરતાં ગુરુ પાસેથી તાળાં ઉઘાડવાની અને આકાશ–ગામિની એમ બે મહાવિદ્યાઓ મેળવી. ગુરૂએ મને કહ્યુ હતું કે, ધર્મકાર્યનું પાલન કરવા માટે કોઈ સ્થળે મહાસંકટ ઉભુ થયું હોય, તો જ આ વિદ્યાનો ઉપયોગ કરવો, પરંતુ અસાર વિષયસુખના સાધન માટે કદાપિ ઉપયોગ ન કરવો. બીજું વિદ્યાને ધારણ કરનારાએ હાસ્યથી પણ અસત્ય વચન ન બોલવું, કદાચ પ્રમાદથી અસત્ય બોલાઈ ગયું તો તરત જ નિર્મળ જળમાં નાભિ સુધી રહી, હાથ ઊંચા કરી, આંખના મટકા માર્યા વગર, અર્થાત્ આંખ બંધ કર્યા વગર આ બંને મંત્રોના આઠ હજાર જાપ કરવા. ત્યારપછી પાપથી મોહિત મનવાળા બની સાધુની શિષ્ટ મર્યાદામાં ન રહેતાં, અવિદ્યાના રાગથી વ્યાકુળ બનેલા મેં ગુરુવચનથી પ્રતિકૂળ, આ લોક અને પરલોકના માર્ગથી વિરુદ્ધ આ સર્વ અકાર્ય કર્યું. ગઇ કાલે સંધ્યા–સમય પહેલાં રહેવાના સ્થાન નજીક આરામમાં બકુલવૃક્ષ નીચે હું બેઠેલો હતો, ત્યારે પ્રમાદથી યુવતિ–વર્ગે તથા પનીહારીઓએ મને પૂછ્યું, ત્યારે હાસ્ય ન કરવાના સ્વભાવવાળો હોવા છતાં પણ હાસ્યથી ઉભયલોક–વિરુદ્ધ જૂઠ વચન હું બોલ્યો. મંત્રીએ પૂછ્યું, "શું જૂઠું બોલ્યો ?" પરિવ્રાજકે કહ્યું કે, "ગઈ કાલે જળાશયમાં સ્નાન કરી મંદિરમાં દેવતાનાં દર્શન કરવા માટે આવેલી મધુર કાલું કાલું બોલતી, લજ્જાવાળી અને કટાક્ષથી જોવાના સ્વભાવવાળી યુવતીઓએ મને પૂછ્યું, "હે ભગવંત ! જીવલોકમાં સારભૂત, તપસ્વીઓને પણ જન્માંતરમાં પ્રાર્થના કરવા યોગ્ય, ઇંદ્ર, મહાદેવ, બ્રહ્મા વગેરેએ સેવેલ, સકલ લોકો જેની પ્રશંસા કરે છે, એવું વિષય–સુખ છોડીને આવા પ્રકારનું દુષ્કર વ્રત-વિશેષ તમે કેમ ગ્રહણ કર્યું છે? ત્યારે મેં પણ તેઓના હૃદયના ભાવ જાણીને લાંબો નીસાસો મૂકીને કાળને અનુરૂપ અસત્ય વચન આ પ્રમાણે કહ્યું કે, "મનને અનુકૂળ પ્રિયતમાના વિયોગના સંતાપથી પીડાએલા મેં આવું દુષ્કર વ્રત અંગીકાર કર્યું છે.' બોલતાં તો પ્રમાદથી અસત્ય વચન બોલાઈ ગયું, પણ ગુરુએ કહેલો યથાવિધિ જાપ મેં

ન કર્યો. અને સંકટમાં સપડાએલો હોવા છતાં અર્ધરાત્ર-સમયે ચંદ્ર અસ્ત થયો હતો, તે વખતે નગરલોકો ઊંઘી ગયા હતા અને રાજમાર્ગોમાં અંધકાર હોવાથી મુશ્કેલીથી જઇ શકાય તેમ હતું, છતાં પણ ગમે તેમ કરી જઇને પૂર્વ-પરિચિત હોય તેમ સાગર શેઠના દરવાજા બંધ કર્યા વગરના ઘરમાં પ્રવેશ કર્યો. ત્યાંથી સુવર્ણ અને રૂપાનો ભંડાર ગ્રહણ કરી બહાર નિકળતો હતો, ત્યારે તે શેઠના ઘરમાંથી પુરુષના હાલવા-ચાલવાના શબ્દ શ્રવણ કરવાથી હવે અહીંથી તરત પલાયન થવું જોઇએ, એમ ધારી વિદ્યાનું સ્મરણ કરવા હું સાવધાન થયો, પરંતુ આકાશગામિની વિદ્યામાં સ્ખલના થવાથી ઊડી ન શક્યો. સ્મરણ કરવા છતાં વિદ્યા યાદ ન આવવાથી દીનભાવવાળો, આકરા ભયથી હું પલાયન થતો હતો, ત્યારે ભાલાં; તરવાર વગેરે હાથમાં લઇ ગધેડા સરખા શબ્દથી બૂમ-બરાડા પાડતા જલ્દી જલ્દી આમ તેમ દોડતા રાજપુરુષોએ મને પકડયો. ત્યાર પછીનો વૃતાન્ત આપે જાણેલો જ છે. હવે આપને યોગ્ય લાગે તેમ કરો-એમ કહી પરિવ્રાજક મૌન રહ્યો.

**એક અલંકાર કેમ નથી ?**

મંત્રીએ પૂછ્યું કે, ચોરાએલા એક અલંકાર આમાં કેમ નથી ? પરિવ્રાજકે કહ્યું કે, મેં શ્રાવસ્તીના રાજાને આપ્યો છે. મંત્રીએ પૂછયું કે, 'કયા નિમિત્તથી ?' તેણે કહ્યું, સાંભળો-શ્રાવસ્તી નગર-નિવાસી મારો જીવિતથી અધિક પ્રિય ગંધર્વદત્ત નામનો મિત્ર છે. એ મારા મિત્રને જેના ઉપર અતિસ્નેહ હતો, એવી તે નગર-નિવાસી ઇન્દ્રદત્ત નામના શેઠની વાસવદત્તા નામની કન્યાનો વિવાહ બીજી જગ્યાએ નક્કી થયો અને લગ્નોત્સવ ચાલી રહેલ હતો; છતાં યૌવનના અભિમાનથી, બીજા પ્રકારે પણ પોતાનો વિનાશ નક્કી થવાનો જ છે-એમ વિચારી પુરુષાર્થનું અવલંબન કરી તેણે તેનું હરણું કરી લગ્ન કર્યું"-આ હકીકતથી રાજા તેના ઉપર કોપાયમાન થયો, વાસવદત્તાને તેની પાસેથી કબજે કરી તેને નગરીમાંથી કાઢી મૂકયો. તે જીવિક નામના મિત્રની સહાય લઈ મારી પાસે આવ્યો. મેં આવવાનું કારણ પૂછ્યું, તેણે બનેલી હકીકત કહી. ત્યાર પછી મેં રાજાને પ્રસન્ન કરવા માટે રાજ-અલંકાર ભેટણામાં આપી તેને વિશ્વાસમાં લેવા માટે જીવિકને મોકલ્યો. તે શ્રાવસ્તી આવ્યો, અલંકાર દેખાડવા પૂર્વક બનેલો વૃતાન્ત રાજાને જણાવી વિનંતી કરી. રાજાએ કૃપા કરી અને ગંધર્વદત્તને નગરમાં પ્રવેશ કરાવવા અને સન્માન કરવા માટે નગરના આગેવાનોને સામા મોકલ્યા. મહાજન નગરમાં લઈ ગયા અને રાજાએ મહાવિભૂતિથી તેનો પ્રવેશ કરાવ્યો. માતા-પિતા સ્વજનોએ દેખ્યો અને જેના પ્રાણ કંઠે આવી ગયા હતા, એવી વાસવદત્તાને પ્રાપ્ત કરી, આ નિમિત્તે તે અલંકાર આપ્યો. મંત્રીએ કહ્યું, સારું કર્યું, સત્પુરુષો મિત્ર-કાર્ય કરવા માટે વત્સલતાવાળા હોય છે. 'પૂર્વે જે પકડાયા છે, તેઓ નિર્દોષ છે.' એમ મંત્રણા કરી ધન વગેરેને મુક્ત કર્યા. તેમ જ 'હે ભગવંત ! તમારે પણ વિવેક-પૂર્વક આચરણ કરવું' એમ કહી પરિવ્રાજકને રજા આપી.

## ત્રૈલોક્યસારા રત્નાવલીનો પત્તો

ધન પણ રાજપુરુષોને શ્રાવસ્તી નગરીએ પાછા મોકલી, સમુદ્ર-કિનારા પર રહેલા વૈરાટ નગર તરફ ચાલ્યો. કેટલીક વાતો સાંભળી, પદ્માવતી નામની અટવીમાં પહોંચ્યો. તે અટવીમાં કોઇક સાર્થ પરિવાર સાથે ત્યાં એક પ્રદેશમાં પડાવ નાખી રહેલ હતો. તે જ જગ્યા પર વન-હાથીઓનું ટોળું આવી ચડયું. મુસાફરો જુદી જુદી દિશાઓમાં નાસી ગયા. અને એક યુવાન હાથી ધન તરફ દોડયો. ધનને પકડી ભૂમિ પર પટક્યો, પણ ભાગ્ય-યોગે મર્યો નહિ. ત્યાર પછી 'બે દંતૂશળ વડે ઊંચકીને આને ગ્રહણ કરું' એમ વિચારી સૂંઢથી પકડયો અને ઉછાળ્યો, એટલે તે નજીકના વડલાની ડાળીએ વળગી ગયો. બીજી બાજુ બીજા હાથીએ હાથણીને પીડા કરી, જેથી તે ચીસ પાડવા લાગી. એટલે ધનને છોડી યુવાન હાથી બીજી દિશામાં ચાલ્યો ગયો. ધન વડની ટોચ પર ઊંચે ચડયો, ત્યાં પક્ષીના માળામાં બાજપક્ષીએ મૂકેલી "ત્રૈલોકયસારા રત્નાવલી" તેણે દેખી, ઓળખી અને લઈ લીધી. વિચાર્યું કે જો આ હાથીના ઉપદ્રવથી મુક્ત થાઉં, તો આ રત્નાવલી શ્રાવસ્તીના પરોપકારી રાજાને પહોંચાડું, પછી ઇચ્છા પ્રમાણે હું મારાં કાર્યો કરીશ. થોડો વખત ત્યાં રોકાયો. હાથી-ટોળું ચાલ્યું ગયું. વડલા ઉપરથી નીચે ઉતરી શ્રાવસ્તી તરફ ચાલ્યો. વસતિવાળા કોઇક સ્થાને પહોંચ્યો.

## માતા-પિતાનો મેળાપ

આ બાજુ ધને પાછા મોકલી આપેલા રાજપુરુષોએ શ્રાવસ્તીનગરીએ પહોંચી બનેલો વૃત્તાન્ત રાજાને જણાવ્યો. રાજાએ કોપ કરી તેમને કહ્યું કે, તમે નિર્બુદ્ધિ છો, કે તેવા પ્રકારના પુરુષરત્નને એકલા મૂકીને તમે પાછા આવી ગયા! એનો દંડ એ કે તેને અહીં સાથે લાવ્યા વગર શ્રાવસ્તીનગરીમાં તમારે પ્રવેશ ન કરવો; એમ કહી નગરીમાંથી કાઢી મૂકયા. તેઓ ધનને ખોળવા લાગ્યા. પ્રિયમેલકના નામના ગામમાં ધનને જોયો. તેઓએ પોતાનો વૃત્તાન્ત ધનને કહ્યો, ધને તેમને કહ્યો. ત્યારપછી કેટલાક દિવસે સર્વે શ્રાવસ્તી પહોંચી ગયા, રાજાને મળ્યા. રાજા હર્ષ પામ્યો. સર્વ હકીકત રાજાને કહી આ પ્રકારે રત્નાવલી પ્રાપ્ત થઈ અને બતાવી. રાજા વિસ્મય પામ્યો અહો કર્મ-પરણિતિની વિચિત્રતા! એમ વિચારી રાજાએ કહ્યુ કે, હે ભદ્ર! તને આ આપેલી જ છે. હવે તારે મારા સ્નેહનો ભંગ ન કરવો. અરે! રાજ્ય પણ તારા માટે સાધારણ સમજવું. કેટલાક દિવસો ગયા પછી મોટા સાર્થ સાથે જવા માટે તૈયારી કરી, અનેક પ્રકારની વેપારી વસ્તુઓનો સંગ્રહ કરી વાહનમાં ભરી આપીને, જુદાં જુદાં કિંમતી મણિરત્ન-જડિત આભરણો ઇનામ આપીને, વેપારી તરીકે ધનને રાજાએ સુશર્મનગરે મોકલ્યો. કાલક્રમે કરી ત્યાં પહોંચ્યો. પિતાને સમાચાર મળ્યા. વડીલવર્ગ ખુશ થયો અને સામે લેવા ગયો. માતા-પિતાએ દેખ્યો, તેમના ચરણમાં પડી પગે લાગ્યો તેઓએ અભિનંદન આપ્યું. સર્વ જિનમંદિરોમાં પૂજા કરાવી, મોટું દાન દેવરાવ્યું. રાજાએ ધામધૂમથી તેનો પ્રવેશ

કરાવી સન્માન કર્યું. વડીલોએ મહોત્સવ કરી વધામણાં કર્યાં. માતા-પિતાએ એકાંતમાં ધનશ્રીની હકીકત પૂછી એટલે ધને જણાવી, સાંભળી સૌ આશ્ચર્ય પામ્યા. તેઓએ કહ્યું, હે વત્સ! તેવી પત્નીથી સર્યું. તારા જેવા માટે તે પાપકર્મી અનુચિત હતી. કલ્પવૃક્ષ ઉપર કૌવચની વેલ શોભા પામતી નથી; માટે તારે યોગ્ય બીજી કોઇ સમાન રૂપ, કુલ, વૈભવ અને સ્વભાવવાળી કન્યાની તપાસ કરી વિવાહ કરશું, તારે સંતાપ ન કરવો. જ્યોત્સ્ના ચંદ્રથી વિખૂટી ન પડે. ધને કહ્યું કે, સંતાપનો કોઇ અવસર નથી. સંસારનો સ્વભાવ એવો જ છે. તેઓએ કહ્યું, સારું, સારું, તું મહાપુરુષ છો, બીજું તને વધારે શું કહી શકાય? ધનકુમાર લાંબે સમયે પાછો મળવાથી માતા-પિતાએ ધનદેવ યક્ષના મંદિરમાં મહોત્સવ કર્યો. સ્નેહી મિત્રો સાથે ધને ત્યાં જઇ યક્ષની પૂજા કરી અર્થી-વર્ગને દાન આપી; સત્કાર કરી, ભોજન કર્યા પછી, તે નજીકના સિદ્ધાર્થ નામના ઉદ્યાનમાં ગયો.

## યશોધર-ચરિત્ર

તે સિદ્ધાર્થ ઉદ્યાનમાં અશોકવૃક્ષ નીચે ઇર્યાદિ પાંચ સમિતિઓમાં ઉપયોગવંત, મન, વચન, કાયાની ગુપ્તિમાં ગુપ્ત, ઇન્દ્રિયોને દમનારા, બ્રહ્મચર્યની નવ વાડનું રક્ષણ કરનારા, નિર્મમ, નિષ્પરિગ્રહી, નિર્ગ્રંથ, કર્મલેપ વગરના, કેટલું કહીએ? અઢાર હજાર શીલાંગ-ધારી, અનેક સાધુના પરિવારવાળા, કોશલદેશના વિનયધર રાજાના પુત્ર યશોધર નામના શ્રેષ્ઠ શ્રમણને ધનકુમારે જોયા. તેમનાં દર્શન થતાં જ તેને પ્રમોદ થયો, ધર્માનુષ્ઠાન માટે ભાવનાનો વિકાસ થયો. ધને વિચાર્યું, અહો! એમનું રૂપ, અહો! ચારિત્ર, અહો! તેમની કાંતિ, અહો! સૌમ્યતા, અહો! તેમનો પુરુષાર્થ, અહો! નમ્રતા અને લાવણ્ય, અહો! વિષયો પ્રત્યે નિષ્પિપાસિતા, અહો! તેમનો યૌવનમાં કામ ઉપરનો વિજય. ખરેખર આ ધન્ય, દર્શન કરવા યોગ્ય અને સેવા કરવા લાયક છે. ધને તેમની સમીપ જઇ યશોધર ભગવંતને તથા તેમના પરિવારના સાધુઓને વંદના કરી, ગુરુએ અને સર્વ સાધુઓએ ધર્મલાભ આપ્યો. એટલે તે ગુરુના ચરણ પાસે બેઠો, ધને પૂછ્યું કે, 'કામદેવ સરખા રૂપવાળા હોવા છતાં આપે વિષય-સુખનો ત્યાગ કરી દીક્ષા કેમ લીધી? અને આપને વૈરાગ્ય થવાનું એવું નિમિત્ત શું મળ્યું? યશોધરે કહ્યું, એકાંત વૈરાગ્યના કુલગૃહરૂપ સંસારથી બીજું કયું નિર્વેદ-કારણ હોઇ શકે? ધને કહ્યું, હે ભગવંત! આ સંસાર તો દરેક લોકોને સામાન્ય છે જ, પરંતુ તેનાથી વિશેષ કારણ આપને બન્યું? તે હું પૂછું છું. યશોધરે કહ્યું કે, વિશેષ પણ સામાન્યની અંદર સમાએલું જ છે. તો પણ મારું પોતાનું ચરિત્ર જ મને વૈરાગ્યનું કારણ બન્યું છે. ધને કહ્યું કે, "હે ભગવંત! કૃપા કરી નિર્વેદના કારણભૂત આપનું ચરિત્ર અમને કહો." ત્યારે યશોધરે 'આ કલ્યાણ આકૃતિવાળો, પ્રશાન્ત રૂપવાળો છે; કદાચ ચરિત્ર સાંભળી નિર્વેદ પણ પામે'-એમ ચિંતવી કહ્યું, હે સૌમ્ય! તો હવે સાંભળ-

## ધર્મદૂત-ઉજ્જવળ કેશ

આ જ ભરતક્ષેત્રમાં વિશાલા નામની નગરી છે. ત્યાં અમરદત્ત નામના રાજા હતા. આ ભવની પહેલાના નવમા ભવમાં સુરેન્દ્રદત્ત નામનો હું તેમનો પુત્ર હતો. મારી માતાનું નામ યશોધરા હતું. તે વખતે નયનાવલી નામની મારી ભાર્યા હતી. પિતાજીએ મને રાજ્ય આપી શ્રમણપણું અંગીકાર કર્યું. હું પણ સમ્યક્ત્વ પામી નયનાવલીના મોહમાં મોહિત મનવાળો બની રાજ્ય સહિત વિષય-સુખ અનુભવતો રહેલો હતો. તેટલામાં પળિયાંરૂપી ધર્મદૂત આવી પહોંચ્યો. નયનાવાલીની સારસિકા નામની દાસીએ તે વાત મને જણાવી. મને તે સમયે નિર્વેદ (વૈરાગ્ય) ઉત્પન્ન થયો. અને મેં વિચાર્યું કે, અહો ! જીવલોકની ચંચળતા, અહો ! પુદ્ગલનો પલટાવાનો સ્વભાવ, અહો ! મનુષ્યપણાનું અસારપણું, અહો ! મહામોહનું સામ્રાજ્ય પ્રવર્તિ રહ્યું છે. જીવિત અને યૌવનના દિવસ અને રાત્રિરૂપ ખંડ ખંડો દરરોજ ઓછા ઓછા થઈ રહેલા છે, છતાં પણ લોકને તેનો ખ્યાલ આવતો નથી. દિવસ અને રાત્રિરૂપ ઘડીઓની માળા જીવનું આયુષ્યરૂપ જળ ભરી ભરીને ચંદ્ર અને સૂર્યરૂપ બળદો કાળ-રેંટને ભમાડે છે. આયુષ્યરૂપ જળ ક્ષીણ થયા પછી, દેહરૂપ ધાન્ય સુકાઇ જાય છે. તેનું રક્ષણ કરવાનો નક્કી ઉપાય નથી, તો પણ લોક પાપાચરણ કરે છે ! તેથી હવે પ્રમાદ કરવાથી સર્યું. આપણા વંશમાં થયેલા પૂર્વે પુરુષોએ અંગીકાર કરેલ સાધુપણું અંગીકાર કરૂં. પોતાનો અભિપ્રાય નયનાવલીને જણાવ્યો. તેણીએ કહ્યું કે, હે આર્યપુત્ર ! આપને જે રુચે તે ખુશીથી કરો. આર્યપુત્રના શુભ કાર્યમાં હું પ્રતિકૂળતા કરીશ નહીં, પરંતુ જો. આપ દીક્ષા અંગીકાર કરશો, તો હું પણ તે જ માર્ગ સ્વીકારીશ. તે વાત મેં આર્યપુત્રને જણાવેલી જ છે. ત્યારે મેં વિચાર્યું કે, અહો ! દેવીને મારા પર કેટલો અનુરાગ છે. અહો ! મહાઅર્થીપણું, અહો ! દેવીનો વિવેક, ચિત્તને અનુસરવાપણું, મારા અભિપ્રાયને અનુસરવાપણું, સમ-સુખ-દુઃખતા, અહો ! એકસ્વભાવતા. આ સમયે કાલ નિવેદન કરનાર મંગલ-પાઠકે કહ્યું કે : —"જળપાત કરી, ક્રમે કરી, પોતાના પ્રતાપ-તેજનું પરાવર્તન કરી, ભુવનને પ્રકાશિત કરનાર સૂર્ય અત્યારે હવે અસ્ત પામે છે." ત્યારે મેં વિચાર્યું કે, 'આ જીવલોકને ધિક્કાર હો. આ સૂર્ય સરખાની પણ એક દિવસમાં આટલી અવસ્થાઓ પરાવર્તન પામે છે !' ત્યાર પછી સભા-મંડપમાં કેટલોક સમય પસાર કરી જ્યારે ચંદ્રની જ્યોત્સ્નાથી ભુવનરૂપ ભવન શોભાયમાન થાય છે તેવા, તથા સ્વચ્છંદ કામિની-વર્ગમાં મદનોત્પત્તિ કરનાર એવા પ્રદોષ સમયે હું વાસભવનમાં ગયો.

## ક્ષણમાં રક્ત, ક્ષણમાં વિરક્ત

વાસભવન કેવું છે ? મણિ-રત્નના મંગલ-દીપકોથી યુક્ત, જ્યાં રત્નમય ભૂમિતલમાં સુગંધી પુષ્પો વેરેલાં છે, કસ્તૂરિકાના લેપવાળી નિર્મલ મણિજડિત ભિંતોવાળું, શ્રેષ્ઠ દિવ્ય

વસ્ત્રથી શોભિત સુવર્ણ-સ્તંભવાળું, ઉજ્જ્વળ તથા રંગ-બેરંગી વસ્ત્રોના ચંદ્રવાથી યુક્ત, પાકેલા પરવાળા-સરખા લાલ રંગના ઘડાવેલ પલંગ-યુક્ત, પલંગ પર પાથરેલ તળાઈ તથા ઓશીકાથી યુક્ત, નિર્મલ સુવર્ણના મનોહર ભાજનની ગોઠવણીવાળું, જ્યાં સુગંધી પુષ્પોની માળાઓ લટકી રહેલી છે, જ્યાં સુવર્ણમય ધૂપધાણામાંથી સુગંધી ધૂપ નીકળી પ્રસરી રહેલ છે, જે મધુર શબ્દ કરનાર કલહંસ, કોયલ, મેના-પોપટના યુગલોથી શોભિત છે, તૈયાર કરેલાં તાંબૂલ-પાત્રથી યુક્ત, ઘસેલાં અને વાટેલાં વિલેપનથી પૂર્ણ એવા વાડકાઓ જ્યાં ગોઠવેલા છે. સુગંધી પટવાસથી ભરેલા મનોહર કચોળાવાળું, જે કામદેવની સુંદર મદિરાથી અને સુગંધી પુષ્પોથી કરેલી પૂજાથી યુક્ત, પરિવાર સાથે રતિ જેવી નયનાવલીથી અધિષ્ઠિત એવા, તે વાસભવનમાં રાજા ગયો. પલંગ પર બેઠા પછી દેવીનો પરિવાર થોડો સમય રોકાઈ બહાર નીકળી ગયો. થોડીવારમાં દેવી સૂઈ ગઈ. હું વિષય-સુખથી વિરક્ત-ચિત્તવાળો હોવા છતાં પણ 'આ પ્રિય દેવીનો ત્યાગ કરવો પડશે, આટલું જ માત્ર દુષ્કર છે' —એમ વિચારતો રહેલો હતો, એટલામાં નયનાવલી 'રાજા ઊંઘી ગયા છે'— એમ માની પલંગથી ભૂમિતલ પર ઉતરી. શંકાવાળી દ્વાર ઉઘાડી વાસઘરમાંથી બહાર નીકળી. ત્યારે મેં વિચાર્યું કે શા માટે અકાલે દ્વાર બંધ કર્યા વગર બહાર નીકળી ? નક્કી મારા ભાવી થનાર વિયોગથી કાયર બની આત્મહત્યા કરશે, એટલે હું એક સારી તરવાર ગ્રહણ કરી તેની પાછળ ગયો. રાજમહેલ રક્ષણ કરનાર કૂબડા પાસે જઈ તેને જગાડ્યો. ત્યારે મેં વિચાર્યું કે, નક્કી પોતે હકીકત જણાવી ઈચ્છિત કાર્ય કરશે. આ વખતે આંખ ચોળતાં કૂબડાએ કહ્યું કે, આજે તું આ વખતે કેમ ?

મેં વિચાર કર્યો કે, અરે ! આ 'આજ' એમ કેમ બોલે છે ? અથવા અનુચિત સમયે દેવી આવેલી છે, માટે આમ કહ્યું હશે. ઠીક, જવાબ સાંભળું. ત્યાર પછી રાણીએ કહ્યું, આજે રાજાનું શરીર બરાબર ન હોવાથી મોડા ઊંઘી ગયા, તેથી આવવામાં વિલંબ થયો છે. મેં ચિંતવ્યું કે, આ શું ? એટલામાં તો અગરના ધૂપની સુગંધવાળા તેના વાળના ચોટલાને કૂબડાએ કઠણ હાથથી પકડયો અને દેવીને ભૂમિ પર પટકી, તેને તિરસ્કાર કરવા વડે મનોહર કામાગ્નિ અને મને કોપ કરવા વડે કોપાગ્નિ એમ બંનેના અનુક્રમે સળગ્યા તે કૂબડા સાથેની મોહ-ચેષ્ટા પ્રવર્તી તેણે આલિંગન કર્યું, કટાક્ષવાળા મુખનું ચુંબન કર્યું. આ પ્રમાણે બારીમાંથી ચંદ્રપ્રકાશમાં આ વૃત્તાંત દેખીને મારા મનમાં અવિવેક-પવનથી સળગેલો કોપાનલ પ્રગટ થયો. તે વખતે તમાલપત્ર સરખું નીલવર્ણવાળું, કિરણશ્રેણિથી ઝળહળતું, સળગતું હોય તેવું ખડ્ગ(તલવાર)બહાર કાઢી, મેં ચિંતવ્યું કે, 'બંનેને મારી નાખું' કંઈક અવિવેક રૂપ અંધકાર દૂર થવાથી મને વળી વિચાર આવ્યો કે, શત્રુ-સૈન્યની હાથી-સેનાને વિદારણ કરવા માટે તત્પર એવા મારા વડે અનેક નરેન્દ્રસિંહોનો વિનાશ કર્યો છે, તો હવે હું પુરુષોમાં શ્વાન સરખા આ કૂબડાને-અકાર્ય આચરનાર હોવાથી જેનું શીલ અને જીવિત વિનાશ પામ્યું છે, એવી આ નયનાવલી રાણીને કેવી રીતે મારું ? વળી આજ

સુધી વિશ્વાસથી જેની સાથે સ્નેહપૂર્વક ભોગો ભોગવ્યા, વળી મારા પોતાના સરખો પુત્ર આપ્યો, તેથી હવે અનાથી શું ? સ્ત્રી અવિવેકની બહુલતાવાળી હોય છે. હું શ્રમણપણું લેવા તૈયાર થયો છું. આમ કરવાથી ગુણધરકુમારનો પણ લાઘવભાવથી વિઘાત થાય, અહો ! આવો વ્યવસાય કરવો, તે મારા સરખા માટે યોગ્ય ન ગણાય. એમ વિલખા થઇ મેં તરત જ તરવારને મ્યાનમાં પાછી નાખી. રાણી ઉપર મારું મન વિરક્ત બની ગયું અને ધર્મ તરફ મન વધારે ખેંચાયું. વાસગૃહમાં જઈ હું શયનમાં સૂઇ ગયો અને ચિંતવા લાગ્યો—

## વિષલતા આદિ ઉપમાવાળી વનિતા

"ખરેખર મહિલા એટલે ભૂમિ વગર ઉગેલી વિષલતા, અગ્નિ વગરની ઉલ્કા, ભોજન કર્યા વગર થયેલ વિષૂચિકા (ઝાડા-ઉલ્ટીનો રોગ), નામ વગરનો વ્યાધિ, વેદના વગરની મૂર્છા, ઉપદ્રવ વગરની મરકી, બેડી વગરની નજરકેદ, વગર દોરડાંનો ફાંસો નિષ્કારણ મૃત્યુ." અથવા આ ચિંતા કરવાથી સર્યું. આ સંસાર આવો જ છે. આ માટે જ દીક્ષા અંગીકાર કરીશ. એવી રીતે કેટલોક સમય વિચાર કરતો હું પથારીમાં પડી રહેલો હતો, એટલામાં નયનાવલી પાછી આવી. મેં પણ ઉંઘવાનું નાટક કર્યું. મારી બાજુમાં આવી સૂઇ ગઇ, મને આલિંગન કર્યું. મેં પણ મારા ચિત્તના વિકારની ખબર ન પડે તેવી રીતે આગળ માફક સ્નેહ બતાવ્યો. એટલામાં પ્રભાતનાં વાજિંત્રો વાગ્યાં.

### દુઃસ્વપ્ન

કાલનિવેદકે કહ્યું કે–'અંધકારરૂપ કેશવાળી, શ્યામમુખવાળી આ રાત્રિ પરલોકે ગયેલા પતિદેવને જલાંજલિ આપવા માટે જતી હોય તેમ જાય છે.' સવાર પડી, પ્રાતઃકાળનાં કાર્યો કર્યાં. હું સભામંડપમાં બેઠો. સામંત વગેરે આશ્રિતો ઉપર વિશેષ પ્રકારે પ્રસાદ કર્યો. મંત્રણા કરવાના ઘરમાં ગયો. વિમલમતિ વગેરે મહામંત્રીઓ આવી પહોંચ્યા. મેં મારો અભિપ્રાય તેઓને જણાવ્યો, પણ તેઓ તેમાં સમ્મત ન થયા અને કહ્યું કે, હજુ ગુણધરકુમાર કાચી વયનો છે, અને પરિપકવ બુદ્ધિવાળો થયો નથી. 'પ્રજાનું રક્ષણ કરવું' એ પણ ધર્મ જ છે. મેં કહ્યું કે, તમો એ જાણો જ છો કે, આપણા કુલની મર્યાદા એવી છે કે, ધર્મદૂત આવી ગયા પછી રોકાવું નહિ. ત્યારે તેઓએ કહ્યું કે, આપ જાણો તે સાચું. તે દિવસ પૂર્ણ થયો. રાત્રિ પડી. સભામંડપમાં થોરો સમય રોકાઇને હું વાસભવનમાં ગયો. દેવી પરનો રાગ ચાલ્યો ગયો હોવાથી એકદમ નિદ્રા આવી ગઈ. રાત્રિના છેલ્લા પહોરે મેં એક સ્વપ્ન દેખ્યું કે, 'હું સફેદ ઘર (રાજમહેલ) ઉપર સિંહાસન પર બેઠેલો હતો, ત્યારે પ્રતિકૂળ બોલતી યશોધરા માતાએ કોઈપણ પ્રકારે મને નીચે પાડી નાખ્યો. ગબડતાં ગબડતાં હું નીચે સાતમી ભૂમિ સુધી ગબડયો. મારી પાછળ માતા પણ તે જ પ્રમાણે નીચે ગબડતી આવી. હું ઉભો થઈ કોઇ પ્રકારે મેરુપર્વત પર આરુઢ થયો.'

એટલામાં જાગી ગયો અને મેં વિચાર્યું, જો કે શરૂઆત ભયંકર છે, છતાં પરિણામ સુંદર છે. સમજી શકાતું નથી કે, આ સ્વપ્નથી શું થશે ? અથવા તો મેં પરલોકની સાધના કરવાનો નિર્ણય કર્યો છે, જે થવું હોય તે ભલે થાય. પછી ધર્મ-ધ્યાનનું સ્મરણ કરતાં રાત્રિ-કાળ પૂર્ણ કર્યો. સવાર પડી એટલે તે કલોચિત કાર્યો કર્યાં અને સભા-મંડપમાં બેઠો. એટલામાં મોટા ઉજ્જવળ વૃદ્ધોના પરિવારવાળી મારી માતા ત્યાં આવી પહોંચી. હું વિનયપૂર્વક ઊભો થયો અને માતાજીએ મારા શરીર-કુશળ પૂછ્યું. કંઈક મસ્તક નમાવતાં મેં જવાબ આપ્યો. ઉજ્જવળ વસ્ત્રથી આચ્છાદિત મહાપીઠિકા પર માતાજી બેસી ગયાં. મેં વિચાર્યું કે બહુ સારું થયું કે માતાજી જાતે જ અહીં પધાર્યાં. માટે હવે મારો અભિપ્રાય તેમને નિવેદન કરું, દીક્ષા સિવાય સ્વપ્નની હકીકત તેમને જણાવું. જેથી અત્યંત સ્નેહાળુ માતાજી મારા દુઃખનો પ્રતિકાર બરાબર કરાવશે. અશુભ સ્વપ્ન દેખેલ હોવાથી હું માતાજી તરફના અંતરાયની-શંકા કરું છું. અને તેની વિરુદ્ધ કંઇ પણ કરવું યોગ્ય નથી. કારણ કે 'માતા-પિતાના ઉપકારનો બદલો કોઇ પણ પ્રકારે વાળી શકાતો નથી.' આ ભવ-પ્રપંચથી મારું મન તો વિરકત બની ગયું છે. હું ક્ષણવાર પણ સંસારમાં રહેવા શક્તિમાન નથી. હું એવો ઉપાય કરીશ અને વિનંતી કરીશ કે નિઃસંશયપણે મને રજા આપે. અહીં આ ઉપાય ઠીક છે, કે તે સ્વપ્ન તેવી રીતે તેને જણાવવું કે તેના પ્રતિઘાત માટે વેષ માત્ર પહેરીને થોડો સમય દીક્ષામાં રહેવું, એવી રજા માતાજી આપશે. તેથી કરી હું તેવી રીતે દીક્ષિત બનીશ-એમ ચિંતવીને સર્વ સભા સમક્ષ મેં માતાજીને વિનંતી કરી કે, હે માતાજી ! રાત્રિના છેલ્લા પહોરમાં મેં સ્વપ્ન દેખ્યું, તે આપ સાંભળો. માતાએ કહ્યું, હે પુત્ર ! કહે. પછી મેં કહ્યું કે, ગુણધરકુમારને રાજ્ય સોંપી, મારે મસ્તકે મુંડન કરાવી, સકલ સંગનો ત્યાગ કરી હું શ્રમણ થયો. રાજમહેલ પર બેઠેલો હું પડ્યો, તરત જ ગભરાઇને જાગી ગયો. અશુભ સ્વપ્ન સાંભળી સ્વપ્નના અર્થને જાણનારી, ભયથી ચકિત બનેલી, થરથરતા હૃદયવાળી માતાએ પૃથ્વીમંડળ પર પગ અફાળી થૂ થૂકાર કરીને કહ્યું કે, હે પુત્ર ! તારા અમંગળનો નાશ થાવ, તું લાંબો કાળ જીવતો રહે, નિરુપદ્રવપણે પૃથ્વીનું પાલન કર; આ સ્વપ્નના દોષને નાશ કરવા માટે તું આટલું કર. કુમારને રાજ્ય આપી, ઘરમાં જ રહીને થોડા કાળ માટે સાધુવેષ અંગીકાર કર. મેં કહ્યું, જેવી માતાજીની આજ્ઞા. માતાએ કહ્યું, તું પડી ગયો, તે અપમંગળ ટાળવા માટે, વેદમાં કહેલા વિધિ પ્રમાણે જળચર, સ્થળચર, કે ખેચર જીવોને મારીને કુલદેવતાનું અર્ચન કરી શાંતિકર્મ કર. એ સાંભળી મેં મારા કાનમાં આંગળી નાખી સાંભળવાનું બંધ કર્યું અને માતાને કહ્યું કે, હે અમ્બ ! શું જીવઘાતથી શાંતિકર્મ થાય ?

## અહિંસા-લક્ષણ ધર્મ

ધર્મ તે જ કહેવાય, જે અહિંસા-લક્ષણવાળો હોય. સાંભળો-'મરણથી ભય પામનાર, બીજા જીવનું એક પણ મરણ મન માત્રથી પણ વિચારે, તો જીવોને ઘણા ભવ સુધી

મરણનાં ભયો ઉત્પન્ન થાય છે. આ લોકમાં જે બીજાને દુઃખ કરે છે, તે આત્માને વિશેષ પ્રકારે દુઃખી કરે છે. કારણ કે પ્રમાદથી કરેલું પાપકર્મ નિષ્ફળ થતું નથી, તમે જે કહ્યું કે, 'શાંતિકર્મ કર' તે માટે જણાવવાનું કે "શાંતિકર્મ તે કહેવાય, કે જે મનુષ્યને સર્વ અર્થ સાધી આપવામાં સમર્થ હોય અને કદાપિ પારકા વિષે નાનામાં નાનું પણ પાપ ન ચિંતવે. આ લોક કે પરલોક વિષે તેનું શાંતિકર્મ ચઢિયાતું ગણાય, જે હંમેશાં જેવી રીતે પોતાના આત્માને દેખે, તેવી રીતે સર્વ જીવોને દેખે." માતાએ કહ્યું હે પુત્ર ! પરિણામ-વિશેષથી જ પુણ્ય-પાપ છે. આ ધર્મ-શ્રુતિ સાંભળ-"કાદવમાંથી ઉત્પન્ન થએલ કમલ-કોષ જેવી રીતે જળથી લેપાતો નથી, તેમ સમગ્ર જગતને હણી નાખે તો પણ જેની બુદ્ધિ પાપથી લેપાતી નથી. અર્થાત્ પુણ્ય-પાપનો આધાર પરિણામ-અધ્યવસાય ઉપર છે. અથવા તો ધારો કે પાપ થાય છે, તો પણ દેહના આરોગ્ય માટે આ કર. બુદ્ધિશાળી પુરુષે તેવા પ્રકારના કારણ, સંયોગમાં આવી પડે, તો પાપ પણ કરવું પડે. તેવા પ્રકારનું કાર્ય પડે તો વિષ પણ ઔષધ બની જાય છે." મેં કહ્યું, 'હે માતાજી ! તમે કહ્યું કે પરિણામ-વિશેષથી પુણ્ય-પાપ થાય છે. અહિં અકાર્ય કરતી વખતે કેવા પરિણામ હોય ? વળી પણ સાંભળો:- આ પુણ્યકાર્ય છે, એમ ધારી પાપ સેવન કરે તો શું પાપનાં ફળ ન મેળવે ? હલાહલ ઝેર ખાનાર તેમાં અમૃતની બુદ્ધિ કરે, તો તે જીવી શકતો નથી. આ ત્રણ ભુવનમાં પ્રાણનો વિનાશ કરવા જેવું બીજું કોઈ પાપ નથી. કારણ કે લોકમાં સર્વ જીવો સુખ મેળવવાની અભિલાષાવાળા હોય છે. આમ ધર્મશ્રુતિ હિંસાવાળી કેમ હોય ? વળી જે તમે આજ્ઞાકરી કે પાપ થતું હોય, તો પણ દેહ – આરોગ્ય – નિમિત્તે આ કર. તે વિષયમાં સાંભળો—

## બનાવટી કૂકડાના પ્રતિબિંબનો ઘાત

"અભયદાન દેવાથી લાંબું આયુષ્ય, સારું રૂપ, નિરોગીપણું પ્રાપ્ત થાય છે. અને જન્માંતરમાં પણ જીવ સર્વ લોકોથી પ્રશંસાનું સ્થાન બને છે." દેહના આરોગ્ય માટે પણ મારે વ્રત પાળવું તે જ યોગ્ય છે. હે માતાજી ! પાપવૃદ્ધિ પમાડનાર એવા દેહનું પણ શું પ્રયોજન છે ?

માતાએ કહ્યું, "હે પુત્ર ! પૂર્વ ઋષિઓના વચનની વાત હાલ બાજુ પર રાખ, મારું આ વચન તારે માન્ય રાખવું જ પડશે." એમ બોલતી યશોધરા માતા પુત્રના પગમાં પડી. ત્યારે મેં વિચાર્યું કે, આ તો મુશ્કેલી ઉભી થઈ. એક બાજુ વડીલના વચનનો ભંગ, બીજી બાજુ વ્રત-ભંગ, હવે આવા સંજોગોમાં શું કરવું ? અથવા વડીલના વચનના ભંગ કરતાં પણ વ્રતનો ભંગ પરિણામે ભયંકર હોય છે-એમ વિચારી માતાને વિનંતી કરી. "હે માતાજી ! જો હું તને પ્રિય હોઉં, તો દુર્ગતિના ખાડામાં ફેંકનાર આ આજ્ઞા ન કર. અથવા હું પોતેજ મરી જાઉં અને મારા માંસ-લોહીથી કુલદેવતાનું અર્ચન કરો."

ત્યાર પછી મેં મ્યાનમાંથી તલવાર ખેંચી, એટલે તે સમયે 'અરે અરે! સાહસ ન કર'– એવો સભામંડપમાં કોલાહલ ઉછળ્યો. ગભરાએલી હોય તેવી માતા ઉભી થઈ અને તેણે મારો જમણો હાથ પકડી લીધો અને કહ્યું કે, 'હે પુત્ર! તેં માતૃવાત્સલ્ય ઠીક બતાવ્યું! તું મર્યા પછી શું હું જીવતી રહેવાની? તો બીજા પ્રકારે પણ તેં માતાનો વધ કર્યો.' એ સમયે કૂકડાએ શબ્દ કર્યો, એ માતાના સાંભળવામાં આવ્યો, એટલે તેણે કહ્યું, "હે પુત્ર! આ કૂકડો પોતે એમ સૂચન કરે છે અને આવો કલ્પ (રિવાજ) છે કે આવા પ્રકારના સમયે જેનો શબ્દ સંભળાય તેને કે તેના પ્રતિબિંબને મારી નાખી ઇચ્છિત ધારણા પૂર્ણ કરવી. બીજા જીવો રહેવા દે, આ જ કૂકડાને મારી નાખ. મેં કહ્યું, 'હે અમ્મા! હું માતાની આજ્ઞાથી મારા પોતાના સિવાય બીજાને નહીં મારીશ,' માતાએ કહ્યું, 'હે પુત્ર! જો એમ છે, તો કૂકડાની વાત છોડી લોટની કણકથી બનાવેલા કૂકડાના પ્રતિબિંબનો વધ કરી મારું વચન માન્ય કર' એમ બોલતી માતા મારા હાથમાંથી તલવાર લઈને ફરી મારા પગમાં પડી. એ વખતે દાક્ષિણ્યથી તેના સ્નેહમાં મોહિત બનતાં મારું જ્ઞાન અજ્ઞાન બની ગયું. તેવા પાપકર્મી મેં માતાને કહ્યું કે, 'જેમ તમે રાજી થાવ, તેમ કરીશ.' કહ્યું છે કે, "બહુ જાણકારને પણ પોતાનું જ્ઞાન પોતાનું કાર્ય કરવા માટે સમર્થ થતું નથી; દૂર રહેલા પદાર્થોને સારી રીતે જોઈ શકનાર આંખ પોતાને દેખી શકતી નથી."

આ વખતે લેપ-શિલ્પ-કળા જાણનારને આજ્ઞા કરી કે, સમય ન ગુમાવતાં જલ્દી લોટની કણકમાંથી કૂકડાનું પ્રતિબિંબ તૈયાર કરો. તેઓએ તે પ્રમાણે કૂકડો બનાવ્યો અને મારી પાસે લાવ્યા. ત્યાર પછી માતા તે કૂકડાને અને મને લઈને કુલદેવતા પાસે ગઈ. કૂકડાને દેવતા આગળ સ્થાપન કર્યો અને મને કહ્યું, હે પુત્ર! તરવાર બહાર કાઢ, મેં પણ કંઈક હસતાં તરવાર ખેંચી. માતાએ કહ્યું, હે ભગવતિ! કુલદેવી! પુત્રે દેખેલા દુઃસ્વપ્નના દોષને નાશ કરવા માટે, સર્વ જીવોને મૃત્યુથી નિવારણ કરનાર આ કૂકડાના પ્રતિબિંબને આપને ધરાવીએ છીએ, આ પુત્ર તારી સમક્ષ તેને મારી નાખશે, માટે તેના શરીરે કુશળ કરજે, એમ કહી મને સંજ્ઞા કરી કે, 'આને મારી નાખ.' ત્યારે મેં બનાવટી કૂકડાનો ઘાત કર્યો. એ રીતે દેવીનું અર્ચન કર્યું. પછી મેં કહ્યું, 'હે માતાજી! માંસ ખાવાની વાત ન કરશો.' સાંભળો—

### માંસ-ભક્ષણના દોષો

માંસ ખાનાર મનુષ્યના પ્રસિદ્ધ ગુણો, તપસ્યા અને નિયમો, દાન, ધ્યાન, વિનય, એવા શુભ ધર્મ-યોગો, મંત્રો, ઔષધો વગેરે નિષ્ફળ જાય છે. ઝેર ખાવું સુંદર છે, કારણ કે તે ક્ષણવારમાં એક વખત જ મારે છે, જ્યારે માંસ ખાનારને ભવની પરંપરામાં ભટકવું પડે છે. માંસાહારી મનુષ્ય પરલોકમાં સદ્‌ગતિનું આયુષ્ય ઘટાડે છે અને નરકનાં દુસ્સહ દુઃખોનો તથા દુર્ભાગ્યનો વધારો કરે છે. ઔષધ તરીકે પણ જે માંસ આપે કે

તેની અનુમોદના કરે, તો પણ તેના માર્ગે લાગેલો નરકે જ જાય તેમાં સંદેહ નથી. તે માંસ દુર્ગંધવાળું, બીભત્સ, ઇન્દ્રિયના મલથી તૈયાર થએલું અને અશુચિ-સ્વરૂપ છે. જે ખાવાથી નરકના કૂવામાં જ પડવાનું થાય છે, માટે તેવા માંસાહારનો ત્યાગ કરવો. આ પ્રમાણે માંસાહારના દોષો જણાવ્યા.

## માંસ ન ખાનારના ગુણો

સર્વ તીર્થ-જળમાં સ્નાન કરવું, સર્વસ્વનું દાન કરવું, સર્વ દીક્ષાઓ સ્વીકારવી, આ સર્વ ધર્માનુષ્ઠાનો એક બાજુ અને બીજી બાજુ માંસાહારનો ત્યાગ કરવો, તેમાં મોટો ફરક છે, અર્થાત્ માંસાહારનો ત્યાગ વધી જાય છે. માંસાહારના ત્યાગથી ચોરો, ખરાબ સ્વપ્નો, અશુભ શકુનો, અગ્નિ, પિશાચ, ભૂત અને ગ્રહના દોષો તૃણ-સમાન બની જાય છે. બીજી સર્વ બાબતો દૂર રાખીએ, તો પણ માંસાહારનો ત્યાગ કરવાથી આ લોકમાં મનુષ્યને બે મોટા લાભો થાય છે, એક તો તે નિરુપદ્રવપણે જીવે છે અને મર્યા પછી તે સદ્ગતિ મેળવે છે.

માતાએ કહ્યું, હે પુત્ર ! લાંબી વિચારણા છોડી દે. તેં આટલું વચન માન્ય કર્યું, તો હવે માત્ર ખાવાની ના કેમ પાડે છે ? વળી આ કંઈ ખરેખરુ માંસ નથી. આ તો માત્ર કલ્પના કરવાની છે. ત્યારે મેં પણ માતાની વાત સ્વીકારી કલ્પના કરેલું માંસ ખાધું. આ વખતે ભવ-પરંપરા વધે-તેવું અશુભ પાપકર્મ બંધાયું. બીજે દિવસે કુમારનો રાજ્યાભિષેક કર્યો. હું દીક્ષા લેવાની તૈયારી કરવા લાગ્યો, એટલે નયનાવલી રાણીએ મને કહ્યું, "હે આર્યપુત્ર ! એક દિવસ પુત્રના રાજ્ય-સુખનો અનુભવ કરીએ, પછી સવારે દીક્ષા લઈશું." ત્યારે મેં વિચાર્યું, રાણી આમ પરસ્પર-વિરુદ્ધ વ્યવસાય કેમ કરે છે ? અથવા તો એ પણ થાય જ.

## પતિને ઝેર આપ્યું અને બળાત્કારે પ્રાણ લીધા

વિષધર (સર્પ)ની ગતિની માફક સ્ત્રીઓનું ચરિત્ર વાંકું-ચૂકું હોય છે. કેટલીક સ્ત્રીઓ જીવતા પતિનો ત્યાગ કરે છે, કેટલીક પતિ પાછળ મરીને સતી પણ થાય છે; તેથી હવે એ વાત મારે વિચારવાની જરૂર નથી." એમ વિચારી કહ્યું, "હે સુંદરી ! તું મારા જીવિતની પણ સ્વામિની છે. કદાપિ પણ મેં તારા પ્રણયનો ભંગ કર્યો નથી. ત્યારે નયનાવલી રાણીએ મનમાં વિચાર્યું કે, રાજા દીક્ષા લેશે અને હું દીક્ષા નહીં લઈશ, તો મને મોટું કલંક લાગશે. જો પતિ મૃત્યુ પામે અને મંત્રી પોતે વચનથી બાળરાજાના પાલન માટે મને પતિ પાછળ મરતી રોકશે, તો તેટલું કલંક નહીં લાગે. માટે કોઈપણ પ્રકારે આજે જ મહારાજાને મારી નાખું. ઉપાય વિચાર્યો કે ચકોરપક્ષીની નજર ચૂકવીને તત્કાળ ઘાત કરનાર ઝેર ભોજનમાં મેળવીને આપું. કેટલોક સમય ગયા પછી હું ભોજન-સમયે જમવા બેઠો. અનેક ભોજન-સામગ્રીઓ મોટા પ્રમાણમાં તૈયાર કરી હતી. સુખ,

નાસિકા વસ્ત્રથી ઢાંકી પીરસનારાઓ પીરસવા લાગ્યા. રાણીને બોલાવી, એટલે આવી, ન જાણી શકાય તેમ આહાર પચાવવા માટે સમર્થ તાલપુટવિષ-મિશ્રિત બનાવટી ગોળી (પાચક ચૂર્ણ ગોળી) સાથે આવી બેસી ગઈ. મારી સાથે તેણે ભોજન કર્યું. ભોજન બાદ હાથ, મોં સાફ કરવાના સમયે ચકોર પક્ષીઓનાં પાંજરાઓ ખસેડી નાખ્યાં. પછી છેવટે ભક્ષણ કરવા યોગ્ય અને આહાર પચાવનાર અનેક દ્રવ્ય-મિશ્રિત ચૂર્ણ મને આપ્યું. મેં નિઃશંકપણે ખાધું. ભોજન-કાર્ય પતાવીને શૌચકાર્ય કરીને હું વાસભવનમાં ગયો. આ વખતે ઝેરનો વિકાર પ્રસરવા લાગ્યો. મારાં અંગો ખેંચાવા લાગ્યાં. જિહ્વામાં જડતા આવી ગઈ. નખો શ્યામ થઈ ગયા. વદન-કમળ કરમાઈ ગયું. આંખની નજર રોકાઈ ગઈ. ત્યાર પછી કહી ન શકાય તેવી અવસ્થાનો અનુભવ કરતો હું સિંહાસન પરથી નીચે પટકાયો. 'હા હા ! આ શું થયું ?' એમ ગભરાએલો પહેરેગીર મારી પાસે આવ્યો અને પૂછ્યું કે, 'હે દેવ! આપને શું થાય છે?' તે વખતે જીભ જડ બનેલી હોવાથી ઉત્તર ન આપી શક્યો. તેણે જોયું કે મારા શરીરમાં ઝેરનો વિકાર પ્રસરી ગયો છે. તેણે બૂમ પાડી અને કહ્યું કે 'વિષ-પ્રયોગ નાશ કરનાર સમર્થ વૈદ્યોને જલ્દી બોલાવો. ત્યારે 'વૈદ્યો બોલાવવા ઠીક નથી. એમ ચિંતવતી રાણી વ્યાકુળ બની પોતાનું વસ્ત્ર મારા મુખ પર નાખતી હાહારવ કરતી તે મારા દેહ પર પડી. કોઈ ન દેખે તેવી રીતે અને પોતાનાં વસ્ત્રો અસ્તવ્યસ્ત થઈ ગયાં હોય તેવી રીતે રુદન કરતી એવી તેણીએ અંગૂઠા અને આંગળીઓ વડે ગળે ટૂંપો મારી, મર્મ-પીડા કરી, કંઠે આવેલા મારા પ્રાણોને લઈ લીધા.

## મોર અને કૂતરો

ત્યાર પછી હે દેવાનુપ્રિય ! પ્રિયાથી મૃત્યુ પામેલો હું આર્તધ્યાનના દોષથી હિમવાન પર્વતની દક્ષિણ દિશાને લાગી રહેલ શિલિન્ધ્ર પર્વત પર મોરની સ્ત્રી (ઢેલ)ની કુક્ષિમાં ઉત્પન્ન થયો. જન્મ્યા પછી બાલ્યકાળમાં, શિકારી યુવાને માતાને મારીને મને પકડી લીધો. સક્તુપ્રસ્થક શિકારીએ નન્દાવાટકના રહેવાસી ગામના કોટવાળને આપ્યો. ત્યાં હજુ મને પાંખો આવેલી ન હતી, એથી ઠંડી-ગરમીની વેદના સહન કરતો, અતિ તીવ્ર ભૂખની વેદનાથી પીડાએલો હું કીડાઓ ખાવા લાગ્યો. તેવાં પાપકર્મથી વૃદ્ધિ પામતો હું શરીરથી પણ વૃદ્ધિ પામ્યો. અને વિવિધ રત્નોના ઢગલા-સરખો પીછાંનો સમૂહ મને ઊગ્યો, પછી મને નૃત્યકળા શીખવી. 'આ મોર સુંદર છે, એમ ધારી મને મારા પૂર્વભવના ગુણધર પુત્રને ભેટણામાં મોકલ્યો. આ બાજુ મારા પૂર્વજન્મની યશોધરા માતા પણ મારા જ મરણ-દિવસે આર્તધ્યાનમાં મરીને પાપકર્મની પ્રબળતાથી, કરહાટ દેશમાં ધાન્યપૂરક નામના ગામમાં કૂતરીના ગર્ભમાં કૂતરા તરીકે ઉત્પન્ન થઈ. તે કૂતરો મન અને પવન જેવા વેગથી દોડતો હોવાના કારણે ધાન્યપૂરકના માલિકે ગુણધરકુમારને જ ભેટણામાં મોકલ્યો. અમે બંને લગભગ સાથેજ ઉજ્જેણીમાં આવ્યા. સભા-મંડપમાં બેઠેલા રાજા પાસે બંનેને મોકલ્યાં.

રાજાએ બંનેને દેખ્યા એટલે બંને ઉપર રાજાને પ્રીતિ થઈ. બંનેની પ્રશંસા કરી. પારધી (શિકારી)ઓમાં અગ્રેસર એવા અકાંડમૃત્યુને કૂતરો સોંપ્યો અને રાજપક્ષીઓ પાલન કરનાર નીલકંઠને મને (મોરને) સોંપ્યો. શિકારીને ચેતવણી આપતાં રાજાએ કહ્યું, " તને એ વાતની ખબર છે કે પ્રજાનું પાલન કરવું અને શિકાર ખેલવો, આ બે બાબતમાં હું દૃઢ રંગાયેલો છું. કૂતરાઓ જીવઘાત સહેલાઈથી કરે છે, માટે આ કૂતરાનું તથા મોરનું યત્નપૂર્વક પાલન કરજે." તેણે કહ્યું 'જેવી દેવની આજ્ઞા." આમ અમારું બંનેનું લાલન-પાલન રાજા બરાબર કરતો હતો. એમ કેટલોક કાળ પસાર થયો.

કોઈ સમયે આકાશતલ જેટલા ઊંચા મહેલના ગવાક્ષમાં ચડીને હું બેઠેલો હતો, ત્યાં અંતઃપુરમાં કંદોરા અને નૂપુરની ઘુઘરીઓના રણકાર ગર્ભિત નવીન મેઘની ગર્જના સરખો ઢોલનો શબ્દ સાંભળી હું (મોર) નૃત્ય કરવા લાગ્યો. નૃત્યના અંતે બારીના એક છિદ્રમાંથી ચિત્રશાળામાં કૂબડાની સાથે શયન મધ્યમાં રતિક્રીડા-સુખનો અનુભવ કરતી નયનાવલિને મેં જોઈ, તેને દેખી મને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. ત્યાર પછી કર્માધીન બનેલો, ક્રોધાગ્નિ વડે સળગી ઊઠેલો હું ચાંચની અણીથી શબ્દ થાય તેમ ખોતરવા લાગ્યો. ત્યારે ક્રોધાધીન બનેલી મારી પૂર્વભવની પ્રિયાએ કુબડાની લોહમય લાકડી લઈ મને હણ્યો. પ્રહારથી ઘવાયેલો હું દાદર પરથી ગબડયો. ગબડતો ગબડતો હું તે પ્રદેશમાં પહોંચ્યો કે જ્યાં ગુણધર રાજા જુગાર ખેલતો હતો. વચમાં મને 'પકડો પકડો' એમ બોલતો દેવીનો પરિવાર આવ્યો. મને (મોરને) તથા તેવા પ્રકારના શબ્દને સાંભળીને, તે પ્રદેશમાં રહેતો પૂર્વભવની માતાનો જીવ કૂતરો દોડીને આવ્યો અને મને (ઘવાએલ મોરને) પકડયો. મને પકડતાં દેખી હાહારવ કરતા રાજાએ રમવાના પાસા વડે તે કૂતરાને માર્યો. પ્રહારથી વિહ્વલ બનેલા શરીરવાળા કૂતરાએ લોહી વમતા એવા મને છોડયો. કંઠે પ્રાણ આવી ગયેલા એવા અમે બંને ધરણી પર ઢળી પડયા. રાજાને આથી ઘણો શોક થયો. પુરોહિત વગેરે મનુષ્યોને હુકમ કર્યો કે પિતાજીને તથા માતાજીને જેવી રીતે કાલાગરૂ, લવંગ, ચંદનાદિના સુંદર કાષ્ઠોથી અગ્નિ-સંસ્કાર કર્યો હતો, તેમ આ બંનેનો પણ સંસ્કાર-વિધિ કરજો. જેમ તેઓની પાછળ સુકૃત અને સદ્‌ગતિનાં કારણભૂત મોટાં દાન કર્યાં હતાં, તેમ આમના માટે પણ મરણોત્તર દાન કરવાં. આ સાંભળી મેં વિચાર્યું કે, આ પુત્રે તો સર્વ સત્કાર કર્યો, સદ્‌ગતિનાં કારણભૂત દાનાદિક કાર્યો કર્યાં. હું તો આ તિર્યંચ-યોનિમાં સતત ભૂખની પીડાથી કીડા ખાતો અને કૂતરાથી ખવાતો રહેલો છું. અરે કર્મનું ભારેપણું ! એમ ચિંતવતા મેં દેહ છોડયો.

## નોળિયો અને સર્પ

ત્યાર પછી હે દેવાનુપ્રિય ! સુવેલ પર્વતના પશ્ચિમ દિશાભાગમાં દુષ્પ્રવેશ નામનું વન હતું. તે ઉપયોગ કરવા લાયક પલ્લવ, પુષ્પ, ફળ, છાંયડો, પાણી વગેરેથી રહિત,

તેમ જ શ્રીપર્ણી, બોરડી, બાવળ કેરડો, બોર, ખેર આદિ કાંટાળા તથા ફળ, ફૂલ અને છાંયડા વગરના વૃક્ષોવાળાં તાડ, વડ ખજૂરી, ખીજડો વગેરે સુકાયેલાં પાંદડાવાળા વૃક્ષોયુક્ત ઊંડા અને મુશ્કેલીથી ચાલી શકાય તેવા તથા વિવિધ વૃક્ષમાંથી નીકળેલા વાંકા અને અણિયાળા કાંટાવાળા અને સમગ્રપણે અણગમતાં વનમાં હું નોળિયણના ગર્ભમાં નોળિયા તરીકે અવતર્યો. ત્યાં ગર્ભમાં નરકની કુંભીપાક કરતા અધિક વેદના સહન કરતો, પ્રસવકાળ પૂરો થયો પહેલાં જ હું તે દુષ્પ્રવેશ નામના વનમાં જન્મ્યો. જંગલમાં ખાવા યોગ્ય ખોરાક ન મળવાથી સતત ભૂખની પીડાવાળી માતાના સ્તનમાં દૂધ આવતું બંધ થયું. એટલે દુર્બળ દેહવાળો હું પણ ભૂખથી વનમાં રખડી ગોખરુના કાંટા ખાવા લાગ્યો. પાપ વધવા સાથે મારું શરીર વધવા લાગ્યું. આ બાજુ પૂર્વભવની માતાનો જીવ કુતરો આર્ત-ધ્યાન પામેલો મરીને આ જ દુષ્પ્રવેશ વનમાં સર્પપણે ઉત્પન્ન થયો. કેવા પ્રકારનો તે કહે છે. પરવાળાં મણિરત્ન સરખા લાલ નયનવાળો,મેઘાંધકાર-સરખી કાળી કાન્તિવાળો, ચંદ્ર કળાના કિરણ સરખી ઉજ્જવલ દાઢવાળો, લપ લપ કરતી બે જીભવાળો, જળાશય પાસે દેડકાને ખાઈ રહેલા કાળપાશ સરખા સર્પને મેં (નોળિયાએ) દેખ્યો. ત્યારે મને ભૂખ ખૂબ લાગેલી હોવાથી પરિણામનો વિચાર કર્યા વગર મેં પૂછડાના ભાગમાંથી તેને પકડયો. તેણે પણ નયન અગ્નિની શિખાઝાળ ભયંકર કરીને મારા તરફ જોઈ મને વદન ભાગમાં ડંખ આપ્યો. એ પ્રમાણે અજ્ઞાન અને ક્રોધને આધીન બનેલા અમે બંને પરસ્પર એકબીજાને ખાવા લાગ્યા. આ વખતે હું ન જાણું તેવી રીતે મને મોટા સર્પે પકડયો અને ભોંય પર પાડયો. ત્યાર પછી તે મને ખાવા લાગ્યો. કેવી રીતે ? ચરડ ચરડ કરી ચામડું ચીરતો, ત્રટત્ ત્રટત્ એમ નસોને તોડતો, ગટ ગટ એમ લોહીને ગટગટાવતો, કડ્ કડ્ કરતો હાડકાં તોડતો, તેવી રીતે ખાવા લાગ્યો, જેથી ખાતાં ખાતાં નીકળતા શબ્દોથી ભય પામી જીવે સર્વ કલેવરનો ત્યાગ કર્યો.

## રોહિત મત્સ્ય અને સુંસુ (શિશુ) માર જળચર

હે દેવાનુપ્રિય ! મારા કર્મથી મારી નંખાયેલો હું તે, ભવ પછી તે જ વિશાલા (ઉજ્જેણી) નગરીમાં દુષ્ટોદક નામની નદીમાં મહાદ્રહમાં માછલીના ગર્ભ-પુટમાં રોહિત મત્સ્યપણે ઉત્પન્ન થયો, અને તે કાળો સર્પ તેવી રીતે મૃત્યુ પામી આ જ નદીમાં સુંસુ (શિશુ) માર નામના જળચરપણે ઉત્પન્ન થયો. કાળક્રમે અમે બંને જન્મ્યા. કોઈક સમયે હું ભમતો હતો, ત્યારે સુંસુમારે દેખ્યો અને મને પુચ્છ ભાગમાંથી પકડયો. આ વખતે સ્નાન કરવા માટે અંતઃપુરની દાસીઓ આવી. તેમાંથી ચિલાતિકા નામની દાસીએ પાણીમાં ભૂસકો માર્યો. એટલે મને છોડી તેણે દાસીને પકડી. હું ત્યાંથી એકદમ પલાયન થઈ ગયો. દાસીએ પણ 'અરેરે ! મને પકડી પકડી, બચાવો બચાવો,' એમ ચીસ પાડી. લોકોએ પકડી રાખી, કોલાહલ શબ્દ સાંભળી માછીમારો આવ્યા, અંદર ઊતરી દાસીને છોડાવી; અને શિશુમારને પકડયો. ઘણો માર મારી નિર્જીવ કર્યો. કેટલોક કાળ પસાર થયો. પછી

કોઈ સમયે માછીમારોએ મને (રોહિત-મત્સ્યને) જાળમાં જીવતો પકડયો, આ મહામત્સ્ય છે એમ ધારી રાજા પાસે કાર્ય કરાવવા માટે ગુણધર રાજાને આ ભેટ તરીકે અર્પણ કર્યો. રાજાએ તેઓનું કાર્ય કરી આપ્યું. તેને નયનાવલી પાસે લઈ ગયા. અને માતાને કહ્યું "હે માતાજી ! આ રોહિત મત્સ્યનો પાછલો પુચ્છભાગ પિતાજીને અને દાદીમા-પિતાજીની માતાજી-ને ઉદ્દેશીને બ્રાહ્મણોને ભોજન કરાવવા માટે પકાવરાવો. ઉપરનો ભાગ તેલમાં તળીને અને પકાવીને મસાલાથી સંસ્કારવાળો કરી આપણે બંને ખાઈશું." આમ હું સાંભળતો હતો અને રાણીને દેખીને મને જાતિ (પૂર્વજન્મ) સ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. એ પ્રમાણે રાજાની આજ્ઞા પ્રમાણે નયનાવલીએ પુચ્છભાગ કાપી બ્રાહ્મણો માટે મોકલ્યો. બાકી રહેલા શરીરના ટુકડા કરી, વઘાર આપી, ત્રિકટુ, હિંગ, મીઠું, મરચાં, મસાલા વગેરે ભભરાવ્યાં, હળદરનું પાણી છાંટયું. ત્યાર પછી ઉકળતા તેલના કડાયામાં તળવા નાખ્યો. ઉપર નીચે ફેરવીને ઉદ્વર્તન થાય તેમ તળાવા લાગ્યો, ત્યાર પછી છેદાયો, ભેદાયો, રંધાયો. હવે આ 'મારા પૂર્વભવનો પુત્ર મને ખાશે' એમ જાણું છું, છતાં પણ તીવ્ર વેદનાધીન થયેલો હું ધર્મધ્યાન કરી શકતો નથી. એ પ્રમાણે નરકગતિ સરખા દુઃખથી કદર્થના પામેલો દૃઢ કર્મરૂપ બેડીથી જકડાયેલો જીવ આ શરીરને છોડતો નથી. આ પ્રમાણે ત્યાં તીવ્ર વેદનામાં પરાધીન થઈ રહ્યો હતો, ત્યારે આ પ્રમાણે બન્યું હતું.

### બકરો, બકરી, ફરી બકરો

બીજી બાજુ આજ વિશાલા નગરીમાં ચંડાળના વાડામાં જે મારા પૂર્વભવની માતાશિશુમારના ભવમાં વર્તતી હતી, તેને મારી નાખ્યા પછી તે ત્યાં બકરી પણે ઉત્પન્ન થઈ, તેના ગર્ભમાં હું બકરાપણે અવતર્યો. જન્મ્યા પછી ક્રમે યૌવન પામ્યો. મહામોહથી મોહિત મનવાળો બની હું મૈથુન કરવા માટે માતા પર આરૂઢ થયો. અમારા ટોળાંના માલિકે આ સ્થિતિમાં મને દેખ્યો, એટલે તેને ક્રોધ થયો, તેથી કરી મને મર્મ-પ્રદેશમાં એવી રીતે માર્યો, જેથી ત્યાં જ પ્રાણ છોડી, મારા જ મૂકેલા વીર્ય-બીજમાં તે જ માતાના ગર્ભમાં હું ફરી ઉત્પન્ન થયો. કર્મ-મલથી નચાવેલ આત્મા મંદભાગ્ય યોગે મરીને પણ ફરી ત્યાં જ માતાના ગર્ભમાં પોતાવડે કરીને જ પોતે પેદા થયો. તે બકરીનો પ્રસવ-કાળ નજીક હતો ત્યારે ગુણધર રાજા શિકાર કરવામાટે નીકળ્યો હતો. પરંતુ તે દિવસ શિકારની નિષ્ફળતાને અંગે પાછો ફર્યો. કોઈપણ શિકાર પ્રાપ્ત ન થવાની ગર્ભવતી હોવાથી કાયાના ભારવાળી બકરી તેવા પ્રકારના ક્ષેત્રભાગમાં ધીમે ધીમે ચાલી રહેલી હતી, ત્યારે ગુણધર રાજાએ ધનુષ ચઢાવી, બાણ ખેંચી, ગર્ભિણી બકરીનું લક્ષ્ય રાખી કર્ણિક આયુધથી વીંધી નાખી. મોટો બાણ-પ્રહાર થવાથી તે ધરણી પર ઢળી પડી. પોતાનું તીર બરાબર વાગવાથી રાજા ખુશ થયો, અને તે સ્થળે આવ્યો. તરફડતી આ બકરી ગર્ભવાળી છે, તેમ જાણ્યું. પેટ ચીરી મને બહાર કાઢયો, પશુ-પાલકને સોંપ્યો અને બીજી બકરીનાં સ્તન-પાન કરાવીને મને જીવાડ્યો. પછી હું કુમારભાવ પામ્યો. કોઈ સમયે 'શિકાર કરવામાં હું સફળતા મેળવું' તે

નિમિત્તે ગુણધર રાજાએ કુલદેવતાનું પૂજન-વિધાન કરાવ્યું. ભોજન કરાવવા માટે પંદર પાડાઓ મરાવ્યા. બ્રાહ્મણોને ભોજન કરાવવા માટે પાડાનું માંસ મસાલા ભરી તૈયાર કરી રંધાવ્યું. આ બાજુ 'બોકડો પવિત્ર મુખવાળો હોય છે' એવી લોકોક્તિથી કાગડા, કૂતરાંથી એઠું થયેલું રાંધેલું-પકવેલું માંસ પરિશુદ્ધ કરવા માટે રસોયો મને ત્યાં લાવ્યો. રસોડાના દ્વાર પાસે મને રાખ્યો. મેં તે માંસ સૂંઘ્યું એટલે બ્રાહ્મણોએ ખાધું. બ્રાહ્મણો પાણીથી હાથ, મુખ ચોક્ખાં કરી ત્યાંથી ઉભા થયા. બીજી પંગતો જમવા બેઠી. એટલામાં ગુણધરકુમાર વિશેષ પ્રકારનાં ઉજ્જ્વલ વસ્ત્રો પહેરી અંતઃપુરને સાથે લઈ ત્યાં આવ્યો. તેને દેખી મને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. પહેલાંનો સર્વ વૃત્તાંત મેં જાણ્યો. રાજાએ બ્રાહ્મણોના પગમાં પડી તેમને અભિવાદન-નમસ્કાર કરી કહ્યું, આ પંક્તિ પિતાને ધરાવું છું અને આ પંક્તિ દાદીમા (પિતાનાં માતાજી) ને, તથા આ કુલદેવતાને, તે વાત બ્રાહ્મણોએ સ્વીકારી. મેં (બોકડાએ) વિચાર્યું કે અહો ! આ પ્રમાણે પુત્રનો જય-જયકાર વર્તી રહેલો છે, ત્યારે હું આવો દુઃખી છું.

**નયનાવલીની** ઉત્કટ દુર્દશા

આ સમયે ભોજન-નિમિત્તે સમગ્ર માતા-લોક સાથે રાજા બેઠો હતો. બીજી રાણીઓને મેં જોઈ, પણ નયનાવલી જોવામાં ન આવી. ત્યારે મેં વિચાર્યું કે તે કયાં હશે ? એટલામાં એક દાસીએ બીજી દાસીને કહ્યું, 'હે સુંદરિકા ! આ પાડાઓને તો આજે જ માર્યા છે, તો પછી આટલી સડેલી ગંધ કેમ આવે છે ?' તેણે કહ્યું, 'અરે પ્રેમ-મંજુષિકા ! આ પાડાની ગંધ નથી, પરંતુ નયનાવલી રાણીને તેવા પ્રકારનું ભોજન ન પચવાથી અજીર્ણ થયું, છતાં ખાવાની લોલુપતાથી મત્સ્યનું ભક્ષણ કર્યું, તેથી કોઢ રોગ થયો છે, તેના શરીરનાં છિદ્રોમાંથી પરુ ઝરે છે, તેની દુર્ગંધ આવે છે.' બીજી દાસીએ કહ્યું, "અરે સુંદરિકા ! આ એકલા મત્સ્યાહારથી કોઢ-રોગ નથી નીકળ્યો, પણ તેવા સજ્જન સદ્ભાવવાળા યશોધર રાજાને ઝેરના પ્રયોગથી મારી નાખ્યા, તેનાથી ઉત્પન્ન થએલ પાપ ફૂટી નીકળવાથી આ કોઢ-રોગ થયો છે. જવા દે એની વાત, ચાલો બીજી તરફ જઇએ, નહિતર વળી કંઇ કામ બતાવશે" દાસીઓ ગઈ. પછી હું વિશેષ પ્રકારે જોવા લાગ્યો. હજારો માખીઓ જેની ઉપર ઊડી રહેલી હતી, જેનાં લાલ નયનો બહાર નીકળી ગયાં હતાં, એવી નયનાવલીને મેં દેખી. આવી દશામાં બેઠેલી નયનાવલીને જોઈ તીવ્રતર દુઃખથી તપેલો હું શોક કરવા લાગ્યો, કેવી રીતે ? અહાહા ! આ મારી પ્રિયા પ્રત્યક્ષ કર્મ-મલથી આચ્છાદિત બનેલી રૂપનો વિપર્યાસ થવાના કારણે જાણે જન્માન્તર થયો હોય તેવી કેવી બની ગઈ ! જેણે વદન, સ્તનો અને ચરણોની શોભાવડે ચંદ્ર, કળશ અને કમળોને પણ હરાવ્યાં હતાં, અને જે જગતની સર્વ સ્ત્રીઓમાં અધિક સ્વરૂપવાળી હતી, એવી તેની આંગળીઓ સડી ગઈ છે, અંદરથી રસી-પરુ નીકળે છે, એવા તેના શરીરના સુંદર પ્રદેશો અતિ ઉદ્વેગ કરનાર બની ગયા છે. ચકચકિત અતિશ્યામ કેશ-

પાશવડે આશ્ચર્ય ઉત્પન્ન કરનાર, લાલ હોઠવડે અને કટાક્ષપૂર્ણ નયન વડે જે તીવ્ર તપ કરનાર મુનિઓના મક્કમ ચિત્તને પણ હરનારી હતી, તે જ પ્રિયા અત્યારે પાપકર્મના ઉદયથી તે જ અંગોવડે કરીને વિચારાતી કામી લોકોને પણ વૈરાગી બનાવે છે. એમ વિચારતો હું કેટલોક સમય ત્યાં રહ્યો. એટલામાં રાજાએ રસોયાને બોલાવી કહ્યું કે, અરે ! પાડાનું માંસ મને ન ભાવ્યુ, તો બીજું કંઈ પણ જલ્દી લાવ. ત્યારે રસોયાએ વિચાર કર્યો કે રાજા આકરો હુકમ કરનારો હોવાથી રખેને કાળક્ષેપ થઇ જશે, તો કોપાયમાન થશે, એમ વિચારી મારો એક સાથળ કાપી તેમાંથી ભટિત્રક (ભડથું) બનાવ્યુ, રાજાને પીરસવા માટે મોકલ્યુ. તેણે પણ 'પિતાજીને ધરાવો' એમ કહી અલ્પાહારી બ્રાહ્મણોને પીરસ્યું, થોડુંક નયનાવલીને પણ મોકલ્યું, બાકીનું પોતે ખાધું.

## પાડાને કારમી-વેદના

આ સમયે ગુણધર રાજાએ જે મારી માતા ( બકરી )ને મારી નાખી હતી, તો કલિંગ દેશમાં ભેંસની કુક્ષિમાં પાડા તરીકે અવતરી હતી. જન્મ્યા પછી કાલક્રમે તે પાડો મોટો થયો અને ભાર વહન કરતો વિશાલા ( ઉજ્જૈણી ) નગરીમાં આવ્યો. જળ-પાન અને સ્નાન માટે સિપ્રા નદીમાં પ્રવેશ કરતાં તેણે અશ્વશાળાના મુખ્ય ઘોડાડ અશ્વના વછેરાને મારી નાખ્યો. રાજાને ખબર આપ્યા એટલે ' તે દુષ્ટ પાડાને અહીં લાવો ' એમ કહી પોતાની પાસે બોલાવ્યો તે પાડાને દેખી ક્રોધથી જેના હોઠ ફફડી રહ્યા હતા એવા રાજાએ રસોયાને બોલાવી કહ્યુ કે, દુરાચારી આ પાડાને જીવતો જ રાખી જલ્દી તેનું માંસ કાપી પકાવો. રસોયાએ પણ સર્વ દિશામાં લોઢાના ખીલા ખોડી, તેને ખસી શકે નહીં તેમ, લોહ-સાંકળોથી બાંધ્યો. તેના આગળ મોં આગળ ત્રિકટુથી ઉત્કટ, તીખા, કડવા, કષાય, સ્વાદયુક્ત હિંગ, લવણ આદિ પદાર્થોથી મિશ્રિત પૂર્ણ કડાયો મૂક્યો. ચારે દિશામાં બહુ દૂર નહીં એવો ખેર વગેરે લાકડાનો અગ્નિ સળગાવ્યો. મહા અગ્નિથી શેકાતો તે બિચારો તરસ્યો થયો, જેનાં ગળું, હોઠ, તાળવું સુકાઇ ગયા હતાં, તેવો તીવ્ર તરસવાળો તે વધારે દુઃખ ઉત્પન્ન કરનાર આગળ પડેલું ખારું પાણી પીવા લાગ્યો, એથી અંદર બળતરા ઉઠી થઇ બીજા પડખામાંથી માંસનો લોચો નીકળી પડ્યો. આ વખતે રાજાએ હુકમ કર્યો કે જલ્દી પાડાનું માંસ પકાવી, ખાવા યોગ્ય વાનગી બનાવી મોકલો, એટલે શરીરમાં જ્યાં જ્યાં માંસ પાકી ગયું હતું, ત્યાંથી ત્યાંથી કાપી કાપીને રસોયાએ ઘીમાં વઘારી ઉપર બારીક લવણ ભભરાવ્યુ, અગ્નિ વધારે સળગાવ્યો. આ સમયે રાજાનો પીરસનાર આવ્યો, એણે કહ્યું કે બીજા વિજાતીય માંસની વાનગી જલ્દી બનાવી આપ. રસોયાએ મારા (બોકડા) તરફ જોયું. એટલે હું સ્તબ્ધ બની ગયો, નસો શિથિલ થઈ ગઈ, હાડકાના સાંધા તૂટી ગયા, સર્વ ઇન્દ્રિયો ગળવા લાગી, પ્રાણો કંઠે આવી ગયા, એ રીતે રસોયાએ મને પકડી મારું બીજું પડખું છેદ્યું, હું દેહમુક્ત થયો.

## કુટડો-કુકડાના ભવમાં

ત્યાર પછી હે દેવાનુપ્રિય ! અમે બંને એક જ સમયે મરીને આ વિશાલા (ઉજ્જેણી) નગરીના ચંડાળના વાડામાં કૂકડીના ગર્ભમાં ઉત્પન્ન થયાં. કેટલોક સમય ગયા પછી પ્રસવકાળ સમયે અમારી બંનેની માતા કૂકડીને એક બિલાડીના બાળકે મારી નાખી. ઉકરડામાં તે કૂકડીને જ્યારે બિલાડો ખાતો હતો, ત્યારે તેમાંથી બે ઈંડાં સરી પડયાં, બિલાડો ત્યાંથી ચાલ્યો ગયો. ત્યારપછી કોઈ ચાંડાલ સ્ત્રીએ આવી ઈંડાઓ ઉપર સૂપડામાંથી કચરો નાખ્યો. તે કચરાના ગરમાવાથી અમે બન્ને જીવતાં રહ્યાં. ઈંડાંઓ ફૂટી ગયાં, અમે બહાર નીકળ્યાં. અનહુલ નામના ચંડાળ-બાળકે અમને ગ્રહણ કરી જીવન આપ્યું. ચંદ્રની ચંદ્રિકા-સરખા ઉજ્જવળ પિંછાઓવાળા અમે તૈયાર થયા. પોપટની ચાંચ તથા ચણોઠીના અર્ધભાગ જેવી લાલ ચૂડા-કલગી અને ગરૂડની ચાંચ-સરખી ચાંચ અમને નીકળી. આ સમયે કાલદંડ નામના કોટવાળે અમને દેખ્યાં. 'અરે ! આ બંને તો રાજાને ક્રીડા કરવા યોગ્ય છે.' એમ વિચારી તેની પાસેથી ખરીદ કરી રાજાને ભેટ આપ્યાં. આ બંને મળવાથી રાજા ખુશ થયો. પાછા એ જ કોટવાળને અમને બંનેને સમર્પણ કરી સૂચના આપી કે, અરે ! હું જ્યાં જ્યાં જાઉં, ત્યાં ત્યાં આ બંનેને તારે સાથે લાવવાં. તે વાત કોટવાળે સ્વીકાર કર્યો. કોઇ સમયે સમગ્ર અંતઃપુર સાથે પરિવરેલ ગુણધર રાજા વસંત-ક્રીડા નિમિત્તે કુસુમાકર નામના ઉદ્યાનમાં ગયો. કોટવાળ અમને બંનેને ત્યાં લઈ ગયો. ઉદ્યાનના તિલક સરખા બાલ-કેળગૃહથી વીંટાએલ માધવીલતાના મંડપમાં રાજા બેઠો હતો, અમને બંનેને (કુકડાને) સાથે લઈને પેલો કોટવાળ અશોક વૃક્ષની શ્રેણિના માર્ગે ગયો. ત્યાં તે ઉદ્યાનમાં શશિપ્રભ નામના આચાર્ય પોતાના શિષ્ય-પરિવાર સાથે હતા, કોટવાળને તેમનાં દર્શન થયાં. તેમને દ્રવ્યવંદન અર્થાત્ દેખાવ પૂરતું વંદન કરી તે સાધુ પાસે બેઠો. તેમણે ધર્મલાભ આપ્યો. ત્યાર પછી તપ-લક્ષ્મીથી શોભતા દેહવાળા તેમને દેખી તથા તેમનું સ્વભાવ-સુંદર વચન સાંભળી તે ઉપશાન્ત થયો અને પૂછ્યું કે 'તમારો ધર્મ કેવા પ્રકારનો છે ?' ભગવંતે કહ્યું, સાંભળ. સમગ્ર જીવોને સાધારણ એવો ધર્મ એક જ છે. શાસ્ત્રના પરમાર્થને ન જાણતો મૂઢ જ તેના ભેદોની કલ્પના કરે છે. તે ધર્મ સંક્ષેપથી આ છે. "મન, વચન અને કાયાના યોગો વડે કરી બીજા જીવોને પીડા ન કરવી. તદ્દન પરિશુદ્ધ અને જૂઠું ન હોય તેવું જ વચન બોલવું. ઘાસના તણખલા જેટલું પણ વગર આપેલું ગ્રહણ ન કરવું. મન, વચન અને કાયાના યોગ વડે મૈથુન-સેવનનો ત્યાગ, ગાય, સુવર્ણ, ધાતુઓ આદિમાં મમત્વનો ત્યાગ, રાત્રિ-ભોજનનો ત્યાગ, બેંતાળીશ એષણા-દોષથી રહિત શુદ્ધ પિંડના પરિભોગરૂપ ધર્મ છે."

## કોટવાલ અને બંને કુકડાએ સ્વીકારેલ શ્રાવકધર્મ

ત્યારે કોટવાળે કહ્યું, 'હે ભગવંત ! આ તો મહાધર્મની વાત થઈ, પરંતુ અમે ગૃહસ્થો કરી શકીએ તેવો શ્રાવક-ધર્મ સમજાવો.' એટલે પાંચ અણુવ્રતાદિકવાળો શ્રાવક-

ધર્મ કહ્યો. તેમણે કહ્યું, 'હે ભગવંત ! આ ધર્મ તો હું કરીશ, પણ અમારા પૂર્વે થયેલા પૂર્વજોના ક્રમથી આવેલ વેદે કહેલી વિધિવાળા પશુવધ-ધર્મનો હું ત્યાગ નહીં કરીશ.' ભગવંતે કહ્યું, જો પશુવધ ત્યાગ નહીં કરીશ તો આ કુકડાની જોડીએ સંસાર-સાગરમાં જે પ્રકારનો અનર્થ અનુભવ્યો છે, તેવી દશા તારી થશે. દંડપાશિકે કહ્યું, 'હે ભગવંત ! આ બેએ શું ત્યાગ ન કર્યું અને કયો અનર્થ ભોગવ્યો ?' ત્યાર પછી ભગવંતે જેવી રીતે અમે બે માતા અને પુત્ર હતાં તથા લોટનો કુકડો બનાવી વધ કર્યો. મોર અને શ્વાન સર્પ અને નોળિયો, રોહિતમત્સ્ય અને શિશુમાર, બોકડો-બોકડી, બોકડો-પાડો અને કુકડાની જોડી. આમ સંસાર-સમુદ્રમાં જન્મો ધારણ કર્યા.

જેવા પ્રકારનાં તીવ્ર દુઃખો અમે ભોગવ્યાં, તે સર્વ શ્રુતાતિશય જ્ઞાનીએ કહ્યાં. આ સર્વ સાંભળી દંડપાશિક દૃઢ સંવેગ પામ્યો. તેણે કહ્યું, હે ભગવંત ! જેનાં પરિણામ ભયંકર ભોગવવાં પડે તેવી વેદે કહેલી હિંસાથી સર્યું, મને ગૃહસ્થને યોગ્ય શ્રાવકધર્મનાં વ્રતો આપો. ત્યાર પછી ગુરુ ભગવંતે જિનકથિત વિધિથી સંસાર-સમુદ્રનાં નાવ-સમાન પંચનમસ્કાર મંત્ર તેમજ સ્થૂલ પ્રાણાતિપાત-વિરમણ વગેરે પાંચ અણુવ્રતો આપ્યાં, જે તેણે સ્વીકાર્યાં. અમારૂં પોતાનું ચરિત્ર સાંભળવાથી અમને જાતિસ્મરણ(જ્ઞાન) ઉત્પન્ન થયું-એટલે અમે પણ દૃઢ સંવેગ પામ્યાં અમે પણ તે વ્રતો ગ્રહણ કર્યાં.

જાતિ-સ્મરણ, દૃઢ સંવેગ અને વ્રત-ગ્રહણ તથા તીર્થંકરના ધર્મના બોધને કારણે વિશેષ હર્ષ પામવાથી અને કર્મ-પરંપરા વધારનાર અશુભ કર્મનો ક્ષય થવાથી, અમે બંનેએ હર્ષસૂચક કુજન કર્યું. તે સમયે તંબૂમાં જયાવલી રાણી સાથે સુરતક્રીડાના સુખનો અનુભવ કરતા રાજાએ તે કુકડાના શબ્દો સાંભળી, નજીકમાં રહેલ ધનુષ્ય લઇ બાણનું લક્ષ્ય તૈયાર કર્યું અને દેવીને કહ્યું કે, 'હે દેવી ! મારૂં શબ્દવેધીપણું જો.' એમ કહી શબ્દના આધારે બાણ છોડયું. તે બાણથી અમે બંને કુકડા મૃત્યુ પામ્યા.

## ભાઈ-ભગિનીનું યુગલ

તે વખતે તરત રતિ-ક્રીડા અનુભવેલી હોવાથી જયાવલીની કુક્ષિમાં જ બન્ને કુકડા જીવો ઉત્પન્ન થયા. જિનધર્મ-બોધિવાળા ગર્ભના પ્રભાવથી રાણીને અભયદાન દેવાના દૃઢ પરિણામ પ્રગટ થયા. ઘણા જીવોને અભયદાન દેવરાવ્યું. અનુક્રમે હું પુત્રપણે અને મારી માતા હતી, તે પુત્રી થઈ. અમે બંને ગર્ભમાં હતાં ત્યારે માતા અભયદાનમાં તત્પર બની હતી જેથી મારું નામ 'અભયરુચિ' અને માતાનું નામ 'અભયમતિ' એવાં બંનેનાં નામો પાડયાં. શરીર વધવા સાથે કળામાં પણ બંને વૃદ્ધિ પામ્યાં. રાજાએ વિચાર કર્યો કે અભયમતિ પુત્રીનો વિવાહ અને અભયરૂચિ કુમારનો યુવરાજ્યાભિષેક કરું.

## સુદત્ત મુનિવરનો કરાવેલ પરિચય

એમ વિચાર કર્યા પછી રાજા શિકાર કરવા નીકળ્યો, વિશાલા નગરીમાંથી નીકળી બહાર ઉદ્યાનમાં ગયો. પુષ્પની સુગંધવાળા વાયરાયુકત ઉદ્યાનમાં તિલકવૃક્ષ પાસે ધ્યાન

કરતા સુદત્ત નામના મુનિવરને દેખ્યા. હું શિકાર કરવા જાઉં છું, ત્યાં વચમાં આણે મને અપશુકન કર્યાં, તે કારણે રાજાએ કોપ કરીને એને કંઈક ઉપદ્રવ કરું, તેવી બુદ્ધિથી છુછુકાર કરી, સીસકારીને શિકારી કુતરાઓને મુનિવર તરફ છોડ્યા. કુતરા અકાલ મૃત્યુ જેવા વેગથી મુનિવર પાસે પહોંચી ગયા. સારી રીતે ઘીથી સિંચેલા પ્રજ્વલિત અગ્નિ સરખા તપના તેજથી ઝળહળતી કાંતિવાળા મુનિને દેખી શ્વાનો ઔષધિગંધ, નાગજડીબુટ્ટીથી નિર્વિષ બનેલા સર્પની માફક નિર્બળ અને કાંતિ વગરના બની ગયા. તપના પ્રભાવથી કુતરાઓના ટોળાએ મુનિવરને પ્રદક્ષિણા આપી, ભૂમિ પર મસ્તક ઢાળીને મુનિના ચરણમાં નમસ્કાર કર્યો. આ બનાવ દેખી રાજા શરમાઇ ગયો. વિચાર્યું કે ખરેખર કુતરાના દેહને ધારણ કરનારા છતાં આ જીવો માનવ-હૃદયવાળા છે; જ્યારે હું માનવ-દેહને ધારણ કરનાર હોવા છતાં મારું હૃદય કુતરા સરખું છે, કે આવા તપ અને સંયમમાં તલ્લીન એવા સાધુ ભગવંતનું મેં અકુશળ ચિંતન કર્યું.

લગભગ તે સમયે સમગ્ર વિશાલા નગરીમાં મુખ્ય અને રાજાનો બાળમિત્ર જિન-વચનમાં ભાવિત મતિવાળો અર્હદ્દત્ત નામનો શેઠ-પુત્ર સાધુઓને વંદન કરવા માટે તે જ સ્થળે આવ્યો. રાજાએ પરલોકની નિરપેક્ષતાથી મુનિવરને કરેલ ઉપસર્ગ તે શેઠ-પુત્રે જાણ્યો. રાજાને પ્રણામ કરી અર્હદ્દત્તે કહ્યું કે, 'હે દેવ ! આ શું છે ?' રાજાએ કહ્યું, 'પુરુષોમાં શ્વાન-સરખાને ઉચિત.' અર્હદ્દત્તે કહ્યું, 'હે દેવ ! તમે પુરુષ-સિંહ છો, તો આમ કેમ ? ઘોડા પરથી નીચે ઉતરી આ સુદત્ત મુનિવર ભગવંતને નમસ્કાર કરો. આ મુનિવર તો કલિંગના અમરદત્ત રાજાના પુત્ર સુદત્ત નામના રાજા હતા. જ્યારે તે પ્રથમ યૌવન-વયમાં વર્તતા હતા, ત્યારે કોટવાળે એક ચોરને પકડી હાજર કર્યો. તેણે કહ્યું કે, 'હે દેવ ! આ ચોરે પારકા ઘરમાં પ્રવેશ કરી ઘરના વડાને મારીને ઘર લૂંટ્યું. બહાર નીકળતાં તેને અમે પકડ્યો. હવે આપને યોગ્ય લાગે તેમ કરો.' એ સાંભળી રાજાએ ધર્મશાસ્ત્ર જાણકાર પંડિતોને બોલાવ્યા અને કહ્યું કે, આ કોટવાળ આનો આ ગુનો જણાવે છે, તો તેને કેવા દંડ હોય ? પંડિતોએ કહ્યું, "હે દેવ ! આ પુરુષની હત્યા કરનારો અને પારકા દ્રવ્યની ચોરી કરનારો છે, માટે કરીને ત્રણ અને ચાર રસ્તે તથા નગરના ચોક વચ્ચે, 'આણે આવો ગુનો કર્યો છે, અને હવે આવો ગુનો ભવિષ્યમાં બીજો કોઈ કરશે, તો તેને આવા પ્રકારની શિક્ષા થશે; એવી રીતે લોકોને જણાવીને ત્યાર પછી તેની આંખો બહાર કાઢીને, કાન, નાક, કાપીને હાથ, પગ છેદીને તેના જીવિતનો નાશ કરવો-એ આ ગુનાનો દંડ છે. એવું ઋષિઓનું વચન છે." આ સાંભળી રાજાએ વિચાર્યું, 'આ રાજકુળની આજીવિકા કેવી અધમ છે કે, જેની અંદર આવા પાપની પણ અનુમતિ આપવી પડે છે !' તેથી કરી અનેક ઉપદ્રવોના સ્થાનભૂત એવા રાજ્ય-સુખથી સર્યું. ત્યાર પછી આનંદ નામના ભાણેજને રાજ્ય આપી તેઓએ સુધર્મ ગુરુ પાસે દીક્ષા અંગીકાર કરી છે, માટે આ મહાપુરુષ વંદનીય છે.

**રાજાનો દઢ પશ્ચાત્તાપ**

આ સાંભળી શરમાતો શરમાતો અને ગભરાતો ગભરાતો રાજા મુનિવર પાસે ગયો. સુદત્ત મુનિવરને વંદના કરી. તે સમયે મુનિએ ધ્યાન-યોગ પૂર્ણ કર્યો અને

'ધર્મલાભ' કહી બેસવાનું કહ્યું. ત્યારે રાજાને મનમાં થયું કે પોતે અકાર્ય કર્યું હતું એથી ઘણા પશ્ચાત્તાપવાળો, શરમથી વદન-કમળ નીચું કરી તે બેસી ગયો, અને વિચાર્યું કે, હું આ ઋષિનો ઘાત કરનાર છું, એમ આત્માને પ્રગટ જણાવી આ માટે મસ્તક-છેદ સિવાય બીજું પ્રાયશ્ચિત્ત જોતો નથી. વધારે શું કહું ? અકાર્ય આચરણના કલંકથી દૂષિત આત્માને ક્ષણ પણ ટકાવી રાખવા માટે હવે હું સમર્થ નથી. હવે અહીં બેસવાથી પણ સર્યું અને હવે મારી ઈચ્છા પૂર્ણ કરૂં. એ સમયે મનઃપર્યવજ્ઞાની સુદત્ત મુનિવરે કહ્યું, 'હે મહારાજ ! ચિંતન કરવાથી સર્યું'. તેં જે પ્રકારની કલ્પના કરી, તેવું પ્રાયશ્ચિત આ વિષયમાં હોતું નથી; કેમ કે ધર્મતત્ત્વના જાણકારોએ આત્મઘાત કરવાની સર્વથા મનાઈ કરેલી છે., કહ્યું, છે કે: 'જેમને જિન-વચન પરિણમ્યું છે, તેવા મમત્વ-રહિત ભાવિત આત્માઓને પોતાના આત્મા અને બીજા આત્માઓ વચ્ચે તફાવત હોતો નથી; માટે બંનેની પીડાને વર્જવી જોઈએ. વળી અકાર્ય આચરણ કરવાથી તું તારા આત્માને દૂષિત માને છે, તેવા આ માના દુષ્ણને નિર્મળ કરાવનાર જિનવચનને અનુસારે અનુષ્ઠાનજળ સિવાય કલંક ધોનાર કોઈ નથી. વળી તેં પોતાનું મસ્તક છેદવાનું ચિંતવેલ અને તે ઇચ્છા પૂર્ણ કરું આ વિષયમાં સમજવાનું કે એવા વિચારો પણ ભવ-પરંપરા વધારનાર છે, માટે તેનાથી સર્યું'. પૂર્વે કદાપિ નહિ પ્રાપ્ત કરેલ જન્મ, જરા અને મરણના બંધનથી સર્વથા મુક્ત ત્રૈલોકયબંધુ તીર્થંકર ભગવંતનું શાસન અંગીકાર કર. આ સમયે મનમાં રહેલો અભિપ્રાય પ્રગટ થવાથી, 'અહો ! ભગવંતનો જ્ઞાનાતિશય' એમ બહુમાન કરતો, 'આમની પાસેથી પ્રાયશ્ચિત્ત જાણી શકાશે' એમ ધારી આનંદ-અશ્રુપૂર્ણ નયનવાળો રાજા મુનિવરના ચરણમાં પડયો અને મુનિવરને વિનંતી કરી, 'ભગવન્ ! આનું પ્રાયશ્ચિત્ત કહો.' મુનિવરે કહ્યું, હે મહારાજ ! પ્રતિપક્ષનું સેવન કરવું, તેમાં નિયાણાનો ત્યાગ કરવો. નિયાણું અહીં મિથ્યાત્વ-મોહનીય યુક્ત અજ્ઞાન, અન્યથા રહેલ પદાર્થોનું ઉલટી રીતે પ્રતિપાદન કરવું તે અજ્ઞાન સમજવું. વળી તેં વિચાર્યું હતું કે 'આ સાધુ અપશકુન કરનાર છે. માટે તેને કદર્થના કરું.' અપશકુનના વિષયમાં તને આ નિમિત્ત જણાય છે કે, આ સ્નાન ન કરનાર, વાળ વગરનું મુંડિયું મસ્તક રાખનાર, વિરૂદ્ધ પાખંડ-વેષ ધારણ કરનાર અને ભિક્ષા-વૃત્તિ કરનાર છે, તેથી હે રાજન ! હવે મધ્યસ્થ થઈ તેનાં કારણ સાંભળ.

### સ્નાન-અસ્નાનના લાભ અને ગેરલાભ

સ્નાન કરવાથી અને ન કરવાથી કયા ગુણો અને દોષો થાય છે; તે સાંભળ, તેમાં સ્નાન કરવાથી ફાયદા કયા ? સ્નાન કરવાથી ક્ષણવાર દેહ પવિત્ર થાય છે, એટલે દેહમાં રાગ અને અભિમાન થાય છે, સ્ત્રીઓને પ્રાર્થના કરવા યોગ્ય અને ઇન્દ્રિયોને બહેકાવનાર બને છે. હવે બીજા દોષો સાંભળ, જળમાં રહેલા જીવોનો નાશ, બીજા જીવોને પણ પીડા થવી. અંગારાઓને દુધથી ધોવામાં જેમ અજ્ઞાન જ પ્રગટ થાય છે, તેમ આ સ્નાનમાં માનવું.

એ જ વસ્તુનો પલટો કરવાથી સ્નાન ન કરવામાં કયા ફાયદા છે, તે જણાવે છે. સમજુ પુરૂષને આશ્રીને અસ્નાનમાં કોઈ ગેરફાયદો નથી, એટલું જ નહિ. પરંતુ સર્વ શાસ્ત્રોનો સાર હોય તો ત્રિકરણ-વિશુદ્ધિથી પ્રાણિ-દયા કરવાનો લાભ થાય છે. ચૂડા વિધિ જનોઈ અને યજ્ઞ દીક્ષા સમયે બ્રાહ્મણો પણ સર્વાદરથી અસ્નાનવ્રતને કરે છે. બીજું 'અખંડિત વ્રત અને નિયમવાળા, ઇન્દ્રિયોને ગોપવનાર તથા દમન કરનાર, કષાયોને જિતનાર, સ્વાધ્યાય-ધ્યાનમાં તલ્લીન એવા મુનિવરો હંમેશાં પવિત્ર હોય છે.' સર્વ પાપકર્મના હેતુભૂત એવાં નાનાં મોટાં પાપોથી નિવર્તેલા મુનિઓનું કેશ વગરનું મુંડ-મસ્તક પ્રથમ વ્રતના રક્ષણ માટે નક્કી ગુણ કરનાર છે. વીતરાગ જિનેશ્વર ભગવંતો, આ સાધુપુરુષો મુંડ-મસ્તકવાળા હોય, તો પણ એને મંગળ-સ્વરૂપ કહે છે, માટે તેથી વિરુદ્ધ વિચારવું, તે બુદ્ધિનો ભ્રમ સમજવો. સર્વારંભથી નિવૃત્ત થએલા, બંને લોકોનાં સુખોની તૃષ્ણા વગરના ભિક્ષાવૃત્તિ કરનારા સાધુઓ સર્વ શાસ્ત્રોમાં પ્રશંસેલા છે. હે મહારાજ ! એવી રીતે શ્રેષ્ઠ સર્વ ગુણોથી યુક્ત, દેવતાઓને પણ પૂજ્ય અને મહામંગલરૂપ એવા સાધુપુરુષો અપશકુનરૂપી કેવી રીતે ગણાય ?

### ક્ષમા-ભાવના

આ પ્રમાણે શ્રવણ કરી, રાજા મિથ્યાત્વનો નાશ કરી, 'અહો ! તેમનો જ્ઞાનાતિશય' એમ બોલતાં તેમના પગમાં પડયો. અને કહ્યું કે, "હે ભગવંત ! આપે કહ્યા પ્રમાણે જ છે. મેં નિયાણાનો ત્યાગ કર્યો છે. આપ મારા અપરાધની ક્ષમા આપો." ભગવંતે કહ્યું, 'હે દેવાનુપ્રિય ! ઉભો થા, ઉભો થા, મુંઝાઈશ નહિં, શરમ દૂર કર, મુનિઓ ક્ષમા-પ્રધાનતાવાળા હોય છે. મેં સર્વ જીવોને ક્ષમા આપેલી છે.' તીર્થંકર ભગવંતે કહેલ ક્ષમાની પરંપરા ભાવના તું સાંભળ—

નિષ્કારણ વૈર વગર પણ કોઈ અજ્ઞાનીએ આક્રોશ કરી અપમાન કર્યું હોય તો પણ સાધુએ ક્ષમા રાખવી અને મનમાં ભાવના કરવી કે, 'આ ભલો માણસ છે કે જે આટલો આવેશમાં આવવા છતાં મને તાડન કરતો નથી.' કદાચ કોઇ તાડન કરે, તો પણ ક્ષમા જ રાખવી અને ભાવના વિચારવી કે, 'ખરેખર આ ભલો છે કે જે આટલો ક્રોધે ભરાવા છતાં માત્ર મને માર મારે છે, પણ જીવિતથી મુક્ત કરતો નથી.' કદાચ જીવથી પણ મારી નાખે, તો પણ સાધુએ ક્ષમા જ વિચારવી કે, 'આ ભલો માણસ છે કે જે આટલો ગુસ્સો કરવા છતાં મને સંયમ-ધર્મથી ભ્રષ્ટ કરતો નથી. આ મારાં પૂર્વે કરેલાં કર્મ જ મને ઉદયમાં આવ્યાં છે, તે તો માત્ર નિમિત્તભૂત છે, આ સાંભળી રાજા તુષ્ટ થયો. અને વિચાર્યું કે ભગવંતને કોઈ પદાર્થ અજાણ નથી, માટે પિતાજી અને દાદીમા કઈ ગતિમાં હશે તે પૂછું. ભગવંતને પૂછયું એટલે લોટના બનાવેલ કૂકડાના પ્રતિબિંબના વધથી માંડીને મયૂર વગેરે અને છેવટે જયાવલીના ગર્ભમાં ઉત્પન્ન થવું વગેરે હકીકત જણાવી.

૧. હિંસા, અસત્ય, ચોરી, મૈથુન અને પરિગ્રહ વગેરેના પ્રતિપક્ષ વિરુદ્ધ અહિંસા, સત્ય અચૌર્ય, બ્રહ્મચર્ય અને પરિગ્રહપણું વગેરેનું સેવન.

રાજાએ વિચાર્યું કે, સંસાર કેટલો વિચિત્ર દુર્ગંછા કરવા યોગ્ય છે ! અહો ! સ્ત્રીઓનો અસ્થિર સ્નેહ, અહો ! મોહરાજાનું સામ્રાજ્ય, અહો ! અકાર્ય આચરણનું ભયંકર ફળ, કે જે દેવતા-નિમિત્તે લોટની કણકના બનાવેલ કૃત્રિમ કુકડાના વધનું પણ આટલું લાંબું ફળ ભોગવવું પડયું ! અહાહા ! હવે હું શું કરીશ ? નિરર્થક અજ્ઞાન-કાદવ વડે ખરડાયેલા એવા મેં હજારો જીવોનો વિનાશ કર્યો, તે આજે ખટકે છે. તેથી હવે નક્કી બાણ-સરખા સીધા નરકના માર્ગે જ જવાનું છે. આ સિવાય મારા સરખા હિંસક માટે બીજો રસ્તો નથી. અથવા ભગવંતને જ પૂછું.

### પાપશુદ્ધિનો ઉપાય

આ સમયે નરેન્દ્રનો અભિપ્રાય જાણી સુદત્ત મુનિવરે કહ્યું, હે મહારાજ ! તેનો પણ ઉપાય છે. ત્રિકરણ-વિશુદ્ધ જિનધર્મની પ્રાપ્તિ, પૂર્વે કરેલાં દુષ્કૃતનો અત્યંત પશ્ચાત્તાપ કરી, જિન-વચન રૂપ જળથી ચિત્તરત્ન નિર્મળ કરવું. સર્વારંભના ત્યાગ કરવારૂપ ચારિત્રનો સ્વીકાર, સર્વ જીવો પ્રત્યે મૈત્રી ભાવના, ગુણાધિક તરફ પ્રમોદ ભાવના, દીન દુઃખીઓ તરફ કરૂણા ભાવના, અવિનીત-પાપીઓ તરફ માધ્યસ્થ્ય-ઉપેક્ષા ભાવનાનું ચિંતન કરવું, ચારિત્રની ભાવના પ્રાપ્ત કર્યા પછી પ્રાણીઓ ત્યારથી માંડી અપ્રમાદ-અતિશયના બળથી વૃદ્ધિ પામતા સંવેગ અને નિરતિચાર ચારિત્ર વડે પૂર્વે કરેલાં પાપકર્મોને ખપાવે છે. નિમિત્તનો અભાવ હોવાથી નવાં કર્મ ન બાંધે, ત્યાર પછી હે દેવાનુપ્રિય ! સુખની પરંપરાથી કર્મ-જાળને છેદીને જાતિ (જન્મ), જરા, મરણ, રોગ, શોકથી રહિત પરમ સુખયુક્ત પરમપદની પ્રાપ્તિ કરે છે.

### સર્વેએ કરેલ સંયમનો સ્વીકાર

રાજાએ કહ્યું, હે ભગવંત ! જો પિતાજી અને દાદીમાને આટલા માત્ર દુષ્કાર્યનું આવું મોટું કડવું ફળ મળ્યું, તો હું તો મહાપાપકર્મ કરનારો હોવાથી નરકાદિક દુર્ગતિમાં તેનાં ફળ ભોગવ્યા વગર સદ્ગતિ કેવી રીતે પ્રાપ્ત કરીશ ? ભગવંતે કહ્યું, "હે મહારાજ ! સાંભળો, ચારિત્રના પરિણામવાળા આત્માને કંઇ અસાધ્ય નથી. પાપરૂપ વિષ પરિણમેલા આત્મા માટે, ચારિત્ર-પરિણામ કલ્પવૃક્ષ સમાન છે. હે રાજન્ ! જેમ વિષનો કણ ખાનાર ઝેર ઉતારવા માટે પ્રતિકારનો પ્રયોગ ન કરે તો આપત્તિ મેળવે છે, હિતાહિતમાં મુંઝાય છે, મનુષ્યપણાનાં સુખો મેળવતો નથી અને જીવિતનો ત્યાગ કરે છે; તેવી રીતે પ્રમાદી જીવો પાપકાર્યો કરીને પછી તેનો પ્રતિકાર ન કરે તો, દુષ્કૃતનું ફળ જન્મ, જરા, મૃત્યુ રોગ, શોક વગેરે અનુભવે છે. પરંતુ જેઓ ઝેર ઉતારવાનો પ્રતિકાર કરે છે, તેઓ આ પરમામૃતના સામર્થ્યથી કાલકૂટ મહાવિષને પણ હઠાવી શકે છે; તો પછી વિષના કણની વાત કયા હિસાબમાં ? તેવી રીતે અનાદિ ભવના અભ્યાસથી જીવો પાપકાર્યો કરીને પછી તેના પ્રતિપક્ષભૂત મહાચારિત્રના પરિણામનું સેવન કરી, અનેક ભવોમાં ઉપાર્જન કરેલ પાપકર્મોને દૂર કરી શકે છે, તો પછી એક ભવનું પાપ હઠાવવું તે મુશ્કેલ કાર્ય નથી."

એ સાંભળી રાજા હર્ષ પામ્યો અને પૂછ્યું, "હે ભગવંત ! આ ચારિત્ર-પરિણામ કેવા પ્રકારના હોય અને કોને કહેવાય તે કહો. ભગવંતે કહ્યું, "સમ્યગ્જ્ઞાન પૂર્વક તીવ્ર શ્રદ્ધા-રુચિથી દોષો ટાળવા. કહ્યું છે કે, "દોષોને જાણે, પછી દોષો ટાળવાની રુચિ થાય, પછી સમ્યક્ પ્રકારે તેનાથી પાછો હઠે. નહીંતર ચારિત્ર-ધર્મમાં પ્રવૃત્તિ થાય નહિ અને ભાવથી પાપની નિવૃત્તિ ન થાય. કર્મ દૂર કરવાનો આ અનુભવ-સિદ્ધ ઉપાય છે." રાજાએ વિચાર્યું કે, આ ભગવંતની સેવા કરનારને સમ્યગ્-જ્ઞાન દુર્લભ નથી. સમ્યગ્-જ્ઞાન ઉત્પન્ન થયું હોય, તેવાને જ તીવ્ર રુચિ સંભવે છે અને પછી દોષ ટાળવા એ સ્વાધીનતાની વાત છે. માટે ખરેખર હું ધન્ય છું કે જેને ભગવંતની સાથે સમાગમ અને દર્શન થયાં. નિર્ભાગી પુરુષ મહાનિધિને જોઇ શકતો નથી. માટે હવે બીજાથી સર્યું. ભગવંતની આજ્ઞા પ્રમાણે જ વર્તીશ. એમ ચિંતવી પૂછ્યું કે, "હે ભગવંત ! શ્રમણપણાની પ્રાપ્તિ માટે હું યોગ્ય છું કે કેમ ?" ભગવંતે કહ્યું, "હે રાજન્ ! તારા કરતાં વધારે ચડિયાતો બીજો કોણ હોઈ શકે ?"

તે સમયે હર્ષ પામેલા રાજાએ કહ્યું, 'અરે ! મતિસાગર વગેરે મંત્રીઓને જણાવ કે અભયરુચિ કુમારનો તમારે રાજ્યાભિષેક કરાવવો. મારા માટે તમારે કંઈ પણ ખેદ ન કરવો. દેવો અને દાનવોથી નમન કરાએલા ભુવનગુરુ જિનેશ્વર ભગવંતોએ કહેલું અને આચરેલું શ્રમણપણું હું અંગીકાર કરીશ.' 'જેવી આપની આજ્ઞા' એમ કહી સેવકો ગયા. મંત્રીઓને તથા નગર-નેતાઓને વાત જણાવી. આ વૃત્તાન્ત અંતઃપુરમાં રાણીઓના સાંભળવામાં આવ્યો, એટલે સ્નેહ, ભય અને આઘાતથી ચિત્રકળા, સંગીતકળા વગેરે પોતપોતાનાં ચાલુ કાર્યો પડતાં મૂકીને તેઓએ હાહારવ કરી રડારોળ કરી મૂકી. હું (અભયરુચિ) પણ તેઓ પાસેથી આ વૃત્તાન્ત સાંભળી બેન અભયમતિ સાથે પગે ચાલીને રાજા બેઠા હતા ત્યાં પહોંચ્યો. મુનિવરના ચરણ-કમળ પાસે, સંવેગ પામેલા, પૃથ્વી તલ પર આસન કરી બેઠેલા; છત્ર-ચામરોના આડંબર વગરના, આ રાજા હશે કે બીજા કોઈ સામાન્ય પુરૂષ હશે ? એમ શંકા ઉત્પન્ન થાય તેવી રીતે રાજા, રાણીઓના જોવામાં આવ્યા. ત્યાર પછી પ્રણામ કરતી રાણીઓએ આભૂષણોના શબ્દ-મિશ્રિત, જેનો શબ્દાર્થ ન સમજી શકાય તેવો 'રાજાનો જય' શબ્દ એકી અવાજે પોકાર્યો.

વૈરાગી રાજાએ પણ અનાદર બતાવતાં અને કંઈક સ્નેહ બતાવવા સ્વરૂપ વદન નમાવ્યું, આવી રીતે સર્વ અંતઃપુરવર્ગે પગમાં પડી રાજાને વિનંતિ કરી પૂછ્યું કે, "દાઢ વગરના સર્પ, ખાડામાં પાડી વશ કરેલા હાથી, પાંજરામાં પૂરેલા સિંહ અને રાજ્ય ગુમાવેલા રાજાની માફક આપ આટલી ઊંડી ચિંતા શું કરો છો ?"—આ પ્રમાણે પ્રાર્થના કરાયેલ રાજાએ, મુનિએ કહેલ સર્વ હકીકત જણાવી. તે સાંભળી અમને બંનેને જાતિ-સ્મરણ (જ્ઞાન) થયું, તેની મૂંઝવણ થતાં અમે ભૂમિ પર ગબડી પડ્યાં. "હા ! અરે ! આ વળી બીજું શું બન્યું ?" એમ માનતી રાજપત્નીઓ રુદન કરવા લાગી. અશ્રુજળ સિંચાયેલા અંગોવાળા તે બેના ઉપર માતા મૂર્છા પામી. ત્યાર પછી બધાની મૂર્છા ઉતરી ગઈ, ચેતના તાજી થઈ, સૌ ભાનમાં આવી ગયાં. માતાને આશ્વાસન આપ્યું. રાજાને વિનંતિ

કરી, હે પિતાજી ! સંસારના કલેશ કરાવનાર વિષયોથી અમને સર્યું. સમગ્ર દુઃખ-વિનાશ કરનાર મુનિપણાની અમને પણ અનુજ્ઞા આપો. રાજાએ કહ્યું, "હે દેવાનુપ્રિય પુત્ર ! પુત્રી ! જો એવી ઇચ્છા છે, તો હવે વિલંબ ન કરો." પછી વિજયવર્મા નામના પોતાના ભાણેજને રાજ્ય આપી, અષ્ટાહ્નિકા-મહોત્સવ કરીને સમગ્ર અંતઃપુર અને પ્રધાન-પુરુષો સહિત અમને સાથે લઈ રાજાએ દીક્ષા ગ્રહણ કરી.

## નયનાવલીનો અસાધ્ય કર્મ-વ્યાધિ

મેં ભગવંત સુદત્ત મુનિવરને વિનંતિ કરી કે, હે ભગવંત ! કૃપા કરી નયનાવલીને ધર્મકથા સંભળાવો. આપના પ્રભાવથી તે પણ સકલ દુઃખનો વિનાશ કરનાર જિન-પ્રણીત ધર્મ પામે. ભગવંતે કહ્યું, સૌમ્ય ! હવે તે ધર્મકથાનો વિષય રહી નથી. તેણે અકાર્યાચરણરૂપ અપથ્યનું આસેવન કરવાથી કર્મ-વ્યાધિ વધાર્યો છે અને ત્રીજી નારકીનું પરભવનું આયુષ્ય બાંધી લીધું છે, તેથી તે અવશ્ય નારકીમાં જવાની જ. મહામોહથી એ એ જિનધર્મ-રત્ન પ્રાપ્ત કરી નહિ શકે. ત્યારે મેં વિચાર્યું કે, "અહો ! અકાર્ય આચરણનું ભયંકર ફળ ! સંસારનો સ્વભાવ આવો જ છે, તેથી હવે શું કરવું ?" ત્યાર પછી અતિશય જ્ઞાનવાળા ભગવંતે કહ્યું કે, 'હવે સંસાર વધારનાર એવા તેના ઉપરના સ્નેહથી સર્યું', સકલ લોકમાં દુર્લભ એવી કોઈ પ્રકારે પ્રાપ્ત કરેલી આ પ્રવ્રજ્યાનું પાલન કરો.' તેઓ ગુરુકુલવાસમાં રહી, ગુરુના પ્રતાપે શ્રમણપણું સુંદર રીતે પાલન કરી, સિદ્ધાંત-વિધિથી અંતિમ સાધના સાધી, કાળ પામીને બંને સહસ્રાર નામના દેવલોકમાં ઉત્પન્ન થયા.

## યશોધર અને વિનયમતી બંનેને જાતિ-સ્મરણ

તે દેવલોકમાંથી ચ્યવીને કોશલ દેશમાં સાકેત નગરમાં વિનયંધર રાજાની લક્ષ્મીમતી રાણીની કુક્ષિમાં હું પુત્રપણે ઉત્પન્ન થયો. જન્મ્યા પછી યશોધર એવું મારૂં નામ પાડયું. અભયમતિનો જીવ દેવલોકમાંથી ચ્યવીને પાટલિપુત્ર નગરમાં ઇશાનસેન રાજાની વિજયા નામની મહાદેવી (પટરાણી)ની કુક્ષિમાં પુત્રીપણે ઉત્પન્ન થયો. જન્મ્યા પછી તેનું વિનયમતી નામ પાડયું. દેહથી અને કળા-સમુદાયથી બંને વૃદ્ધિ પામવા લાગ્યા. ઇશાનસેને વિનયમતીને મારા તરફ સ્વયંવર માટે મોકલી. આ વાત સાંભળી હું ખુશ થયો. મોટા પરિવાર અને આડંબર સાથે તે આવી પહોંચી, એટલે પિતાજીએ સન્માન કરી નગર બહાર ઉતારો આપ્યો. વધામણાં-ઉત્સવો કર્યા. વિવાહ-દિવસની ગણતરી કરાવી. મારા-મનોરથ સાથે તે દિવસ આવી પહોંચ્યો. સ્નાન કર્યું, મહાવિભૂતિ સાથે વિનયમતીને પરણવા ચાલ્યો. વિવિધ મંગલ-વાજિંત્રો વાગી રહેલાં હતાં. વિલાસિની-વર્ગ નૃત્ય કરી રહ્યો હતો, મંગલ-પાઠકો મંગલ-શબ્દો બોલી રહ્યા હતા. માતા-લોક મંગલગીતો ગાની

હતી. સફેદ હાથી પર બેઠેલો અનેક રાજલોક અને સાજન–મહાજન સાથે પરિવરેલો, મહેલના ઝરુખામાં ઉભી રહેલી અનેક નગર–નારીઓ વડે જોવાતો હું રાજમાર્ગે પહોંચ્યો. તે સમયે મારી જમણી આંખ ફરકવા લાગી. મને હર્ષ ઉત્પન્ન થયો અને વિચાર્યું કે જરૂર કંઈક વિશેષ હર્ષ થાય તેવો બીજો પ્રસંગ ઉપસ્થિત થવો જોઈએ.

તે સમયે કલ્યાણ શેઠના ભવનના આંગણામાં ગોચરી માટે પ્રવેશ કરતા સાધુને મેં દેખ્યા. તેમને દેખી મારા મનમાં આદર થયો. પહેલાં સાધુ–ધર્મનો અભ્યાસ કરેલો હોવાથી, કર્મ–પરિણતિની વિચિત્રતા હોવાથી, ભગવંતનું દર્શન સફળ હોવાથી, મને જાતિસ્મરણ–જ્ઞાન ઉત્પન્ન થયું. હાથીની ખાંધ પર જ મૂર્છા આવી. નજીક રહેલા રામભદ્ર નામના પ્રધાન મહાવતે મને પડતાં પડતાં પકડી રાખ્યો. 'અરે ! આ શું થયું ?' એમ કહી રામભદ્ર વિષાદ પામ્યો. 'અરે ! વાજિંત્રો ન વગાડો.' એમ કહી બંધ કરાવ્યાં. એકદમ વાગવાનું બંધ થઈ ગયું. 'હા ! આ શું થયું ?' એમ કરતાં વિષાદ વગરના હોવા છતાં પણ ત્યાં આવેલા પિતાજી દૃઢપણે ખિન્ન ચિત્તવાળા બન્યા. 'સોપારી, મિંઢોળ આદિનો મદ ચડી ગયો હશે' એમ ધારી તરત ચંદન–જળ છાંટ્યું. એટલે ભાન આવ્યું આંખો ખોલી અને બેઠો થયો. મારું મન સંસાર–સાગરથી વિરકત બન્યું. પિતાજીએ પૂછ્યું કે 'હે પુત્ર ! આ તને શું થયું ?' મેં કહ્યું, 'હે પિતાજી ! સંસારનું સ્વરૂપ ઘણું ભયંકર છે.' પિતાજીએ કહ્યું "હે પુત્ર ! અહિં સંસાર–સ્વરૂપ વિચારવાનો કયો અવસર છે?" મેં કહ્યું, હે પિતાજી ! આ મોટી કથા હોવાથી ટુંકાણમાં કહી નહિં શકાય, માટે આપ એકાંત સ્થળમાં બેસો, તથા માતાજી વગેરેને અને નગરના મુખ્ય લોકોને બોલાવો, જેથી હું સંસાર–સ્વરૂપના અવસર સંબંધી આપે પૂછેલા પ્રશ્નનો પ્રત્યુત્તર આપું" ત્યાર પછી રાજમાર્ગ નજીક મહાસભામાં રાજા મારી સાથે બેઠા. માતાઓ તથા પ્રધાન નગરલોકોને બોલાવ્યા. તેઓ આવી યોગ્ય આસને બેસી ગયા. એટલે પિતાજીએ કહ્યું, 'હે પુત્ર ! સંસારની વિચિત્રતા તું જણાવતો હતો, તે શી હકીકત છે ? તો હવે જણાવ.' મેં કહ્યું, 'હે પિતાજી ! સંસારમાં મેં જેવા પ્રકારનો અનુભવ કર્યો છે, તે આપ સાંભળો.' ત્યાર પછી મેં કહેવાની શરૂઆત કરી. "હે પિતાજી ! આ સંસાર તદ્દન નિર્ગુણ છે. મોહથી પરાધીન બનેલા સંસારના પ્રાણીઓ ખરું સ્વરૂપ દેખી શકતા નથી. ન વિચારવા યોગ્યનો વિચાર કરે છે, અહિતમાં જ પ્રવર્તે છે, પોતાનો ભવિષ્યકાળ વિચારતા નથી. આ સંસારમાં દેવોને અને દાનવોને પણ જેને આધીન રહેવું પડે છે, એવા જન્મ, જરા, મરણ, રોગ, શોક, પ્રિય–વિયોગ, અનિષ્ટ–સંયોગ આદિના વિકારો વર્તી રહેલા છે. થોડા પણ કરેલા પ્રમાદનાં માઠાં ફળો ભયંકરપણે ભોગવવાં પડે છે. લોટની કણકના બનાવેલ એક કુકડાનો વધ કલ્પના વડે કર્યો, તેનું ફળ કેવું પરિણમ્યું ! એ જુઓ." એમ કહી સુરેન્દ્રદત્તના જન્મથી માંડી જાતિસ્મરણ થયા સુધીનો પોતાનો વૃત્તાન્ત જણાવ્યો.

## સર્વેને પ્રતિબોધ અને પ્રવ્રજ્યા

તે સાંભળી 'અહો ! અકાર્ય આચરણનું આવું ભયંકર પરિણામ !' એમ બોલતો રાજા સંવેગ પામ્યો. માતા અને બીજા લોકો પણ તે જ પ્રમાણે વૈરાગી બન્યાં. ત્યારે મેં કહ્યું", "હે પિતાજી ! આવા પ્રકારનાં અકાર્ય આચરણનાં કડૂ ફળો દેખીને આ ભવરૂપી કેદખાનામાંથી મારું ચિત્ત વિરકત બન્યું છે. જિનવરનાં વચનનો પ્રતિબોધ વૃદ્ધિ પામ્યો, તેથી કરી હે પિતાજી ! આપના પ્રભાવથી હું મારો મનુષ્યભવ સફળ કરું, તેવી મને રજા આપો." ત્યાર પછી અનાદિભવના અભ્યાસવાળા મોહ-દોષથી ભાવિનો વિચાર કર્યા વગર પિતાજીએ કહ્યું, "હે પુત્ર ! પુત્રની સ્નેહપૂર્વકની માગણીનો ભંગ કોણ કરે ? જરૂર તું મનુષ્યપણું સફળ કર. તે માટે પ્રથમ તો તું આ ઇશાનસેનની પુત્રી સાથે લગ્ન કર, પછી પ્રવ્રતનું બરાબર પાલન કરવા દ્વારા પુણ્યોપાર્જન કર." મેં કહ્યું, "હે પિતાજી ! આપને મેં વિજ્ઞાપના કરી છે કે, મારું ચિત્ત ભવ-કેદખાનામાંથી વિરકત બન્યું છે, માટે હવે લગ્ન કરવાની વાત જવા દો." પિતાજીએ કહ્યુ કે, "સ્ત્રી સાથે લગ્ન કરવામાં કયો દોષ લાગે છે ?" મેં કહ્યું, "હે પિતાજી ! દારાનો પરિગ્રહ કરવો અથવા લગ્ન કરવાં એટલે જેનું ઓસડ નથી એવો વ્યાધિ વળગ્યો કહેવાય. કારણ કે તે મોહને રહેવા માટેનું મંદિર છે. ધીરજ ખૂટાડનાર, વિવાદનું સ્થાન, શાન્તિનો શત્રુ, અહંકારનું ભવન, નિર્મળ ધ્યાનનો વૈરી, દુઃખ-સમુદાયને ઊભાં કરનાર, સુખનો અંત કરનાર, મહાપાપનું રહેઠાણ છે. સ્ત્રીનો સ્વીકાર કર્યા પછી પાંજરામાં પૂરાએલા સિંહની માફક સમર્થ પુરુષો પણ પરલોક સાધી આપનાર મનુષ્યભવ મળવા છતાં ગૃહવાસમા સીદાયા કરે છે. બીજું હે પિતાજી ! રત્નજડિત સુવર્ણથાળ વિષ્ટા સાફ કરવામાં ન વપરાય. વિષ્ટા (કચરો) સાફ કરવા સરખા આ સ્ત્રી-ભોગો છે. અચિન્ત્ય ચિંતામણીરત્ન-સમાન જિનવચનના બોધથી યુક્ત મનુષ્યપણું અને આ કર્મભૂમિ છે. પરમપદને સાધી આપનાર ચારિત્રાનુષ્ઠાન છે. માટે નકામા બીજા વિચારો કરવાથી સર્યું. સમગ્ર દુઃખનો સર્વથા વિનાશ કરનાર પ્રવ્રજ્યા લેવાની મને રજા આપો. ત્યારપછી આંસુ વહેતી આંખવાળા પિતાજીએ કહ્યું કે, હે પુત્ર ! તારી વાત તદ્દન સત્ય છે, પરંતુ પરમાર્થ સમજવા છતાં મને સ્નેહાધીન હૃદયમાં લાગણીનું દુઃખ થાય છે મેં કહ્યું, હે પિતાજી ! દુઃખ કરનાર એવા સ્નેહથી સર્યું, આ સંસાર વધવાનું મોટું કારણ હોય તો આ સ્નેહ જ છે.

દીપકની માફક સર્વલોક ક્ષણે ક્ષણે પ્રગટ થાય છે અને વિનાશ પામે છે. સ્નેહાધીન દીપક પ્રગટે છે અને ૧સ્નેહ અર્થાત્ તેલરૂપ ઉપાદાન કારણ ન હોય તો તે ઓલવાઈ જાય છે; તેમ સ્નેહ-રાગથી સંસાર વધે છે અને રાગરૂપ ઉપાદાન-કારણ ન હોય તો સંસાર આપોઆપ

૧ અહીં સ્નેહ શબ્દનો શ્લેષ છે.

નિર્વાણ પામે છે. પિતાજીએ કહ્યું, બરાબર છે, પરંતુ તે બિચારી ઇશાનસેનની પુત્રીને ઘણું દુઃખ થશે. મેં કહ્યું, હે પિતાજી! એ નજીવું કારણ છે. બીજું તેને પણ આ હકીકત જણાવો, કદાચ તે પણ આ વાત સાંભળી પ્રતિબોધ પામશે. એ વાત ઠીક, એમ કહી પિતાજીએ શંખવર્ધન નામના પુરોહિતને બોલાવી કહેવરાવ્યું કે, જે હકીકત સાંભળી, તે ત્યાં જઇને કહો. આમ બન્યું છે, માટે અમારે હવે શું કરવું? શંખવર્ધન ત્યાં જઈ થોડા સમયમાં પાછો આવ્યો અને કહ્યું કે, હે મહારાજ! કુમારના મનોરથ સિદ્ધ થયા છે. આપ હકીકત સાંભળો. હું આપની પાસેથી રાજપુત્રી પાસે પહોંચ્યો. પ્રતિહારીએ બહુમાનપૂર્વક મને પ્રવેશ કરાવ્યો. આ મહારાજાનો પુરોહિત છે, એમ વિચારી રાજપુત્રીએ મને અભિનંદન આપ્યું, આસન અપાવ્યું, એટલે હું બેઠો અને રાજપુત્રીને કહ્યું કે, કંઈક વાત કરવાની છે. તેણે કહ્યું, આર્ય! ખુશીથી કહો. "મેં કહ્યું, હે રાજપુત્રિ! હવે (મહારાજાએ) આ પ્રમાણે કહેવરાવેલ છે. તે વાત તમારે સાવધાનીથી સાંભળવાની છે. ત્યારપછી તેણીએ આચ્છાદન (ઘુંઘટ)-પટ ખસેડીને આસનથી નીચે બેસી 'જેવી વડીલોની આજ્ઞા' એમ કહી બે હાથ જોડી અંજલિ કરી. પછી મેં કહ્યું, હે રાજપુત્રી! લગ્ન કરવા માટે હાથી પર બેસી કુમાર અહીં આવતા હતા, ત્યારે કુમારને માર્ગમાં સાધુ-દર્શન થવાથી જાતિ-સ્મરણ જ્ઞાન પ્રગટ થયું અને નવ ભવો યાદ આવ્યા. તેણે અમને જણાવ્યા છે, તે વાત તમે પણ સાંભળો—

આ જ દેશમાં વિશાલા નામની નગરી છે. ત્યાં અમરદત્ત નામના રાજા હતા. આ બાજુ ભૂતકાળમાં નવમા ભવમાં હું તેમનો સુરેન્દ્રદત્ત નામનો પુત્ર હતો. મારી માતાનું નામ યશોધરા હતું અને ભાર્યાનું નામ નયનાવલી હતું. જ્યાં આટલું જ બોલું છું, તેટલામાં રાજપુત્રી મૂર્ચ્છા પામી. પરિવાર આકુળ-વ્યાકુળ બની ગયો. અરે! એટલામાં આ શું બની ગયું? એમ કહી હું ખેદ પામ્યો. ચંદન-જળનો છંટકાવ કર્યો, એટલે તે પાછી ભાનમાં આવી ગઈ. મેં કહ્યું, "હે રાજપુત્રિ! આ શું થયું?" તેણે કહ્યું કે, 'સંસારની વિચિત્રતા અકળ છે." મેં પૂછ્યું કે, "વિચિત્રતા કેવી રીતે?" તેણે કહ્યું કે "જે યશોધરા, તે હું જ, ભૂતકાળમાં તેની માતા હતી." એમ કહીને કુમારે કહેલું પોતાનું ચરિત્ર સંભળાવ્યું. ત્યાર પછી મેં કહ્યું કે, આ બનાવથી કુમારનું ચિત્ત આ ભવરૂપી કેદખાનામાંથી કંટાળ્યું છે અને તે દીક્ષાની અભિલાષાવાળો થયો છે. ત્યારે મહારાજાએ પૂછાવ્યું છે કે, "આવા સંયોગમાં હવે અમારે શું કરવું?" તેણે કહ્યું કે, "મહારાજાને નિવેદન કરો કે સંસારનો સ્વભાવ આવો જ છે, તો કયા ડાહ્યા સમજુ વિવેકી જ્ઞાની પુરુષને વૈરાગ્ય ન થાય? તેથી સ્વપ્ન અને ઈંદ્રજાળ-સરખા ચંચળ સ્નેહથી સર્યું", કુમારના મનોરથો પૂર્ણ કરો અને મને પણ દીક્ષાની અનુમતિ આપો, કારણ કે મારું ચિત્ત પણ ભવ-કેદખાનાથી વિરક્ત થયું છે.

આ સાંભળી 'અહો ! જીવલોક ઈન્દ્રજાળ-સરખો છે. એમ બોલી રાજા પણ મહાસંવેગને પામ્યો અને કહ્યું કે "હે. પુત્ર તું મારો નથી, પણ ધર્મમાં જોડનાર હોવાથી મારો ગુરુ છો. તેથી હવે અમને પણ આ સંસારનો આ પરિકલેશ બહુ થયો, હું પણ તારી સાથે જ દીક્ષા અંગીકાર કરીશ." માતાએ કહ્યું, "હે આર્યપુત્ર ! આ જ યુક્ત છે. નાટકીયાનાં ટોળા સરખા આ જીવલોકમાં આસક્તિ કરવાથી સર્યું. હું પણ તારી સાથે જ દીક્ષા અંગીકાર કરીશ." ત્યારે મેં કહ્યું, "હે દેવાનુપ્રિય ! તમોને સુખ ઉપજે તેમ કરો, હવે વિલંબ ન કરશો. ત્યાર પછી પિતાજીએ મહાદાન દેવરાવ્યું, સર્વ જિનમંદિરોમાં મહોત્સવો પ્રવર્તાવ્યા. રાજ-સમુદાયનું સન્માન કર્યું. યશોવર્ધન નામના નાનાભાઈને રાજ્યગાદીએ અભિષેક કર્યો. પિતા, માતા, વિનયવતી તથા દેશવાસી કેટલાક પ્રધાન-પરિવાર સાથે ઇંદ્રભૂતિ એવા શુભ નામને ધારણ કરનાર ભગવંતની પાસે મેં દીક્ષા અંગીકાર કરી. આ મારું પોતાનું જ ચરિત્ર મને વૈરાગ્યનું કારણ બન્યું.

એ પ્રમાણે યશોધરનું નિજ-ચરિત્ર પૂરું થયું.

## ચારિત્ર-ધર્મની દુર્લભતા

ધનકુમારે કહ્યું, "આપને વૈરાગ્યનું કારણ સુંદર બન્યું. કયા સમજુ હૃદયવાળા બીજાને પણ આ વૈરાગ્યનું કારણ ન થાય ? આ સંસાર આવો જ છે, માટે હે ભગવંત ! આપ આજ્ઞા કરો કે મારે શું કરવું ? યશોધરે કહ્યું, "હે સૌમ્ય ! સાંભળ. ચારિત્ર-ધર્મની સામગ્રી દુર્લભ છે. ભગવંતે કહેલું છે કે—જીવો સ્થાવર અને ત્રસ એમ બે પ્રકારના છે. તેમાં (૧) પૃથ્વી, (૨) જળ, (૩) અગ્નિ, (૪) વાયુ અને (૫) વનસ્પતિ એવી કાયાવાળા પાંચ ભેદવાળા એકેદ્રિન્ય સ્થાવર જીવો કહેવાય.

જંગમ અર્થાત્ ત્રસ જીવો અનુક્રમે બે, ત્રણ ચાર, પાંચ, ઈન્દ્રિયવાળા કરમિયાં, કીડા, પતંગિયાં, ગાય, ભેંસ હરણ, બળદ, નોળીયા વગેરે કહેવાય. પૃથ્વી આદિ પાંચ એકેન્દ્રિયપણામાં અસંખ્યાતા જીવો સ્થાવરપણાને પામેલા છે. વળી જે સાધારણ-વનસ્પતિ અર્થાત્ એક શરીરમાં અનંતા જીવો એક સાથે રહેલા હોય, તેવા જીવો અનંત ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળ સુધી તેમાં જ જન્મ-મરણ કરી વાસ કરે છે. માટે સ્થાવરપણા કરતાં જંગમ-ત્રસપણું દુર્લભ છે. કદાચ કંઈક પુણ્યયોગે સ્થાવરમાંથી જંગમપણું મળી જાય, પરંતુ કરમિયાં, કીડા, પતંગીયાં વગેરે અનેક ભેદવાળા ત્રસપણામાં રખડી રખડીને પછી પંચેન્દ્રિયપણું મેળવે છે. તેમાં વળી ગધેડા, ઊંટ, ગાય, ભેંસ વગેરે તિર્યંચપણામાં પરિભ્રમણ કરી પુણ્યયોગે માનવપણું પામે. તેમાં પણ શક, યવન, શબર બર્બર, કાય, મુરુંડ, ઉડ્ર,ગોડ વગેરે અનાર્ય દેશોમાં રખડી વળી આર્યદેશમાં જન્મ થયો. તેમાં વળી ચંડાળ, રાત્રિભક્ષ-કુબ્જ, ધોબી, રંગારા, મોચી, શિકારી, પારધી, માછીમાર વગેરે

હિંસક અને પાણીજાતિમાં રખડતાં રખડતાં ઇક્ષ્વાકુ વગેરે ઉત્તમ જાતિમાં જન્મ થયો. ઉત્તમજાતિમાં આવવા છતાં કાણો, લંગડો, કૂબડો, ઠીંગણો, બહેરો, આંધળો, મૂંગો ઇત્યાદિ ઇન્દ્રિયોની ખામીવાળો, વ્યાધિવાળો બની તેમાં દુઃખ ભોગવી રખડતાં રખડતાં પુણ્યયોગે નિરૂપદ્રવ શરીરની પ્રાપ્તિ થાય, તેમાં વળી દંડ, અંકુશ, શસ્ત્ર, દોરડાં વગેરે કારણોથી જીવિતનો નાશ થાય, પરંતુ પુણ્ય-યોગે કોઈ ઉપક્રમ ન લાગતાં સુખ પૂર્વક સંપૂર્ણ આયુષ્યનો ભોગવટો કરવો, તે સર્વ સામગ્રી સાનુકૂળ મળવા છતાં ક્રોધ, માન, માયા; લોભ, રાગ, દ્વેષરૂપ અંધકારમાં મૂંઝાએલો પુરુષ મહામુશ્કેલીથી ધર્મબુદ્ધિ મેળવે છે. તે મળવા છતાં પણ ઇન્દ્રિયોને અનુકુળ અને લોકોને મનોહર લાગતા, અજ્ઞાનીઓએ પ્રવર્તાવેલા કુધર્મોમાં રખડતા જીવને યથાસ્થિત સર્વજ્ઞ-ભાષિત, સિદ્ધિસુખના અદ્વિતીય કુલગૃહ-રૂપ ઉત્તમ ધર્મ પ્રાપ્ત થવો દુર્લભ છે, તેમાં પણ અનાદિ ભવ પરંપરાના અભ્યાસવાળી અશુભ ભાવનાથી પૂર્વે કદાપિ નહીં પ્રાપ્ત કરેલ અને સિદ્ધિ-વધૂની પ્રથમ ભેટ સમાન એવી શ્રદ્ધા મુશ્કેલીથી થાય છે. તે શ્રદ્ધા પાકી થવા છતાં પણ સ્વ-પર—ઉપકાર કરનાર, મહાપુરુષોએ સેવન કરેલા એકાંત પ્રશંસનીય એવો ચારિત્ર-ધર્મ દુર્લભ છે. હે દેવાનુપ્રિય ! આવો દુર્લભ ચારિત્રધર્મ તેં પ્રાપ્ત કર્યો છે, કે જે ટૂંક સમયમાં જન્મ, જરા, મરણ, રોગ, શોકથી રહિત એવું પરમપદ પ્રાપ્ત કરાવે છે. માટે એ પ્રાપ્ત કરવા માટે જ ઉદ્યમ કર, બીજું પ્રાપ્ત કરવાથી શું ? સર્વ સંયોગો અશાશ્વતા છે. દેવો અને અસુરો જેનાથી પરાભવ પામ્યા છે, એવા મૃત્યુ ઉપર કોઇ વિજય મેળવી શકતું નથી. એક વૃક્ષ ઉપર સંધ્યાકાળે સાથે આવી નિવાસ કરનારા પક્ષીઓ, કે જે સવારે પોતપોતાની દિશામાં ઊડી જાય છે-છૂટા પડી જાય છે; તેના જેવા સ્વજન—સમાગમો છે. વિષયો અને કરેલા પ્રમાદ પરિણામે દુઃખદાયી છે.

આ સાંભળી જેને ચારિત્રના પરિણામ ઉત્પન્ન થયા છે, એવા ધનકુમારે કહ્યું; "હે ભગવંત ! આ આજ્ઞા કરવાથી આપે મારા ઉપર મહાન ઉપકાર કર્યો છે, તો હવે આપ કૃપા કરી મને આ ચારિત્રધર્મ આપો, હું મારા માતા-પિતાને નિવેદન કરી દીક્ષા લેવા માટે આવું છું" ભગવંતે કહ્યું "હે દેવાનુપ્રિય ! સુખ ઉપજે તે પ્રમાણે કર, પરંતુ હવે મમતા (આસક્તિ) અને પ્રમાદ કર્યા વગર ધારેલા કાર્ય માટે ઉદ્યમ કર."

### મણિ, મોતી, રત્ન વગેરે ધનની અસારતા

પરમ વૈરાગ્ય પામેલા ધનકુમારે માતા-પિતા પાસે જઈ આ વૃત્તાન્ત જણાવ્યો. તેઓ પણ પ્રતિબોધ પામ્યાં અને વિચાર્યું કે આવા અશુભ ફળવાળા ભવમાં મમતા (આસક્તિ) કરવાથી સર્યું. આપણો આ પુત્ર પણ યોગ્ય છે. માટે આ સંસાર-વ્યવહારનો ભાર પુત્રને સોંપી આપણે દીક્ષા અંગીકાર કરીએ. ધનપુત્રને કહ્યું, " હે વત્સ ! આ

મણિ, મોતી, રત્નો વગેરે સારભૂત દ્રવ્ય તું ગ્રહણ કર. મહાપુરુષે સેવન કરેલી પ્રવ્રજ્યા અમે અંગીકાર કરીશું." ધને કહ્યું, "હે પિતાજી ! આપનો દીક્ષા લેવાનો અભિપ્રાય સુંદર છે. આ મનુષ્યભવમાં એ જ કરવા યોગ્ય છે, પરંતુ આપે જે વળી કહ્યુ કે, 'મણિ, મોતી, વગેરે સારદ્રવ્ય તું ગ્રહણ કર.' પરંતુ મણિ, મોતી વગેરે દ્રવ્યમાં સારતા કેવી રીતે ગણવી ? શું મૃત્યુથી બચાવવાની તેની તાકાત છે ? અથવા તો તેના પ્રભાવથી જન્મ, જરા, મરણના વિકારો રોકાય છે ? અથવા તો તે ધનથી સમસ્ત અર્થિ-વર્ગના મનોરથો પૂર્ણ કરી શકાય છે ? અથવા તો નિર્ભાગી માણસ પ્રયત્નપૂર્વક રક્ષણ કરે તો પણ તે જીવન ટકાવી શકવાની તાકાતવાળું છે ? અથવા તો ધન સાથે મરનારને પરલોકમાં કંઇ લાભ થાય છે ?' શેઠે કહ્યુ, "હે વત્સ ! તેં કહ્યુ તેમાંથી એક પણ ધન વડે બનતું નથી" ધને કહ્યું, 'તો પછી અધમ પુરુષના અભિમાન સરખા એ ધનથી શો લાભ ? મને પણ આપના સમાન અનુષ્ઠાન કરવાની રજા આપો.'

## યૌવનાદિકની અસારતા

શેઠે કહ્યું, "હે વત્સ ! મેં તને રજા આપી, પરંતુ યૌવનની ગતિ વિષમ છે, ઇન્દ્રિયો દુઃખે કરી દમન કરી શકાય તેવી છે, ગંસાર-વૃક્ષના બીજભૂત કામદેવ હેરાન કરે છે, મનોહર વિષયો આકર્ષણ કરે છે." ધને કહ્યું, "હે પિતાજી ! અવિવેક સિવાય બીજું કોઈ યૌવન નથી. આદિ-અંત વગરના આ જીવો છે. તેમાં પરમાર્થથી વિચાર કરતાં કોઈ યુવાન કે વૃદ્ધ નથી અવિવેકના સામર્થ્યથી અહીં આ જન્મમાં વૃદ્ધ હોવા છતાં, જેમની વિષયોની અભિલાષાઓ અટકતી નથી, તેઓ લોકોની નિંદાને ગણકાર્યા વગર પરમાર્થનો વિચાર નહીં કરતાં આત્માને વિડંબના પમાડે છે. હૃદયમાં મલિનતા હોવા છતાં તેવા પ્રકારનાં દ્રવ્યોનું મિશ્રણ કરી, કલપ લગાડી, ઉંમરના પરિપાકથી ધોળા થયેલા કેશોને પણ કાળા બનાવે છે. યૌવન બતાવવા માટે કૃત્રિમ ઉપાયો કરે છે. અંગ મજબૂત બનાવવા માટે રસાયણ કે કિંમતી માત્રાઓનું સેવન કરે છે વૃદ્ધપણાના ભયને લીધે ઉંમર નાની કહે છે. વિકારો પ્રગટ કરવા માટે ઘી વગેરે વિગઈઓનું સેવન કરે છે. ન કરવા યોગ્ય પ્રવૃત્તિમાં પ્રવર્તે છે પોતાનું ક્ષીણ આયુષ્ય જોતો નથી, જન્માન્તરનો વિચાર કરતો નથી. શ્રુતજ્ઞાનના અભ્યાસી અને પરલોક માર્ગની પ્રવૃત્તિ કરનારા બીજા કેટલાક અન્ય જન્મમાં ઉપાર્જન કરેલ વિવેક-સામર્થ્યથી જીવિતને વીજળી-લતા સરખું ચંચળ જાણીને, વિષય-સુખને અસાર સમજીને, પ્રમાદ-ચેષ્ટાનાં કડવાં ફળ સમજીને, ભયભીત હરણીયા માફક મૃત્યુ-ભયથી ત્રાસીને, પાપ કારણોથી દૂર થઇ, પરલોકના બંધુ-સમાન ચારિત્ર-ધર્મનું સેવન કરે છે. માટે આ વિષયોમાં યૌવન એ અકારણ છે. સંસારનું સ્વરૂપ સમજેલા વિવેકીઓને ઇન્દ્રિયો દમવી મુશ્કેલ નથી. અહીં દમન કરવામાં ન આવે, તો પરલોકમાં દુર્ગતિમાં પરાધીનતાથી

ઇન્દ્રિયોનું દમન કરવું જ પડે છે. અહીં દમન કરવાથી પ્રશમ-સુખ અને પરલોકમાં ભવની પરંપરાએ મોક્ષ-સુખ અવશ્ય મળવાનું જ છે, એમ સમજતો કયો ડાહ્યો મનુષ્ય આ ઇન્દ્રિયોનું દમન ન કરે? વીતરાગ-સર્વજ્ઞ ભગવંતોનાં વચનો જેને પરિણમેલાં છે, તેવા પ્રશમ-સુખ સ્વરૂપને પામેલા, ગુરુકુલ-વાસને નહીં છોડનારા, પ્રતિપક્ષ અર્થાત્ કામદેવનાં નુકશાન તથા પ્રમાદ વગેરેના ફળને ચિંતવતા હોય તેવાને અનાર્ય-સંકલ્પના મૂળભૂત આ કામદેવ શું કરી શકે? વળી આ વિષયોમાં મનોહરતા કઇ છે? આ સ્પર્શ, રસ, રૂપ, ગંધ અને શબ્દો પુદ્ગલના પરિણામો છે. વિચિત્ર પરિણામવાળા પુદ્ગલો શુભ હોય, તે વળી અશુભ બની જાય છે. અશુભ પુદ્ગલો વળી શુભ પણ પરિણમે છે. અથવા તો આત્મ-દ્રવ્યથી ભિન્ન એવા જડ પદાર્થોથી સર્યું. પરમાર્થથી આ પુદ્ગલોનો સંયોગ એ સુખના કારણરૂપ નથી, પરંતુ દુઃખના જ કારણરૂપ છે, તેના સંયોગની ગેરહાજરીમાં આત્મ-સ્વરૂપ નજીક થવાથી, પ્રાણીઓને પરમાર્થથી સુખ થાય છે. આમ માનનારને વિષયો કેવી રીતે આકર્ષણ કરે? તેથી તેવા વિષયોથી સર્યું. પિતાજીના પ્રભાવથી જ સર્વ અંતરાયો દૂર થશે અને મારા ઇષ્ટ મનોરથો પૂર્ણ થશે.

## માતા-પિતા પરિવાર સાથે ધનની દીક્ષા

પિતાએ પુત્રને સંયમની અનુમતિ આપી અને ઘોષણા કરવાપૂર્વક મહાદાન દેવરાવ્યું. અષ્ટાહ્નિકા-મહોત્સવો કરાવ્યા. ત્યારપછી મહાપુરુષોને અનુરૂપ નિષ્ક્રમણ-વિધિથી માતા-પિતા તથા બીજા પ્રધાન પરિવાર સાથે ધને યશોધરઆચાર્ય મહારાજ પાસે દીક્ષા અંગીકાર કરી.

દીક્ષા પાલન કરતાં કેટલોક સમય પસાર થયો. ગુરુકુલ-વાસમાં રહી વિનયપૂર્વક સૂત્રાર્થનો અભ્યાસ કર્યો, ક્રિયા-કલાપ કેળવ્યો, ભાવનાઓ ભાવી, વૈરાગ્યની ઉગ્રતાથી એકાકી વિહાર-પ્રતિમા અંગીકાર કરી. વિહાર કરતાં કરતાં, ગામમાં એક રાત્રિ અને નગરમાં પાંચ રાત્રિ રહેતાં રહેતાં ધનમુનિ કૌશામ્બી નગરીએ આવી પહોંચ્યા.

## ધનશ્રીએ કરેલ મારણાન્તિક ઉપસર્ગ

આ બાજુ તે નંદક મિત્રે સવારે વહાણમાં કે સમુદ્રમાં ધનને ન દેખવાથી ધનશ્રી સાથે સમુદ્રનું લંઘન કરી તેના વચનથી તથા સ્ત્રી અને દ્રવ્યના લોભથી શેઠે અને ધને કરેલા ઉપકારને અવગણીને કૌશાંબી નગરીએ આવ્યો. નંદક નામને બદલે સમુદ્રદત્ત નામ પલટાવીને તે જ નગરીમાં રહેતો હતો. આ ધનમુનિ ભગવંતે ઉચિત સમયે ગોચરી માટે ત્યાં પ્રવેશ કર્યો. તેમાં વળી ભોગ-જોગે આ નંદકના ઘરમાં જ પ્રવેશ કર્યો. ધનશ્રીએ દેખી તેને ઓળખ્યા કે આ તો મારા પતિ ધન સાધુ થયા જણાય છે. વિચાર્યું કે, શું આ સમુદ્રમાં મર્યો નહીં હોય ! અહો ! મારી અધન્યતા કે ફરી આનું મોં જોવા વખત

આવ્યો. અથવા અત્યારે હજુ તેવું કંઈક કરું, જેથી હવે ફરી જીવી શકે નહિ. આ વખતે ગોચરીનો સમય વીતી ગયો હતો, જેથી મુનિ ભગવંત તેને ત્યાંથી કંઈ લીધા વગર જ નીકળી ગયા, એટલે ધનશ્રી વધારે ચીડાઈ અને તેના પર દ્વેષ થયો. નક્કી મને ઓળખી ગયા, નહીંતર જલ્દી કેમ પાછા નીકળી ગયા ? એમ વિચારી તપાસ કરવા માટે પાછળ દાસીને મોકલી કહ્યું, 'તું જા અને તપાસ કર કે આ સાધુ કયાં રહેલા છે, તેની ખાત્રી કરી જલ્દી મને જણાવ." દાસીએ કહ્યું, 'જેવી સ્વામિનીની આજ્ઞા.' એમ કહી દાસી બહાર નીકળી એની પાછળ ચાલી. નિયત સમયે સાધુ ભગવંત પાછા ફર્યા અને યથોચિત પૂર્ણ આહાર પ્રાપ્ત ન થયો, એટલે નગર—દેવતાના નામવાળા બીજા ઉદ્યાનમાં ગયા. તે સમયે દિવસની છેલ્લી પોરસીનો સમય થઇ ગયો, એટલે ભગવંત કાઉસ્સગ્ગ ધ્યાનમાં ઊભા રહ્યા. એટલે થોડો સમય દૂર ઊભી રહીને, 'હવે આ સ્થાનથી તેઓ જશે નહિ' એમ સમજી દાસીએ પાછી આવીને ધનશ્રીને તે મુનિના સ્થાનના સમાચાર આપ્યા. ત્યાર પછી ધનશ્રીએ નંદકને કહ્યું કે, 'તમે બિમાર હતા, ત્યારે ભગવતી નગર–દેવતાની માનતા માની હતી કે કૃષ્ણપક્ષની અષ્ટમીએ ઉપવાસ કરી, મંદિરમાં વાસ કરી રહેવું. પ્રમાદથી મારું ધ્યાન ન રહ્યુ અને અષ્ટમી વીતી ગઇ, એટલે ભગવતીદેવીએ સ્વપ્નમાં મને પ્રેરણા આપી. રાત્રે હું ઊંઘી ગઇ અને સવારે તમે કાર્ય માટે બહાર નીકળી ગયા. તેથી તે સ્વપ્નની વાત સવારે તમને ન કહી શકી. આજે મેં ઉપવાસ કર્યો છે, માટે હું ત્યાં જઇશ. મને દેવીની પૂજા માટેનાં ઉપકરણો લાવી આપો.' નંદકે સામગ્રી લાવી આપી. બે સેવક અને પહેલાં મોકલેલી દાસી સાથે ધનશ્રી તે ઉદ્યાનમાં પહોંચી અને પેલા તપસ્વી મુનિને દેખ્યા.

આ સમયે સારી જાતિનાં કાષ્ઠો ભરેલ ગાડું લઇને કોઇ ગાડાવાળો તે પ્રદેશમાં આવ્યો, ત્યાં ગાડાની ધરી તૂટી ગઇ. લગભગ સૂર્યાસ્ત વેળા થઇ હતી, એટલે હવે આ કાષ્ઠો કોઈ લઇ નહીં જાય એમ ધારી બંને બળદોને લઈ ગાડાવાળો પોતાના ઘરે ગયો. તે વખતે ધનશ્રીએ વિચાર્યું કે ઠીક થયું, આ સારાં સૂકાં કાષ્ઠોથી એને બાળીશ. ચંડિકાના મંદિરમાં જઈ દેવીની પૂજા કરી, સેવકોને ભોજન-પાણી કરાવ્યાં, પછી તેઓ સૂઈ ગયા. ત્યાર પછી ધનશ્રી મુનિવરની પાસે ગઈ અજ્ઞાન અને ક્રોધથી મૂઢ બનેલી ધનશ્રીએ ભગવંતની નજીક કાષ્ઠો ગોઠવ્યાં. ધ્યાનમાં રહેલા મુનિના જાણવામાં ન આવ્યું. અગ્નિ સળગાવ્યો અને કાઉસ્સગ્ગ-ધ્યાનમા ઊભા રહેલા મુનિને સળગતી જવાળાવાળા અગ્નિમાં ધકેલ્યા.

## ધનમુનિની ભાવ અનુકંપા અને શુભ ભાવના

મુનિના હૃદયમાં કરૂણતા–પ્રધાન ધ્યાન–યોગ પ્રવર્તવા લાગ્યો. કેવી રીતે ? અચલ સ્વભાવવાળા, કાઉસ્સગ્ગમાં રહેલાં, અનુકંપા–ચિત્તવાળા, જવાળાવાળા

૧ સંબંધ માટે પૃ ૧૦૬ વાચો

અગ્નિમાં બળતા મુનિભગવંતે વિચાર્યું કે, આ જગતમાં તે સુપુરુષો ધન્ય છે, કે જેઓ અનુત્તર એવા મોક્ષમાં ગયા છે. જે કારણથી તે આત્માઓને ત્યાં હવે કર્મબંધનું કોઇ કારણ નથી આ બિચારો કોઈ મોહાધીન આત્મા મારા સંયોગમાં આવીને દુર્ગતિમાં જશે, કે જ્યાં અતિદુઃખની પ્રચુરતા છે. ખરેખર આ હકીકત પણ દુઃખ ઉપજાવે છે. આને દુર્ગતિમાં જવાનું નિમિત્ત હું બન્યો ! લોકનાથે કહેલું છે કે, નિમિત્તવગર કોઈ કાર્ય-સિદ્ધિ થતી નથી. મારા દેહનો હું શોક-સંતાપ કરતો નથી, પરંતુ જિનવચનથી બાહ્ય મતિવાળો મોહાધીન આ આત્મા દુઃખ-સમુદ્રમાં ડૂબી જાય છે, તેનો મને શોક થાય છે. અથવા તો. મોહાધીન કિલષ્ટ-પાપી જીવોને આ કેટલું માત્ર છે ? મોહનો સ્વભાવ જ આવો છે. માટે સંસારવાસને ધિક્કાર થાઓ. આવા શુભભાવવાળા તે મુનિ ભગવંતને પાપિણી એવી તે ધનશ્રીએ બાળી મારી નાખ્યા. મૃત્યુ પામી તે મુનિ પંદર સાગરોપમના આયુષ્યવાળા શુક્ર કલ્પ-દેવલોકમાં ઉત્પન્ન થયા.

## મહાપાપ-કાર્યમાં મને જોડી

હવે તે ધનશ્રી ભય પામતી હોય તેમ ચંડિકાના મંદિરમાં ગઈ. તે ત્યાં પ્રવેશ કરતી હતી ત્યારે તેને એક દાસી દેખી ગઈ અને પૂછ્યું કે, 'હે સ્વામિની ! ક્યાં ગયાં હતા ?' ધનશ્રીએ જવાબ આપ્યો, 'ક્યાંય નહિ, મધ્યરાત્રિની સંધ્યાએ દેવીની પ્રદક્ષિણા કરી.' એટલામાં દાસીએ અગ્નિનો પ્રકાશ દેખ્યો. આ શું હશે ? એવો સંકલ્પ કરી પાછી સૂઇ ગઈ. પ્રભાત થયું એટલે દેવતાની પૂજા કરી, નોકરોને કંઇક ભેટણું આપી, ધનશ્રી પોતાનાં ઘર તરફ ચાલી. માર્ગમાં બળી મરી ગએલા ઋષિને ધનશ્રીએ અને નોકરો તથા દાસીએ દેખ્યા. અરે ! આ કોણે કર્યું હશે ? એમ સેવકોએ પૂછ્યું. ધનશ્રી બોલી કે, 'આપણને શી ખબર પડે ? હું કંઈ જાણતી નથી.' દાસીને વિકલ્પ ઉત્પન્ન થયો કે આ ભગવંત ક્યાં રહેલા છે, તે તપાસ કરવા મને મોકલી હતી, અર્ધી રાત્રિએ આ બહાર નીકળી હતી, તે વખતે જ મેં પ્રકાશ જોયો હતો, તેથી આ વાતનું રહસ્ય સમજી શકાતું નથી; પણ મને એટલી ખાત્રી થાય છે કે આ બાઈએ મને મહાપાપ-કાર્યમાં જોડી છે. એમ વિચારતાં તેણે ધનશ્રી સાથે ઘરમાં પ્રવેશ કર્યો.

## મુનિ-હત્યા કરનારની શોધ

તે સમયે ગાગવાળો ત્યાં આવી પહોંચ્યો. માત્ર જેનાં હાડકાં બાકી રહેલાં છે, તેવા બળી ગએલા મુનિવરને દેખ્યા. તેણે વિચાર્યું, 'હું કેવો નિર્ભાગી કે, ભગવંતને ઉપસર્ગ કરવામાં કોઈ મહાપાપી જીવને સહાયક બન્યો, મેં મારા આત્માને દુર્ગતિમાં ગબડાવ્યો. માટે હવે આ વાત રાજાને નિવેદન કરું.' દિવસની ચાર ઘડી ગયા પછી તે રાજા પાસે ગયો, અને બનેલી હકીકત જણાવી. કોપાયમાન થએલા રાજાએ કોટવાળને બોલાવી

આજ્ઞા કરી કે, 'મુનિ-હત્યારાને જલ્દી પકડી લાવો.' કોટવાળે ચંડિકાના મંદિરે જઈ પૂજારીઓને પૂછયું કે, "આજે અહીં કોણ રહ્યાં હતાં ?" પૂજારીએ કહ્યું, "તેવા કોઈ ચોર લૂંટારા નહીં, પણ સમુદ્રદત્તની પત્ની ધનશ્રી હતી." કોટવાળે પૂછયું કે, "અહીં નિવાસ કરવાનું કારણ શું ?" પૂજારીઓએ જવાબ આપ્યો કે, તે અમને ખબર નથી. કોટવાળે વિચાર કર્યો કે, "આજે અષ્ટમી નથી, નવમી કે ચતુર્દશી નથી, તો પછી અહીં નિવાસ કરવાનું તેમને કારણ શું હશે ? કદાચ પ્રવાસ કરવા માટે હોય તો પણ ઘટતું નથી, કારણકે ગઇ કાલે અંગારક દિવસ અને છેલ્લા પહોરમાં વિષ્ટિ તથા વિનિપાત યોગ હતો. દુષ્ટ સ્ત્રી વગર આવું પાપકર્મ બીજા કોઈનું સંભવતું નથી. માટે તે સમુદ્રદત્તને ઘરે જાઉં. ત્યાંથી જ મને ખરી હકીકત મળી જશે." ત્યાં જાય છે, એટલે દ્વારભાગમાં રહેલી દાસીને દેખી પૂછયું કે, 'સાર્થવાહની પત્ની ઘરમાં છે કે નહિ ?' ગભરાતી દાસીએ પૂછયું કે, "તેનું શું કામ છે ?" એટલે અભિપ્રાય સમજવામાં કુશળ, બોલ અને ચાલ પારખનાર કોટવાળે ક્રોધથી કહ્યું, "અરે પાપિણી ! ઋષિ-વૃત્તાન્ત તું ભૂલી ગઇ ?" એટલે પોતાનું કાર્ય દુષ્ટ હોવાથી અને કપટનું બલવત્તરપણું હોવાથી દાસીએ કહ્યું કે, "હે આર્ય ! ભગવંત કયાં રહેલા છે ? તે સ્થાન ખોળવા માટે સ્વામિનીએ મોકલી હતી, એ સિવાય મને બીજી કોઇ ખબર નથી." કોટવાળે 'એ વાતમાં કંઈ સંદેહ નથી, નહીંતર તપાસ કરાવવાનું શું કારણ, એમ વિચારી દાસીને પૂછયું, "હે સુંદરી ! તું ભય ન રાખ, શા કારણે, તને ખોળવા મોકલી હતી ?" દાસીએ કહ્યું, "હે આર્ય ! તે સાધુ ભગવંત ગઇ કાલે મધ્યાહ્ન દિવસ પછી ભિક્ષા-નિમિત્તે અહીં પધાર્યા હતા, પરંતુ ભિક્ષા લીધા વગર જ જલ્દી પાછા નીકળી ગયા. એ મુનિને જતા દેખીને સ્વામિનીએ મને કહ્યું કે, 'હે મંજરિકા ! તું જા અને આ સાધુ કઇ જગ્યા પર રહેલો છે, તે જાણીને મને જલ્દી કહે, ત્યારે જોઇને પાછી આવી અને રોકાયાનું સ્થાન મેં જણાવ્યું, પણ કાર્યની મને ખબર નહોતી." કોટવાળે પૂછયું કે' "ત્યાં જઈ તેણે શું કર્યું ?" દાસીએ કહ્યું, "કંઈ નહિ, વંદન પણ કર્યું નથી, પરંતુ ચંડિકામાતાની પૂજા કરી, તે માટે ક્રૂર દેવતાનું પૂજન કરી, પરિવારને છેતરી, એણે એને મારી નાખ્યા જણાય છે." એટલે કોટવાળે વિચાર્યું કે, સાર્થવાહ-પત્નીને જોઉં, જેથી ચહેરાની આકૃતિ અને મુખવિકારથી જ જાણી શકીશ. તેની પાસે અંદર ગયો એટલે તે ક્ષોભ પામી અને કોટવાળે મનનો ભાવ જાણી લીધો. કોટવાળે કહ્યું કે, મહારાજાએ મને ઋષિ-ઘાત કરનારની શોધ કરવા મોકલ્યો છે. તેના ઘાત કરનારની તપાસ કરી રહેલો છું. તમે ચંડિકાના મંદિરમાં સૂતાં હતાં. એ હકીકત મારા જાણવામાં આવી છે, માટે ચાલો રાજા પાસે જઈએ. એ સાંભળતાં જ તે ગભરાઈ ગઈ અને ભયથી કંપતા શરીરવાળી ધનશ્રી ધરણી-પીઠ પર ઢળી પડી. કોટવાળે વિચાર્યું કે આણે જ ઋષિ-હત્યા કરી છે, નહીંતર આવો ભય રાખવાનું શું કારણ ? ખૂબ ધમકાવી, લોકો એકઠા થઇ ગયા.

લોકો પાસેથી આ હકીકત સાંભળી, 'રખે મને પણ પકડે' એ બીકે પોતાને ઘરે ગયા વગર નાકેથી જ નંદક પલાયન થઇ ગયો. ધનશ્રીને પકડી રાજા પાસે લઈ ગયા. રાજાને સર્વ વૃત્તાન્ત કહ્યો તેને જોઈ રાજાએ વિચાર્યું કે, આવી આકૃતિથી આ આવા પ્રકારનું નિર્દય કાર્ય કેમ કરે ? રાજાએ પૂછયું કે, 'ચંડિકાના મંદિરે ગઇ હતી ?' રાજાનો પ્રશ્ન સાંભળતાં જ ક્ષોભ પામવાથી તે બોલી શકી નહિ. રાજાને શંકા દૃઢ થઈ. થોડી વાર રહી ફરી પૂછયું, 'તું કયાંથી આવી છે ? અને કોની પુત્રી છો ?' ત્યારે કહ્યું કે સુશર્મનગરથી પૂર્ણભદ્રની હું પુત્રી છું, અને સમુદ્રદત્તની ધનશ્રી નામની પત્ની છું.' તેના પતિની તપાસ કરાવી, પણ પત્તો ન લાગ્યો. એટલે 'અત્યંત શુદ્ધ ન્યાયપ્રિય યથાસ્થિત પ્રજા પાલન કરનાર' એવું બિરુદ ધારણ કરનાર રાજા હોવાથી 'કદાચ રાજા પાસે કારણ નહિ કહી શકે, તો પછી વિશ્વાસુ પાસે કહેશે.' એમ ધારી તેના કુલની પરંપરા અને ઓળખાણ જાણવા માટે રાજાએ પૂર્ણભદ્ર પાસે આ હકીકત જણાવતો એક પત્ર લખીને લેખવાહકને મોકલ્યો. તેનો લેખિત જવાબ આવ્યો, રાજાએ વાંચ્યો. તેમાં લખ્યું હતું કે, 'કુલને કલંકિત કરનારી મારી એક પુત્રી ધનશ્રી નામની છે.' ત્યારે રાજાએ ચિંતવ્યું કે, "સંશય વગર આણે જ આ અકાર્ય કર્યું છે. આ અકાર્ય આચરણ કરવાના સ્વભાવવાળી છે. અહો ! તેની મૂઢતા, અહો ! ક્રૂર હૃદય, અહો ! વગર વિચાર્યે કાર્ય કરવાપણું, છતાં "સ્ત્રીઓ વધ કરવા યોગ્ય નથી." એમ વિચારી પોતાના રાજ્યમાંથી તેને હાંકી કાઢી. જતાં જતાં સંધ્યા-સમયે ભૂખ-તરસવાળી તે ગામમાં દેવકુલ પાસે સૂઈ ગઈ. સર્પે ડંખ દીધો. મહાક્લેશનો અનુભવ કરી જીવિતથી મુક્ત બની, મરીને વાલુકાપ્રભા નામની નરકપૃથ્વીમાં સાત સાગરોપમની સ્થિતિવાળો નારકી થયો.

વિદ્યાધરકુલીન શ્રીજિનદત્તાચાર્યના સુશિષ્ય સુપ્રસિદ્ધ ૧૪૪૪ ગ્રંથોના કર્તા આચાર્ય શ્રીહરિભદ્રસૂરિ- રચિત પ્રાકૃત 'સમરાઇચ્ચ-કહા' ના આગમોદ્ધારક આચાર્યશ્રી આનંદસાગરસૂરિજીના શિષ્ય આ. હેમસાગરસૂરિએ કરેલા ગુજરાતી અનુવાદમાં ચોથો ભવ સંપૂર્ણ થયો. [ ૪ ]

卐

# પાંચમો ભવ

**જયકુમારનો જન્મ**

ધન અને ધનશ્રી પતિ-પત્નીના સંબંધવાળા ચોથા ભવની કથા કહી. હવે જય અને વિજય સહોદરના સંબંધવાળી પાંચમા ભવની કથા કહીશ. આ જ જંબૂદ્વીપ નામના દ્વીપમાં ભરતક્ષેત્રમાં કાકંદી નામની નગરી હતી. તે નગરીને ફરતી સમુદ્ર-પ્રદેશ સરખી

કમળો અને જળચરોથી વ્યાપ્ત ખાઈ હતી. પતિવ્રતા સ્ત્રી વર્ગના મનની માફક શત્રુપક્ષને અલંઘનીય કિલ્લો છે. સિંહ બાળકથી અધિષ્ઠિતની પર્વતની ગુફા માફક દ્વાર ભાગ ઉપર તોરણો છે. અર્થાત્ પાષાણુ તોરણોમાં સિંહો કંડારેલા છે. શરદઋતુના મેઘ સરખા ઉજ્જવળ મોટાં મકાનો જ્યાં શોભી રહ્યાં છે. તે જ નગરીમાં વડીલ વર્ગનો વિનય કરનાર, આશ્રિત વર્ગ પ્રત્યે વત્સલતા રાખનાર, સુખેથી સેવા કરવા યોગ્ય, ધર્મ અને અર્થ સાધવામાં રતિવાળા અને ગુણોના ભંડાર એવા લોકો વસે છે. ત્યાં અખંડિત ભુજા-પરાક્રમવાળો સૂરતેજ નામનો રાજા છે. અસ્તાચલના શિખરમાં જેમ સૂર્ય-તેજ, તેમ યુદ્ધના દિવસોમાં વિશાળ વંશવાળા અને મહાસૈન્યવાળા, તે રાજાને વિષે બીજા રાજાઓના મુગટ સંક્રાન્ત થતા હતા. તેને સમગ્ર અંતઃપુરમાં મુખ્ય કામદેવની પ્રિયા રતિના જેવી રૂપવાળી લીલાવતી નામની રાણી હતી.

તે રાજાને આ રાણી સાથે વિષય-સુખનો અનુભવ કરતાં કેટલોક કાળ પસાર થયો. આ બાજુ મહાશુક્ર દેવલોક વાસી દેવ પોતાનું આયુષ્ય પૂર્ણ ભોગવીને લીલાવતી રાણીની કુક્ષિમાં ઉત્પન્ન થયો. તે રાત્રે પ્રભાત સમયે સ્વપ્નમાં રાણીએ સંપૂર્ણ મંડળવાળા, સકલ લોકોના મનને આનંદ કરાવનાર, ભુવનમાં ચંદ્રિકાનું તેજ ફેલાવતા, વદનમાંથી ઉદરમાં પ્રવેશ કરતા એવા ચંદ્રને જોયો. જોયા પછી સુખપૂર્વક જાગેલી રાણીએ યથાવિધિ પતિને કહ્યું કે, સ્વપ્નમાં ચંદ્ર દેખ્યો. હર્ષથી રોમાંચિત થએલા રાજાએ કહ્યું કે, "હે સુંદરી ! સકલ સામંત રાજામાં ચંદ્ર સરખો આનંદ આપનાર તને પુત્ર થશે." ફલાદેશ સાંભળી રાણી ખુશ થઈ. ધર્મ, અર્થ અને કામરૂપ ત્રણ વર્ગના સુખનો અનુભવ કરતી રાણીએ પ્રસૂતિ-સમયે પ્રશસ્ત યોગમાં પુત્રને જન્મ આપ્યો. નિવૃત્તિ નામની દાસીપુત્રીએ રાજાને પુત્રજન્મની વધામણી આપી. જન્મને અનુરૂપ સર્વ કાર્ય કર્યું. મહિનો વીત્યા પછી તેનું જયકુમાર એવું નામ પાડયું. કુમારભાવ પામ્યા પછી રાજકુમારને યોગ્ય કળાઓ ગ્રહણ કરી. પૂર્વભવના સંસ્કાર હોવાથી તેને ધર્મકાર્યોમાં અનુરાગ થયો.

## આચાર્ય-દર્શન અને વૈરાગ્ય-પ્રશ્ન

કોઈક સમયે અશ્વ-ક્રીડા કરવા માટે બહાર નીકળેલા આ જયકુમારે ચંદ્રોદય નામના ઉદ્યાનમાં નિર્જીવ પ્રદેશમાં તેજથી સૂર્ય સરખા, સૌમ્યતાથી ચંદ્ર સરખા, ગંભીરતાથી સમુદ્ર સરખા, કીંમતીપણાથી રત્નોના ઢગલા સરખા, લાવણ્યપણા વડે કામદેવ સરખા, મનોહરતાથી સ્વર્ગ સરખા, નિર્વચનીયતા વડે અનુપમતામાં મોક્ષ સરખા એવા શ્વેતવિકા(શ્વેતાંબી)ના રાજા યશોવર્માના પુત્ર, સ્વ અને પરશાસ્ત્રના અભ્યાસી, અનેક સાધુઓથી પરિવરેલા એવા સનત્કુમાર નામના આચાર્યને દેખ્યા. તેવા આચાર્યનાં દર્શન થવાથી કુમારને વૈરાગ્ય થયો. શું સંસાર આવા જ પ્રકારનો છે ? જેથી કરી આવા પ્રકારના દેવલોકને દુર્લભ, જેના સમગ્ર મનોરથો વગર પ્રયત્ને પૂર્ણ થાય, તેવા મહાપુરુષે પણ સંસારનો

ત્યાગ કર્યો ? આ મહાપુરુષ કોણ હશે ? અને સંસારત્યાગ કરવાનું ખાસ શું કારણ હશે ? તે એમને જ પૂછું. કુમાર તેમની પાસે ગયો અને ભગવંત સનત્કુમાર આચાર્યને તથા બીજા સાધુઓને વંદના કરી. ભગવંતે અને સર્વ સાધુઓએ ધર્મલાભ આશીર્વાદ આપ્યા. ત્યારપછી તે ગુરુ પાસે બેઠો. બે હાથની અંજલિ જોડી પૂછ્યું કે, "હે ભગવંત ! નક્કી સંસાર અસાર છે અને તે કયા સમજુને વૈરાગ્યનું કારણ ન બને ? છતાં પણ બાહ્ય નિમિત્ત વગર સંસારનો વૈરાગ્ય થતો નથી, તો હે ભગવંત ! આપને વિશેષકારણ શું બન્યું ? તેમજ આપ ભગવંતને મારે કેવી રીતે ઓળખવા ?" ત્યારપછી ભગવંત પણ, "અહો ! આનો બોલવાનો વિવેક ! વચન બોલવાની કળા ! હવે જો હું જવાબ નહીં આપીશ, તો એ જુદા તર્કો કરશે." એમ વિચારી કહ્યું, "હે સૌમ્ય ! સાંભળ. વિશેષ કારણ પણ સંસારના વિચાર વગરનું નથી. તું સંસારનું સ્વરૂપ જાણે છે, એમ છતાં મારું નિમિત્ત જાણવાનું તને કૌતુક થયું છે—એમ જાણી કહું છું—

**સનત્કુમાર આચાર્ય જયકુમારને વૈરાગ્ય થવાનું કારણ કહે છે.**

ચિત્રાંગદ નામના વિદ્યાધર પાસે નાના કારણનું મહાવિપાક-ફળ તથા કર્મનાં પરિણામોનું સ્વરૂપ સાંભળી તેમની પાસે મેં દીક્ષા અંગીકાર કરી. કેવી રીતે ?

આ જ ભરતક્ષેત્રમાં શ્વેતાંબી નગરીમાં યશોવર્મા રાજા છે, તેનો સનત્કુમાર નામનો હું પુત્ર છું. જન્મતાં જ નિમિત્તબળથી જ્યોતિષીઓએ કહ્યું કે, આ વિદ્યાધરોનો નરેન્દ્ર થશે. કુમારપણામાં હું પિતાજીને અત્યંત વહાલો હતો. આ પ્રમાણે રહેતો હતો, ત્યારે એક વખત કેટલાક ચોરોને પકડી વધ કરવા લઇ જવાતા હતા. અશ્વક્રીડા કરવા જતાં માર્ગમાં મેં તેમને જોયા. ચોરોએ મને કહ્યું કે, "અમે તમારા શરણાર્થી છીએ, માટે અમારું રક્ષણ કરો." એટલે મેં તેઓને છોડાવ્યા. આ વાત નગરલોકોને ન ગમી. કોટવાળોએ મહારાજાને જણાવ્યું. મહારાજાએ કહ્યું કે, "કુમારને ખબર ન પડે તેવી રીતે નગરલોકોને જણાવી ફાંસી દેવી." તે પ્રમાણે ચોરોને મારી નાખ્યા. પરંતુ એ વૃત્તાન્તની મને ખબર પડી ગઈ. રાજા પર મને ક્રોધ થયો, પરિવારે મને રોકયો છતાં, હું બળાત્કારથી નગરીમાંથી નીકળી ગયો અને તામ્રલિપ્તી નગરીએ આવ્યો. તે નગરીના રાજા ઇશાનચંદ્રને આ વૃત્તાન્તની ખબર પડી. એટલે નગરને દરવાજે તે સામે લેવા આવ્યો. મારો સત્કાર કરી કહ્યું "હે વત્સ ! આ રાજ્ય પણ તારું જ છે, તું અહીં આવ્યો, તે સુંદર કર્યું." નગરીમાં પ્રવેશ કર્યો અને મને રહેવા કુમારવાસ નામનું ભવન આપ્યું. કેટલાક દિવસો ગયા પછી મને કહ્યું કે તારી ઇચ્છા પ્રમાણે આજીવિકા ગ્રહણ કર. પરંતુ તે વાતનો મેં સ્વીકાર ન કર્યો.

**વિલાસવતીનાં દર્શન**

ત્યાં રહેતાં અવિવેકપૂર્ણ જન વર્ગના મનને આનંદ આપનાર એવો વસંત-સમય આવ્યો. દક્ષિણ દિશા તરફનો મલયવાયુ ધીમી ગતિથી વાવા લાગ્યો. વન-ઉદ્યાનો ખીલવા

લાગ્યાં, કોયલો ટહુકા કરવા લાગી. નગરલોકોની નૃત્ય અને રાસની મંડળીઓ વસંત ક્રીડા-મહોત્સવ કરવા એકઠી થવા લાગી. આવા પ્રકારના વસંતસમયે અતિ ઉજ્જવળ વસ્ત્ર પહેરી મિત્રપરિવાર સાથે ક્રીડા કરવા માટે પોતાના મહેલથી તામ્રલિપ્તી નગરીના તિલકભૂત અનંગનંદન નામના ઉદ્યાનમાં જવા હું નીકળ્યો. રાજમાર્ગ વટાવતાં ગવાક્ષમાં બેઠેલી રાજા ઈશાનચંદ્રની વિલાસવતી નામની પુત્રીએ મને જોયો. ભવાન્તરના સ્નેહ-અભ્યાસથી તેને મારા ઉપર અનુરાગ થયો. હું ગવાક્ષ નીચેથી પસાર થતો હતો, ત્યારે પોતાના હાથે ગુંથેલી બકુલપુષ્પની માળા એવી કળાથી ઉપરથી નાખી કે તે સીધી મારા કંઠ-પ્રદેશમાં જ પડી. મારા બીજા હૃદય સરખા વસુભૂતિ મિત્રે આ વૃત્તાન્ત દેખ્યો. મેં ઉપર નજર કરી, તો ગવાક્ષમાંથી બહાર નીકળેલું વદન-કમળ દેખ્યું અને મારા અંતરમાં અતિસ્નેહ અને સંતોષ ઉત્પન્ન થયો. તેના દેખતાં જ મેં માળાને બહુમાનથી કંઠ-સ્થાનમાં યથાયોગ્ય સ્થાપન કરી. આ વખતે હર્ષ અને વિષાદ-ગર્ભિત હાસ્ય સાથે તેણે નીસાસો મૂકયો. પછી તે પ્રદેશથી હું દેહમાત્રથી આગળ ચાલ્યો, પણ મારું ચિત્ત ત્યાં જ ચોંટી ગયું. અનંગનંદન નામના ઉદ્યાનમાં આવી પહોંચ્યો. ત્યાં મિત્રોના આગ્રહથી દેહથી ચેષ્ટા વડે વિચિત્ર ક્રીડામાં પ્રવર્તતો હતો, છતાં સ્વભાવ-સુંદર એવા વિલાસવતીના મુખકમળને ચિંતવતો કેટલોક કાળ સ્થિર રહી, ઉદ્યાનની ક્રીડા પૂર્ણ કરી ઉચિત સમયે નગરીમાં પાછો ફર્યો. કરવા લાયક ઉચિત કાર્યો પતાવ્યાં. દિવસ પૂર્ણ થયો અને રાત્રિ પડી, એટલે મિત્રોનું સન્માન કરી 'આજે મસ્તક-વેદના થાય છે' એમ કહી મિત્રોને જલ્દી વિદાય કર્યા.

## મદન-પરવશ બનેલો કુમાર

સુવાના ઓરડામાં જઈ પથારીમાં પડ્યો. ત્યાં ન કહી શકાય, પૂર્વે કોઈ વખત નહીં અનુભવેલી તેવા પ્રકારની દુઃખાતિશયવાળી અસંભાવનીય, અવસ્થા અનુભવતાં ક્ષણવાર માત્ર નિદ્રા લીધી. રાત્રિ પૂર્ણ થઈ. સવારના સ્નાનાદિક કાર્યો કર્યાં, પછી વસુભૂતિ વગેરે મિત્રો આવી પહોંચ્યા, તંબોલ આપી સન્માન કર્યું. પછી અમે ક્રીડા કરવા તે જ ભવનના ઉદ્યાનમાં ગયા અને વિચિત્ર ક્રીડાથી રમવા લાગ્યા. શૂન્ય મનવાળો હું આજે ક્રીડામાં રસ લેતો ન હતો, તેથી વસુભૂતિ મારા મનમાં રહેલો મદન-વિકાર પારખી ગયો. રમત ક્રીડા પૂરી થયા પછી માધવીલતા-મંડપમાં હું બેઠો હતો, ત્યારે વસુભૂતિમિત્રે મને કહ્યું, "હે મિત્ર! દિવસે જેમ ચંદ્ર ઝાંખો દેખાય, તેમ આજે તું ઉદાસીન જણાય છે. ક્ષણવાર મુનિની માફક શરીરની સકલ ચેષ્ટાને રોકે છે, વળી પાછો જિતેલા જુગારીની માફક આનંદમાં આવી જાય છે! એટલે મારા બીજા હૃદય જેવા મિત્ર પાસે પણ અવિચારી કામદેવને છૂપાવતાં મેં કહ્યું કે, કંઈ સમજ પડતી નથી. એટલે ચકોર મિત્ર વસુભૂતિએ કહ્યું, હું સમજી શકું છું કે, તારા મનમાં કઇ ઉદાસીનતા છે? મેં પૂછ્યું કે, "જાણતો હોય તો કહી નાખ." વસુભૂતિએ કહ્યું, "રાજપુત્રીએ બકુલ પુષ્પમાળા આરોપણ

કરીને તે દ્વારા તારા પર મોટો ચિંતાભાર નાખ્યો છે. તેણીએ દૃષ્ટિ ફેંકવાના બહાનાથી કામદેવના બાણુની શ્રેણીથી તને વીંધી નાખ્યો છે, તેનો જ આ પ્રતાપ અને વિકાર છે. નહીંતર વગર કારણે તારો ચહેરો ફિક્કો કેમ થઇ જાય ? રાત્રે તને નિદ્રા આવેલી નથી, એમ આ તારી લાલ આંખો જ કહી આપે છે. તથા હૃદયને સંતાપ કરનારા લાંબા નીસાસા તું મૂકી રહેલો છે; પરંતુ ખેદ ન કર, તેણી પણ તારો સમાગમ ઇચ્છે છે જ કારણ કે તેણીએ સ્નેહ–બહુમાનથી બકુલમાલિકાના બહાનાથી દૂતી મોકલી છે. બીજું અવશ્ય થવા યોગ્ય કાર્યમાં દૈવ સાવધાન હોય છે, તે જરૂર બીજા દ્વીપમાં હોય તો પણ એકબીજાનો યોગ કરી આપે છે. આ વિષયમાં હું પણ કંઇક ઉપાય કરીશ." તે વાતનો મેં સ્વીકાર કર્યો. વસુભૂતિએ વિલાસવતીની ધાવમાતાની પુત્રી અનંગસુંદરી સાથે પ્રસંગ પાડી સંબંધ બાંધ્યો. સ્નેહ કરવા યોગ્ય પુરુષના ગુણ–યોગથી રાજકન્યા પણ તેના ઉપર સ્નેહ કરવા લાગી. કેટલાક દિવસો વીતી ગયા એટલે 'હજુ સુધી વસુભૂતિએ આ બાબતમાં કંઈ પણ કર્યું લાગતું નથી, અથવા તો તેની બુદ્ધિમાં ઇલાજ સૂઝતો નહીં હોય' એમ વિચારતો હું મદન–પરવશ બની શયન–ખંડમાં ગયો. ત્યાં મૂર્છા પામેલાની માફક, મૂઢની જેમ, મત્તની માફક, મૂંગાની જેમ, ભય પામેલાની જેમ કે ગ્રહ વળગાડવાળાની માફક, કંપતા હૃદયવાળાની જેમ, ઇન્દ્રિયોના ઉપયોગથી શૂન્ય બની પડી રહેલો હતો. એવામાં થોડા સમય પછી હર્ષિત વદન–કમળવાળો વસુભૂતિ મિત્ર આવ્યો. મુખાકૃતિથી મેં જાણ્યું કે કાર્ય કરીને આવ્યો હશે. તેણે મને કહ્યું, "હે મિત્ર ! ચિંતા દૂર કર, હર્ષ ધારણ કર, તારી ઇચ્છા પૂર્ણ થઈ છે." મેં પૂછ્યું, 'કેવી રીતે ?' ત્યારે જવાબ આપ્યો કે હકીકત સાંભળ–

## વિલાસવતીની કામાવસ્થા

હું આજે અહીંથી અનંગસુંદરીના ઘરે ગયો. એટલે અનંગસુંદરીને મ્લાન વદન–કમળવાળી દેખી પૂછ્યું કે, 'હે સુંદરી ! તું ચિંતાવાળી કેમ જણાય છે ? જો કહેવા યોગ્ય હોય તો મને કહે.' ત્યારે તેણે કહ્યું, જેને દુઃખ સંભળાવીએ, તેના હૃદયમાં દર્પણ પડતા પ્રતિબિંબની માફક દુઃખનો સંક્રમ ન થાય, તેવા માણસ પાસે હૃદયનું દુઃખ કહેવાથી શો લાભ ?" મેં કહ્યું, "હે સુંદરી ! જગતમાં ગુણોને જાણનાર વિરલ વ્યક્તિઓ હોય છે. લલિત કાવ્યો બોલનારા ઘણા અલ્પ પુરુષો હોય છે. સંયમ–ધનવાળા કોઇક જ હોય છે અને પરના દુઃખે દુઃખી થનારા પણ વિરલ માણસો હોય છે." તો પણ તારા મનોરથને સંપાદન કરવાની મારી ઇચ્છા છે, તેણે કહ્યું, 'જો એમ છે તો સાંભળ—વિલાસવતી નામની મહારાજાની કન્યા છે, તે ભિન્ન દેહવાળી હોવા છતાં મને પોતાથી લગાર પણ જુદી માનતી નથી. હું તેની સેવિકા હોવા છતાં મારા પ્રત્યે તે કુટુંબીપણાની ભાવનાવાળી છે. અત્યારે તેની અંતિમ મદનાવસ્થા વર્તે છે.' ત્યારે મેં કહ્યું કે, "દેવો અને દાનવો પણ જેની આજ્ઞાને તાબે થયા છે, રતિ–પ્રિયાના મનને આનંદ કરાવનાર એવા કામદેવની આજ્ઞાને વીતરાગ ભગવંત જેવા સિવાય કોણ ખંડિત કરી શક્યું છે ?" ત્યારે અનંગસુંદરીએ

કહ્યું કે, 'ખંડિત કરી કે નથી કરી, તેની મને ખબર નથી, પણ મને સંતાપ એ બાબતનો થાય છે કે, તેના મનમાં કોને માટે મનોરથ થાય છે, તે સમજી શકાતું નથી. મેં પૂછ્યું કે, 'કેમ નથી જાણી શકાતું ?' ત્યારે તેણે કહ્યું, 'સાંભળો, આ વસંત-સમયમાં મદન-મહોત્સવ વિષે નગરની ક્રીડા-મંડળીઓ નીકળી હતી, ત્યારે ગવાક્ષમાં ઊભેલી રાજપુત્રીએ સાક્ષાત્ જાણે કામદેવ હોય, તેવા એક યુવાનને દેખ્યો, નહિંતર ગમે તેવા ઉપર કન્યા રત્નને અભિલાષા ન થાય-એમ મારું માનવું છે. કમળમાં રતિવાળી લક્ષ્મી કદાપિ તુચ્છ તૃણવનની અભિલાષા ન કરે. રાજકુમારીએ પોતે સ્વહસ્તે ગૂંથેલી બકુલ—પુષ્પમાળા તે યુવાન પર ઉપરથી ફેંકી. મનોરથ સાથે માળા પણ તેના કંઠમાં પડી. ત્યાર પછી ઉપરથી કોણે માળા નાખી ? તેનું અવલોકન કરી રખેને બીજા પર પાછી સરી પડે તે ભયથી તેણીના હૃદય માફક તેણે કંઠ—પ્રદેશમાં સ્થાપના કરી અને તે ત્યાંથી આગળ ચાલ્યો. વિલાસવતીએ ત્યારથી માંડી પોતાનાં પ્રતિદિન કરવા યોગ્ય સર્વ કાર્યોનો વ્યાપાર છોડી દીધો છે. કામદેવે તેની એવી અવસ્થા કરી મૂકી છે, કે જે અવસ્થા જોઈ શકાતી નથી. આ હકીકત મને બર્બરિકા નામની દાસીએ કહી હતી, ફરી તે રાજપુત્રી પાસેથી જાણી છે. મેં તેને આશ્વાસન આપ્યું કે, હે સ્વામિની ! ચિંતા ન કરો. હું આપને હૃદય-વલ્લભ સાથે યોગ કરાવી આપીશ. ચંદ્ર જ્યોત્સ્નાને ખંડિત કરતો નથી. એમ કહી વિશ્વાસુ સખીઓ દ્વારા તપાસ કરાવી પણ પત્તો ન લાગ્યો. તે ફરી જોવામાં ન જ આવ્યો. મેં તેનું કાર્ય નથી કરી આપ્યું', એવી મને જાણીને આજે મદન-વિકારથી અતિ ઉત્કંઠાવાળી, પરાધીન હૃદયવાળી, દુઃસહ શરીર-સંતાપથી પીડાતી, શયન-સ્થાન છોડી તે સખીઓ સાથે મહેલના ઉપરના ભાગમાં ગઈ. દક્ષિણ દિશાનો મંદ વાયુ વિશેષ પ્રકારે મદનાગ્નિને ઉત્તેજિત કરતો હોવાથી ઉષ્ણ અને લાંબા નિસાસા મૂકતી તે જ રાજમાર્ગને જોવા લાગી. અશ્રુ-જળ વડે તેની નજર વધારે રોકાઈ ગઈ. તે વાર પછી અકસ્માત્ ઝણઝણાટ શબ્દ કરતા મણિ-જડિત વલયવાળા હસ્ત-પલ્લવને ઊંચા-નીચા કરતી, અંગરક્ષા કરનાર સખી-પરિવારનો ત્યાગ કરી તે મૂર્છા પામી." ગભરાએલો હું ઊભો થયો અને વસુભૂતિને કહ્યું, "હે મિત્ર ! હૃદયને આનંદ આપનાર તે ક્યાં છે ? મને બતાવ. જીવિતના મહાભય-સમયે વિલંબ ન કર." વસુભૂતિએ કહ્યું "હે દેવ ! જે પ્રમાણે હકીકત બની તે જણાવી, પરંતુ આ વાતનો અંત તો આનંદ કરાવનાર જ છે, તે આપ સાંભળો." ત્યાર પછી લજ્જાથી જરા મુખ નમાવીને મનમાં હસતો હું શયનમાં ઢળી પડ્યો. વસુભૂતિએ વાત આગળ ચલાવતાં કહ્યું કે, ત્યાર પછી અનંગસુંદરીએ મને કહ્યું, હે દેવ ! પછી સખીઓએ તે કન્યાને ખોળામાં સુવડાવી. અશ્રુજળ છંટાએલ તાલના વિંઝણાથી તેને મેં પવન નાખ્યો. વક્ષઃસ્થળમાં સ્વભાવથી શીતળ એવા ચંદનનો લેપ કર્યો. કમળ-બિસ તંતુનો હાર લાવ્યા. એમ ઉપાયો કરતાં કોઈ પ્રકારે તેને ચેતના આવી. ઉજાગરો થવાથી ..... બનેલું લોચન-યુગલ ઉઘાડ્યું. મેં પૂછ્યું, "હે સ્વામિની ! તમને શાની પીડા થાય છે?" ત્યારે મદન-વિકાર ઉગ્ર હોવાથી સખી-વર્ગનો ખ્યાલ રાખ્યા વગર ન સમજાય તે પ્રમાણે તે બોલી કે, "તેનાં દર્શન ફરી થયાં જ નહિ !" ત્યારે આશ્વાસન આપવા માટે ખોટી વાત

કહી કે, "હે સ્વામિની! જરા ધીરજ રાખો. તેનો પત્તો મેં મેળવ્યો છે અને અવસરે હું આપને જણાવીશ." આટલું સાંભળી કંઈક મંદ હાસ્ય કરતાં તેણે મને કંદોરો આપ્યો. આ સમયે તેની માતાએ ત્યાં આવીને કહ્યું, "હે પુત્રી વિલાસવતી! તું વીણાની કળા તૈયાર કર, કારણ કે તારા પિતાજીએ કહેવરાવેલ છે કે, 'આજે તારે વીણા-વિનોદ કરાવવો.' ત્યારે વડીલ-વર્ગની આમન્ત્રણાથી કહ્યું કે, જો એમ છે, તો વીણાચાર્યને બોલાવો.

## ભવનોદ્યાનમાં ઉભય-મિલન

આ સમયે હું (અનંગસુંદરી) શું કરવું એ વિષયમાં મૂંઝાએલી હતી. વિલાસવતીએ મને રજા ન આપી હોવા છતાં હું રાજમંદિરમાંથી નીકળી હું મારા ઘરે આવી. ઘણી તપાસ કરી, પણ તેના સમાચાર ન મળ્યા. હવે હું સ્વામિનીને શો જવાબ આપીશ? એવી ચિંતારૂપી પિશાચિકા મારા પર ચડી બેઠી છે. મારા ઉદ્વેગનું આ કારણ છે. એ વખતે મેં તેને કહ્યું, "હે અનંગસુંદરી! એ ચિંતા-પિશાચિકાનો તું ત્યાગ કર. તે યુવાનને હું ઓળખું છું અને હું તેવું કરીશ, જેથી તારી સ્વામિનીને શાંતિ થશે." ત્યારે અનંગસુંદરીએ મને (વસુભૂતિને) પૂછ્યું કે, 'તું તે યુવાનને કેવી રીતે ઓળખે છે?' મેં કહ્યું કે, "તે મારો જીવિતાધિક મિત્ર છે, અથવા મારો માલિક છે, માટે જાણું છું. અને તે શ્વેતાંબી નગરીના યશોવર્મા મહારાજાનો પુત્ર સનત્કુમાર છે, તેની સાથે અમે અનંગનંદન નામના ઉદ્યાનમાં ક્રીડા કરવા જતા હતા, ત્યારે તેણીએ ઉપરથી બકુલ-માળા નાખી અને તેણે બહુમાન પૂર્વક સ્વીકારી." અનંગસુંદરીએ કહ્યું, "જો એમ જ છે, તો તમારા સ્વામીને કેવા પ્રકારના ગણવા કે જે સ્વામિનીનું હૃદય જાણીને આમ ઉદ્યમ વગરના બેસી રહ્યા છે!" મેં જવાબ આપ્યો કે, નિરૂદ્યમી બેસી નથી રહ્યા. પણ ઉપાય વિચારે છે કે 'કયા અનિંદિત ઉપાયથી મેળાપ કરવો?" અનંગસુંદરીએ કહ્યું, 'સમાન રૂપ, સમાન અનુરાગ અને સમાન કુલવાળી કન્યાનું હરણ કરવું; તે જ તેને મેળવવા માટેનો અનિંદિત ઉપાય છે.' મેં કહ્યું, "એમ ન બની શકે, પરંતુ મહારાજાને સનત્કુમાર ઉપર અત્યંત સ્નેહ છે, તેને રાજમહેલમાં દરેક જગ્યાએ જવા-આવવાની છૂટ છે. મહારાજા બહુમાન-પૂર્વક-જીવન-ખર્ચ પણ મોકલાવે છે. તેથી કરી હરણ કરવાનો ઉપાય શા માટે કરવો? માટે આ વૃત્તાન્ત સ્વામિનીને જણાવ અને ઉપાય વિચાર કે બંનેને પરસ્પર દર્શનનો યોગ્ય કેવી રીતે બને?" અનંગસુંદરીએ કહ્યું કે, "દર્શનનો ઉપાય હું જણાવીશ અને હું એ પ્રમાણે ગોઠવણ કરીશ કે સ્વામિનીને મહેલના ઉદ્યાનમાં ફરવા લાવીશ. તમે પણ કુમારને સાથે લઈ ત્યાં નજીકમાં જ ફરવા આવજો. વળી વસુભૂતિએ સનત્કુમારને કહ્યું, "તે વાત કબૂલીને હું આવ્યો છું, હવે તમે કહો તેમ કરીએ."

## ઉદ્યાનમાં એક સમયે સર્વ ઋતુઓનો સમાગમ

આ સર્વ હકીકત સાંભળી મોહદોષથી હું (સનત્કુમાર) સર્વ સુખના પારને પામી ગયો હોઉં તેવા વિશાળ આનંદનો મને અનુભવ થયો. પ્રીતિ માફક પ્રીતિ પામ્યો. ધૃતિ

માફક ધૃતિનું અવલંબન કર્યું. ઉત્સવ કરવા માફક મારો ઉત્સવ કર્યો. આવા સુખના શુભ સમાચાર લાવનાર મિત્ર વસુભૂતિને મેં સુવર્ણનાં બે કડાં આપ્યાં અને કહ્યું કે, "હે મિત્ર! હું તને અપ્રમાણ કરતો નથી. નક્કી કરેલા સમયે તે ઉદ્યાનમાં અમે[૧] બંને ગયા. વનસ્પતિ અને વૃક્ષ-શાસ્ત્રના નિષ્ણાત પુરુષોએ પૂરેલા દોહલા અનુસારે સર્વ ઋતુ યોગ્ય દરેક પ્રકારનાં પુષ્પ, ફળ, પત્રાદિક ખીલેલાં હતાં, એવી સર્વ ઋતુઓનો સમાગમ આ ઉદ્યાનમાં એક જ સમયે થતો હતો. પ્રથમ તિલક, અશોક અને સિન્દુવાર વૃક્ષની મંજરીનાં ખીલવાથી મનોહર વસંત, ત્યાર પછી ખીલેલા સુગંધી બટમોગરાનાં પુષ્પોથી શોભિત ગ્રીષ્મ, ત્યાર પછી કદંબ-પુષ્પની ગંધથી વાસિત વર્ષાઋતુ, ત્યાર પછી હાથીના મદની ગંધથી વાસિત સપ્તચ્છદનાં પુષ્પો ઉગાડનાર શરદઋતુ, ત્યાર પછી પીળા રંગની પ્રિયંગુ-મંજરીનાં બનાવેલાં આભૂષણવાળી હેમંત, ત્યાર પછી કુન્દ-પુષ્પરૂપ મહાદેવના હાસ્ય-સરખો શિશિર-સમય; આ દેખી મેં ચિંતવ્યું કે, અહો! મનુષ્યલોકમાં ઉદ્યાનની શોભા દુર્લભ છે.

## વિલાસવતીના રૂપનું વર્ણન

ત્યાં થોડો સમય બેઠા, એટલામાં અનંગસુંદરી આવી. તેણે કહ્યું, 'હે કુમાર! આપ આ ચંદન-લતાગૃહમાં પધારો. એટલે મેં વસુભૂતિના વદન તરફ જોયું. તેણે કહ્યું, 'તેણી જે કહે તેમ કરો.' એટલે અમે ચંદન-લતાગૃહમાં ગયા. ત્યાં મેઘ વચ્ચેથી બહાર નીકળતી તારાગણથી પરિવરેલ, ચંદ્રપ્રિયા-કૌમુદી સરખી વિલાસવતીને જોઈ. તે કેવી હતી? કલહંસીઓથી પરિવરેલી રાજહંસિકા સરખી, મોટાં મુક્તાફળવાળી સમુદ્ર-ભરતી-સરખી, લાવણ્યમય પયોધરવાળી, ઋતુલક્ષ્મીથી પરિવરેલ રતિ-સરખી, ચિત્તાનુકૂલ અનુરાગી ચતુર સખીઓની વચ્ચે બેઠેલી, લાલ કમળથી અધિક શોભાવાળા કાચબા સરખા ઉન્નત પુષ્ટ, સરળ કોમળ આંગળીઓથી શોભિત, નસો ન દેખાતી હોવાથી મનોહર, નિર્મળ નખકિરણોના પ્રકાશ-મંડળથી યુક્ત, રાગને હૃદયમાં પ્રવેશ કરવાનો યોગ ન મળ્યો હોય, તેમ પૂર્વમેવા મેળવવાના ઉપાયમાં ચતુર અલતાના રાગે અંગીકાર કરેલા બે ચરણ-કમળવાળી, ચરણ-કમળને અનુરૂપ પ્રસન્નતા કરનાર સુકુમાર કેસરથી ન રંગેલ છતાં તેવા વર્ણયુક્ત જંઘાવાળી, કામદેવને બાણ રાખવા માટેના બે ભાથા સરખા હાથીની સૂંઢ સરખા કમસર ગોળ લગોલગ બે સાથળવાળી, તપાવેલા સુવર્ણથી ઘડેલી હોય તેમ પુષ્ટ નિર્મલ મણિ-જડિત મેખલાના આભૂષણયુક્ત કામદેવના ભવન-સરખા વિસ્તીર્ણ નિતંબ-બિંબવાળી, સમગ્ર ત્રૈલોક્યના લાવણ્યરૂપ જળાશય હોય તેના સરખા સ્વભાવથી ગંભીર નાભિમંડળવાળી, કામદેવની ધનુષ્ય-લેખાનો વિભ્રમ (ઝાંખી) કરાવનાર, શરીરના મધ્યભાગને શોભાવનાર રોમરાજીવાળી, યૌવનારોહણ

૧ વાચકે એ ખ્યાલ રાખવાનો છે કે સનત્કુમાર આચાર્ય પોતાને વૈરાગ્ય કેવી રીતે થયો! તે સર્વ હકીકત જયકુમારને કહી રહેલા છે.

કરવા માટે પગથિયા સરખી ત્રિવલીયુક્ત મધ્ય ભાગવાળી, કન્યા-યોગ્ય લાવણ્યાતિશયવાળા વિશાળ સ્તન-મંડળવાળી, સુપ્રતિષ્ઠિત બાહુલતાયુક્ત, અશોકવૃક્ષના નવીન લાલપત્રનો ભ્રમ કરાવતી સુપ્રશસ્ત રેખાઓથી શોભતી હથેલીવાળા, માણિક્ય-રત્નજડિત સુવર્ણના કંકણ પહેરેલ, અનુચિત કાર્ય ન કરનાર એવા હસ્ત-કમળવાળી, ચોતરફ સર્વથા ગોળ મહાકીમતી મુક્તાફળોના ત્રિસેરા હારથી અલંકૃત કંઠવાળી, લાલ જાસુદ-પુષ્પ સરખા સ્વભાવથી અરુણવર્ણવાળા હોઠથી શોભતી, મોગરાના પુષ્પની ઉજ્જવલ કાંતિને જિતનાર, બહાર નીકળતા કિરણ-સમૂહથી શોભતી દંત-શ્રેણીવાળી, સ્વભાવથી રમણીય ઊંચી નાસિકાવાળી, કાંતિપૂર્ણ ચંદ્રબિંબ કરતાં અધિક શોભાવાળાં ગંડતલ-ગાલોથી શોભતી, નવીન કમળપત્ર-સરખી પાંપણયુક્ત, દેખનારના મનને આહ્લાદજનક નયન-યુગલવાળી, ચંદ્ર-ગ્રહણ સમયના ચંદ્ર સરખા અતિ ચળકતા શ્યામ ઘાટિલા કેશથી આકુળ કપાળ-પટ્ટવાળી, માલતી પુષ્પમાળાની સુગંધથી ખેંચાયેલી વાચાળ ભ્રમર-પંક્તિથી વ્યાપ્ત કેશ-કલાપવાળી, ત્રણ ભુવનના સર્વસુંદર પરમાણુઓ એકઠાં કરી બનાવેલ હોય તેમ અનુપમ રૂપ-શોભાને વહન કરતી, હાસ્ય કરતી સખીઓ જેને કથા-પ્રબંધો કહી રહેલી છે, નિર્મળ માણિક્યાદિ રત્ન-જડિત સુવર્ણાસન પર બેઠેલી વિલાસવતીને મેં દેખી. ત્યાર પછી મોહઅંધકાર-દોષથી પરમાર્થને ન સમજતાં હૃદય આકર્ષાવા લાગ્યું. બે બાહુ ફરકવા લાગ્યા અને હું વિચારવા લાગ્યો. સુરસુંદરીના રૂપની તુલના કરનાર આનાં આવાં રૂપનું નિર્માણ કરીને નક્કી માનું છું કે વિધિને પણ પોતાનામાં બહુમાન પ્રગટ થયું હશે. કામદેવને ધનુષ્ય ખેંચવામાં નિર્બળ જાણીને વિધિએ લોકોનાં હૃદયને ભેદી શકે તેવી હાથની ભાલી-સરખી આને બનાવી જણાય છે.

## દર્શન અને વિયોગ

અને સમયે હું તેની દૃષ્ટિના વિષયમાં આવ્યો. સ્નેહથી લાલ, કાળી અને ઉજ્જવલ ચલાયમાન કીકીવાળાં નયનોથી તેણે મને નીરખ્યો. શરમાતી હોય તેમ ન કહી શકાય તેવી અવસ્થાનો અનુભવ કરતી તે ઊભી થઈ. અનંગસુંદરીએ કહ્યું કે, 'કામદેવનું સ્વાગત હો.' મેં પણ પ્રત્યુત્તર આપ્યો કે, ' વસંત-લક્ષ્મીનું સ્વાગત હો.' 'સુંદરી ! હવે શરમ છોડી દો.' તે સમયે અનંગસુંદરીએ કુમારને તે આસન બતાવીને કહ્યું કે, આપ અહીં બિરાજમાન થાવ. વિલાસવતીએ વાપરેલું આસન હોવાથી બહુમાન કરતો હું ત્યાં બેસી ગયો. સુવર્ણમય રકાબીમાં તંબોલ ધર્યું, તે ગ્રહણ કરી મેં કહ્યું કે, 'રાજપુત્રી પણ બેસી જાય.' એટલે તે બેસી ગઇ. થોડીવાર બેઠા એટલામાં મિત્રભૂતિ નામનો કન્યા-અંતઃપુરનો રખેવાળ આવ્યો, તેણે મને પ્રણામ કર્યા. મેં પણ સામે કર્યા. તેણે કહ્યું, " હે વિલાસવતી! મહારાજા કહેવરાવે છે કે, વીણા-પ્રયોગો બધા વીસરાઈ ગયા છે, એથી ગઈ કાલે મને કોપ થયો હતો. તો હવે આજ જલદી યાદ કર, આજે તારે વીણા વગાડવાની છે. " ત્યાર પછી "જેવી પિતાજીની આજ્ઞા. એમ કહી જલ્દી ત્યાંથી નીકળી અને સેવક સાથે સ્નેહવાળાં લાલ,

શ્યામ અને ઉજ્જ્વળ નયનો વડે નહીં નીરખતી, પણ કીકીઓ ઢાંકી રાખીને કુમારને જોતી મંદ ગતિથી ચાલતાં કંદોરાના ઘૂઘરીવાળા ઝૂમખાને હાથથી પકડી અવાજ ન થવા દેતી, કામના બાણના ઘાતથી ભય પામી હોય તેમ ધ્રુજતી તે ભુવનમાં પહોંચી.

## સ્નેહ-સામગ્રીની આપ-લે

ત્યારે વસુભૂતિએ કહ્યું, "હે મિત્ર! વિલાસવતી વગર એકલા અહીં બેસી રહેવાથી શું? માટે ચાલો અહીંથી જઇએ." બહાર ગયા એટલે ઉદ્યાનના દરવાજા પાસે રહેલી અનંગવતી નામની રાજપત્નીએ મને જોયો મદન અકાર્ય આચરણ કરનાર હોવાથી તેણીને મારા પ્રત્યે સ્નેહાભિલાષ થયો. અમે અમારે ઘરે ગયા. સંધ્યા-સમયે વિદ્યાધર-બંધથી ગૂંથેલાં સિન્દૂર-પુષ્પો તથા વિલેપન તથા તંબોલ વગેરે સ્નેહવર્ધક સામગ્રી લઇને આવેલી અનંગસુંદરીએ કહ્યું કે, "હે કુમાર! સ્વામિની વિલાસવતીએ વિનંતી કરી છે કે, આ સિન્દૂર-પુષ્પો વગેરે આર્યપુત્રે જરૂર વાપરવાં. આ ભેટ સ્વીકારવાથી મારી ઇચ્છા પૂર્ણ થશે." એમ વિચારી 'જેવી દેવીની આજ્ઞા' એમ બોલતાં પુષ્પમાળા લઈને મસ્તકે સ્થાપન કરી. પોતે પહેલાં વિલેપન કરેલ છતાં પ્રિયતમાના બહુમાનથી ફરી વિલેપન કર્યું. પાન-બીડું મુખમાં મૂક્યું. વચમાં વસુભૂતિ બોલ્યો, "અરે અનંગસુંદરી! પ્રિય મિત્રનો વિનય તેં જોયો?" તે બોલી, "આવા પ્રકારના પુરુષમાં વિનય હોય, તે આશ્ચર્ય નથી." થોડો સમય વાતચીત કરી અનંગસુંદરી જવા તૈયાર થઈ એટલે મેં ભુવનસાર નામનો હાર તેને માટે મોકલાવ્યો. એથી હર્ષિત વદનવાળી 'સ્વામિનીના મનોરથો પૂર્ણ થયા' એમ વિચારતી તેણીને કુમારે કહ્યું કે, 'આ તારું જ ઘર છે, તેથી અહીં આવવામાં આળસ કે સંકોચ ન કરવો.' એટલે 'જેવી કુમારની આજ્ઞા' એમ કહી અનંગસુંદરી ગઈ. બંનેના અનુરાગ વૃદ્ધિ પામે તેવી રીતે કેટલાક દિવસો પસાર થયા.

## અનંગવતીનો અનંગ-જ્વર

કોઈ સમયે રાજકુળમાંથી હું બહાર જતો હતો ત્યારે કોઈ દાસીએ મને કહ્યું, "હે કુમાર! મહારાણી અનંગવતી કહેવરાવે છે કે, 'જો આપને હરકત ન હોય, તો મારે ત્યાં પધારજો.' મહારાજાને પોતામાં વિશ્વાસ હોવાથી અને 'અંબાની આજ્ઞા માનવામાં હરકત ન હોય' એમ માની હું અનંગવતી પાસે ગયો. બારણામાં પ્રવેશ કરતાં જ મારી ડાબી આંખ ફરકી. ત્યાં જવામાં શું અનિષ્ટ થવાનું છે? એમ વિચારતો હું ત્યાં ગયો. ડાબી હથેળીમાં મ્લાનપત્ર-લેખાવાળું વદન-કમલ સ્થાપન કરીને બેઠેલી તેને મેં જોઈ. આદર-પૂર્વક પ્રમાણ કર્યા, એટલે ભાંગી-તૂટી ભાષામાં ન સમજાય તેમ 'કુમારનું શરણ છે, મારું રક્ષણ કરો' એમ તે બોલી. મેં પૂછ્યું, 'હે માતાજી! આપને કોનો ભય છે?' ત્યારે મદન-વિકાર-પૂર્ણ દૃષ્ટિથી મારા તરફ નજર કરી કહ્યું, "હે કુમાર! કામદેવથી મને બચાવો, જ્યારથી મારા મહેલના ઉદ્યાનમાંથી બહાર નીકળતાં તને મેં દેખ્યો, ત્યારથી માંડી કામદેવ પાંચ બાણવાળો હોવા છતાં દશ-કરોડ બાણવાળો થયો છે, તો હૃદયથી

અર્પણ કરેલ તારા ગુણથી (શ્લેષાર્થ દોરાથી) બાંધેલા, અનુરાગથી પકડી રાખેલા, મદન-બાણથી ઘવાએલા, આ મારા દેહનો ઉપભોગ કરી શાન્ત કર. તે જ પુરુષો શક્તિમાન ગણાય, જે પ્રાર્થના કરનાર પ્રત્યે વત્સલતાવાળા હોય, આવી પડેલા કાર્ય-સમયે ભવિષ્યનો વિચાર નથી કરતા, પણ દીન અનાથનો ઉદ્ધાર કરે છે, બીજાના મનોરથો પૂર્ણ કરે છે, શરણે આવેલાનું રક્ષણ કરે છે. માટે આ કામદેવથી મારું રક્ષણ કરો."

## રાણીને કુમારની હિત-શિક્ષા

આ વાત સાંભળતાં જ હું વીજળી પડવાથી બળતો હોઉં, શૂળીથી ભેદાયો હોઉં, મર્મસ્થાનમાં ભરાયો હોઉં, જીવિતથી મુક્ત થયો હોઉં, એવું મહાદુઃખ પામ્યો. તે સમયે 'વિષયાધીનોને કંઇ પણ અકરણીય નથી.' એમ વિચારી મેં કહ્યું, 'હે માતાજી! ઉભય લોક-વિરુદ્ધ આ અનાર્ય-સંકલ્પ છોડી દો. તમારા મહાકુળનો વિચાર કરો. મહારાજના ગુણો તરફ નજર કરો. સંકલ્પ-યોનિવાળો અને નરકની એક દિશા તરફ ખેંચી જનાર આ કામ છે; એનો ત્યાગ કર્યા સિવાય તે શાન્ત થતો નથી. તમને માત્ર વંદન કરવા સિવાય મારા શરીરનો બીજો ઉપયોગ નથી. શક્તિવાળા તે જ પુરુષો કહેવાય, જે ધર્મનો ત્યાગ ન કરે, શીલનું ખંડન ન કરે, આચારનું ઉલ્લંઘન ન કરે, નિંદાપાત્ર કાર્યો ન કરે, ઉચિતમાં મુંઝાય નહિ, કામથી રક્ષણ કરવું હોય તો વિવેક-બખ્તર વગર થઈ શકે નહિ. હવે જો હું તમને ખરેખર વહાલો હોઉં તો કહો કે ક્ષણિક સુખ ખાતર કદાપિ ઓલવાય નહિ, એવા અગ્નિજ્વાળા-સરખા ભયંકર નરકમાં મને શા માટે ધકેલો છો? અવિવેકી લોકને બહુમાન્ય એવી આ વિષયાભિલાષાનો ત્યાગ કરો. તમે તો મારાં પૂજ્ય છો, માટે હું આમ કહું છું. કહ્યું છે કે :-

"પાપ કરનાર સ્વામી કે મિત્રને જે અનુસરે છે, તે નરકે પ્રયાણ કરનારને બાણની માફક સીધો માર્ગ બતાવે છે." આ વખતે લજ્જાથી શરમિંદા-વદનવાળી અનંગવતીએ કહ્યું, "હે કુમાર! સારું સારું, તારો વિવેક સુંદર છે. મેં પણ રૂપ અને શીલ પરસ્પર વિરોધવાળાં છે-એ લોકવાદ સાચો છે કે કેમ? તે જાણવા પૂરતું આમ કર્યું હતું, પરન્તુ પરમાર્થથી નહિ; માટે હવે કુમાર! ભલે જાવ, એમ કહ્યું. પછી હું તેના ચરણ-યુગલમાં પ્રણામ કરી નીકળ્યો. અને મારા વાસઘરે આવ્યો. થોડા સમય બાદ રાજાના બીજા હૃદય સરખો વિનયંધર નામનો રાજ્યઅધિકારી આવ્યો અને કહ્યું કે, 'હે કુમાર! આપને એકાંતમાં કંઈક કહેવાનું છે, મેં વસુભૂતિ વગેરે મિત્રો તરફ નજર કરી, એટલે તેઓ બહાર ગયા.

## વિનયંધર પોતાની ઓળખ આપે છે

"હે કુમાર! આપ સાવધાનીથી સાંભળો-

આપના પિતાના રાજ્યમાં સ્વસ્તિમતી નામનું ગામ છે. ત્યાં વીરસેન નામનો કુલપુત્ર છે, જે દાન દેવામાં અત્યંત વ્યસની, અભિમાન-ધનવાળો, દયાળુ, શૂરવીર, ગંભીર અને શરણાગતનું જીવના જોખમે રક્ષણ કરનાર, કલ્પવૃક્ષની માફક પોતાના જન્મને

પરોપકાર કરવામાં સફળ માનનાર હતો. તેનો કેટલોક કાળ પસાર થયો. તેની પત્ની ગર્ભવતી થઈ એટલે તેને લઈ મોટા પરિવાર સાથે તેના પીયર જયસ્થલ નામના નગર તરફ તેણે પ્રયાણ કર્યું. ચાલતાં ચાલતાં વચમાં શ્વેતાંબી નગરી આવી. ત્યાં બહાર પડાવ નાખ્યો. તે સમયે જેના મોંમાં શ્વાસ ભરાઈ ગયો હતો, ભયથી આંખ ચકિત થઈ ગઇ હતી, જેના પ્રાણુ કંઠે આવી ગયા હતા, તેવો ઉતાવળો ઉતાવળો કોઇ કુલપુત્ર ત્યાં આવી પહોંચ્યો અને કહ્યું, 'હે આર્ય! હે આર્ય! મને બચાવો, બચાવો, તમારે શરણે આવેલો છું.' કુલપુત્રે કહ્યું, હે ભાગ્યશાળી! તું નિર્ભય થા. મારા શરીરમાં પ્રાણુ છે, ત્યાં સુધી કોઈ તારો વાળ વાંકો નહિ કરી શકે.' તેની પત્નીએ કહ્યું, 'હે આર્યપુત્ર! આમ ન કહો, કદાપિ ગુનેગાર હશે તો?' કુલપુત્રે કહ્યું, 'હે સુંદરી! નિર્દોષ માણસ શરણુ લેવા આવે ખરો? માટે જે થવાનું હોય તે થાય.' મેં શરણુ આપ્યું છે. મેં તેને કહ્યું, હે ભદ્ર! બેસ.' ત્યારે શરણાર્થીએ કહ્યું, હે આર્ય! યમરાજાના હાથીએ ચગદેલાં મૃગ-ટોળાંની માફક મારાં અંગો સીદાય છે. ભયવાળી સ્ત્રીના હૃદયની માફક મારા સાથળો કંપે છે. જેમ સજ્જનની વાણી પારકી નિંદા કરવા માટે આગળ ન વધે, તેમ મારી ગતિ અટકી ગઇ છે. માગણુ લોકોનાં વચનોની માફક ચરણો પગલે પગલે સ્ખલના પામે છે. વિજયવર્મા રાજાના અધિકારીઓ યમરાજાની જેમ નજીક આવી રહેલા છે.' કુલપુત્રે કહ્યું, 'હે ભદ્ર! તું નિર્ભય થા. મારા પ્રાણુ છે ત્યાં સુધી તને કોઈ આંગળી પણુ નહિ બતાવી શકે, માટે ખેદ છોડ; તું બીજા મકાનમાં બેસ.' એ વખતે રાજ્યાધિકારીઓ આવી પહોંચ્યા તેઓએ આવી કહ્યું, "ઓ પાપકર્મ કરનાર! રાજાની આજ્ઞાનું ઉલ્લંઘન કરી હજુ તું જીવતો છે!' કદાચ તું પાતાળમાં જાય, પ્રયત્નથી ઇન્દ્રને શરણે જાય, સમુદ્ર-પાર જાય, તો પણુ હવે જીવતો રહી શકવાનો નથી." કુલપુત્રે કહ્યું કે, 'હે ભાગ્યશાળી! તેણે શું કર્યું છે?' તેઓએ કહ્યું કે, "પારકું દ્રવ્ય ચોરીને રાજાની આજ્ઞાનો ભંગ કર્યો છે." કુલપુત્રે કહ્યું; 'હે ભાગ્યશાળી! શરણાર્થીનો ત્યાગ અને ચોરનું રક્ષણુ એ બંને પરસ્પર વિરુદ્ધ છે જ, છતાં ખરી હકીકતથી હું અજાણુ હતો અને તેનું શરણુ મેં સ્વીકાર્યું છે. હવે આ સંયોગોમાં તમે કહો તેમ કરું', તેઓએ. કહ્યું, 'હે કુલપુત્ર! જો અમને પ્રમાણુભૂત ગણુતા હો, તો આ પાપકર્મ કરનારને અમને સોંપી દો. મહારાજાના કોપાગ્નિની જ્વાળામાં પતંગિયા બની બળી ન જાવ.' કુલપુત્રે કહ્યું કે, 'આ શરણે આવેલાને સોંપી દેવો, તે સજ્જન પુરુષનો માર્ગ નથી.' તેઓએ કહ્યું, 'જો એમ છે તો હવે તેનું રક્ષણુ કરો, અમે બળાત્કારથી લઈ જઇશું'., તેણે કહ્યું, 'મારા પ્રાણોની હાજરીમાં કોણુ એને પકડી શકે?' એમ કહી તરવાર માગી; તેનો પરિવાર પણુ લડવા તૈયાર થઇ ગયો. એટલે રાજપુરુષોએ વિચાર્યું કે, રખેને વળી આ અપરાધી બને' એમ વિચારી મહારાજાને હકીકત જણાવી. રાજાએ કહ્યું કે, 'રાજ-આજ્ઞા-ભંગ કરનાર અને મારા શરણે આવેલાનું રક્ષણુ કરું છું-એમ કહેનારનો જલ્દી વધ કરો.' એવો રાજાનો હુકમ થયો અને વધારે લશ્કર આવ્યું. કુલપુત્રના રહેઠાણુ ફરતાં રાજાના ચોકીદારો ગોઠવાઈ ગયા અને યુદ્ધ શરૂ થયું.

એ જ સમયે અશ્વ-ક્રીડા કરી પાછા ફરેલા મહારાજાના પુત્ર યશોવર્મા દેવ મોટા અશ્વસ્વારોના પરિવાર સાથે આવી પહોંચ્યા. તેણે પૂછ્યું, 'અહીં આ શી ધમાલ છે ?' રાજપુરુષોએ હકીકત જણાવી. રાજપુત્રોએ કહ્યું, 'મને માર્યા સિવાય શરણાગતને કોણ મારી શકે ? એમ પિતાજીને નિવેદન કરો.' પિતાજીને જણાવ્યું, એટલે તેમણે યુદ્ધ બંધ કરાવી સર્વને શાન્ત પાડયા. કુમારે બહુમાનપૂર્વક કુલપુત્રને 'નિરાંતે જા' એમ કહી વિદાય કર્યો. કુલપુત્ર ચોરને અર્ઘ્ય આપી, સત્કાર કરી, શિખામણ આપી આગળ ચાલ્યો. બે મહિના સુધી પ્રયાણ કર્યું અને જયસ્થળે પહોંચી ગયા. તેની પત્નીને પ્રસૂતિ થઈ, પુત્ર જન્મ્યો. "હે કુમાર ! તે જ હું પોતે વિનયંધર છું એવી રીતે સકલ જીવોના ઉપકારી હોવા છતાં તમારા પિતાનો અમારા પિતા-માતા અને મારા ઉપર વિશેષથી ઉપકાર છે." પછી કુમારને કારણ જણાવ્યું—

## અનંગવતીની કપટ-જાળ અને રાજાની નિર્વિવેકી આજ્ઞા

આજે ઈશાનચંદ્ર રાજા અશ્વક્રીડા કરીને અનંગવતીના નિવાસસ્થાને ગયા, ત્યારે તેણે નખના ઉઝરડા પડેલા મુખવાળી તથા આંસુથી ધોવાઈ ગએલ કપોલ-પત્રલેખાવાળી અનંગવતીને જોઈ. રાજાએ પૂછ્યું, 'હે સુંદરી ! આ શું થયું ?' તેણે જવાબ આપ્યો કે, 'શીલ રક્ષણ કરવાનું આ ફળ.' રાજાએ કહ્યું કે, 'હે સુંદરી ! યમરાજાએ કોને યાદ કર્યો છે ?' રાણીએ જવાબ આપ્યો કે, "મેં આપને પહેલાં વિનંતિ કરી ન હતી કે, આવા સંબંધ વગરના પ્રલાપથી સર્યું. આ સનત્કુમાર મને ઘણા સમયથી પ્રાર્થના કર્યા કરે છે, મેં તેની પ્રાર્થનાનો સ્વીકાર ન કર્યો, એટલે આજે પોતે આવીને પોતાના ઈષ્ટ મનોરથ સિદ્ધ ન થયા, એથી મને આવી કદર્થના કરી." એટલે મહારાજાએ કોપાયમાન બની મને આજ્ઞા કરી કે, 'હે વિનયંધર ! કુળને કલંકિત કરનાર એ દુરાચારીને જલ્દી યમરાજાનો પરોણો બનાવ.' મેં કહ્યું, 'જેવી મહારાજાની આજ્ઞા.' ફરી કહ્યું કે, 'એવી રીતે મારી નાખવો, જેથી કોઈને પણ તે વાતની ખબર ન પડે.' મેં વિચાર્યું કે, 'મને ભયંકર કાર્ય સોંપ્યું. રાજાની સેવા આવા ફળવાળી છે. ખરેખર તેઓને ધન્ય છે, કે જેઓ દુર્જન-રહિત તપોવનમાં વાસ કરે છે. હા ! હવે અહીં મારે શું કરવું ? દીર્ઘ આયુષ્યવાળો કોઈ પણ પ્રકારે મારાથી ન મરાય તો બહુ સારું.આ ચિન્તારૂપી પિશાચિણી મને વળગી હતી. તો પણ 'દેવની આજ્ઞા તોડવી નથી.' એમ વિચારી આ કાર્ય માટે પ્રયાણ કરતો હતો, એટલામાં તો રણ-પ્રદેશમાં જ કોઈને છીંક આવી, એટલે રોકાયો. સિદ્ધાદેશ નામના નિમિત્તિયાએ કહ્યું કે 'હે ભદ્ર ! વિનયંધર ! જવાની ઢીલ ન કર, આ સૌમ્યા નામની સાતમી છીંક આરોગ્ય-ફળવાળી તથા હવે જેનાથી અપૂર્વ અર્થ-લાભ થવાનો છે-એવી આ છીંક છે. તે પ્રમાણે પૂર્વ-મહર્ષિઓએ કહ્યું છે :—

"पतिसेहमजत्तं वा हाणिं वुड्ढिं खयं असिद्धिं वा ।
आरोग्गमत्थ-लाभं छीयंमि पयाहिण-दिसासु ॥"

"જમણી બાજુ પ્રથમ છીંક સંભળાય, તેમાં પ્રતિષેધ, બીજીમાં અપ્રયત્ન કે અપ્રયાણ, ત્રીજી હાનિ કરનાર, ચોથી વૃદ્ધિ કરનાર, પાંચમી ક્ષય કરનાર, છઠ્ઠી અસિદ્ધિ કરનાર, અને સાતમી છીંક આરોગ્ય તથા ધન-લાભ કરનાર થાય છે."

માટે આ સાતમી છીંક આરોગ્ય કે અર્થ-લાભ કરનાર થાય છે, તે નિમિત્ત-બળથી હું જાણી શકું છું. રાજાનો હુકમ નિર્દોષ વસ્તુ સંબંધી વિરુદ્ધ આદેશવાળો છે, તેમ તને પણ તે હુકમ ગમતો નથી. તું ચિંતા ન કર. જેમ તું ઇચ્છીશ, તેમ તેનું પરિણામ આવશે. હવે તું જલ્દી પ્રયાણ કર, નહીંતર ખરાબ પરિણામ આવશે. પછી મેં વિચાર્યું કે, 'અનેકને વિશ્વાસ કરવા યોગ્ય આ નિમિત્તિયો છે. આ પ્રયોજન આવા પ્રકારનું છે. રાજાને કોપ માત્ર રાણીની વિજ્ઞાપનાથી થયો છે.' રાજાએ આગળ-પાછળનો વિચાર કર્યો નથી. સર્વથા આ વિષમ કાર્ય આવી પડયું છે.' એમ ચિંતવતો હું પોતાના ઘરે ગયો. 'હા ! હવે કયો ઉપાય ?' એમ ઉદ્વેગથી ઘેરાયો. મને ઉદ્વેગવાળો દેખવાથી માતાએ પૂછયું કે, 'મનમાં કંઈ ઉદ્વેગ છે કે શું ? માતા કરતાં અધિયાતું બીજું વિશ્વાસુ સ્થાન કયું ગણાય ?' એમ ધારી તેમને હકીકત જણાવી. માતાએ કહ્યું કે, હે પુત્ર ! આ કાર્ય કોઈ રીતે તારે ન કરવું, આ આપણા કુલનો ઉપકારી છે.' એમ કહી માતાએ પુત્રને પૂર્વનો ઉપકાર જણાવ્યો. આ હકીકત હોવાથી હવે 'કુમાર કહે તે પ્રમાણ.'

## વિનયંધરનો વસવસો

રાજાએ એકાંતમાં કોઈ ન જાણે તેવી રીતે સનત્કુમારને મારી નાખવા માટે મોકલેલ વિનયંધર સુભટ આમ કહ્યા પછી મૌનપણે ઊભો રહ્યો. મેં મનમાં વિચાર્યું કે, "સ્ત્રીઓ કેવી માયાવી હોય છે ! અથવા તો સ્ત્રીઓ સર્પની ગતિ માફક કુટિલ હૃદયવાળી હોય છે, વીજળીની માફક ક્ષણિક સ્નેહવાળી હોય છે. નદીની માફક બંને[1] કુલનો ઉચ્છેદ કરનારી હોય છે. સ્ત્રી, પરિગ્રહના સંગવાળી પ્રવ્રજ્યાની માફક, (પત્ની) ધર્મ નહિ સમજેલી, અથવા જેના હૃદયમાં હજુ ધર્મનો સ્પર્શ થયો નથી, તેવી હિંસા જેવી જીવલોકથી નિંદિત છે, અથવા તો એ ચિંતાથી મને સર્યું. આ સ્ત્રીઓ અવિવેકની બહુલતાવાળી, વિષય-વિષની અભિલાષા કરનારી હોય છે. બીજું મહારાજાએ તેણીએ કહેલી વાત સાચી કેમ માની લીધી ? અથવા તો મારી યૌવન અવસ્થા એવા પ્રકારની છે કે, જેથી આમ થવું સંભવિત ગણાય. અવિચારી કાર્ય કરનાર યૌવન હોય છે. મહારાજને તેના પ્રત્યે અનુરાગ છે હવે આ વિષયમાં શું કરવું યોગ્ય ગણાય ? અથવા તો યથાસ્થિત બનેલી હકીકત મહારાજાને જણાવું, જો એમ થાય, તો એ બિચારીને મહારાજા જીવતી રહેવા ન દે, અને

[1] નદી પક્ષે બંને કિનારા, કુલો-સાસરાનું અને પિયરનું

તેથી તેનું યથાર્થ હિત ન થાય. બીજાને અનર્થ શા માટે કરવો? સાચી વાત નહીં પ્રગટ કરીશ, તો મારા કુળને કલંક લાગશે. મલિનતા ભલે થાય, પણ મારાથી બીજાને પીડા ન થવી જોઈએ."–એમ વિચારી રહ્યો હતો, ત્યારે વિનયંધરે કહ્યું "હે કુમાર! આપ આજ્ઞા કરો કે, મારે શું કરવું?" મેં કહ્યું, "હે ભદ્ર! તું તો રાજાનો તાબેદાર સેવક છે, માટે રાજ–આજ્ઞાનો અમલ કર. કુલને કલંકિત કરનાર મારા સરખા દુરાચારીને જીવવાથી શો લાભ?" ત્યારે વાતની વચમાં જ રાજમાર્ગે ચાલતા શ્રીધર નામના માણસને છીંક આવી. વળી રાજમાર્ગમાં જતા કુમાર સંબંધી વાતો કરી રહેલા બ્રાહ્મણોએ મોટા શબ્દથી કહ્યું કે, "વધારે શું કહેવું? આ પુરુષ દોષિત નથી. આ વિષયમાં અમે સાચી વાત પ્રગટ કરવા માટે તપેલા લોહનો સ્પર્શ અગર તેના જેવું દિવ્ય કરીને ખાતરી કરાવી શકીએ છીએ."–એ સાંભળી વિનયંધર રાજ્યાધિકારી સુભટે કહ્યું, "હે કુમાર! તમે નિર્દોષ છો. એ વાતમાં આ નિમિત્ત જાણનારે પણ ખાતરી આપી છે, અને રાજાએ નિર્દોષ માટે ખોટી આજ્ઞા આપી છે. છીંક વગેરે નિમિત્તો તેના સાચાપણાનાં સૂચકો છે. મને એ વાત કહો કે, આ બન્યું છે કેવી રીતે? જેથી મહારાજાને હું વિનંતી કરી શકું." મેં કહ્યું, "ભદ્ર! હું શું કહું? અહીં માતા જ પ્રમાણભૂત છે" તેણે કહ્યું, "હે કુમાર! અહીં તમારો દોષ નથી, પરંતુ તેણી જ દુષ્ટ અને પાપિણી છે, એમ સામાન્યથી અમે નિશ્ચય કર્યો છે, વિશેષથી હું જાણતો નથી. હું આ હકીકત મહારાજાને જણાવીશ, એટલે તેમાંથી ખરી વસ્તુ જણાશે."–એમ બોલી વિનયંધર ઊભો થયો. મેં હાથથી પકડી કહ્યું. "હે ભદ્ર! માતાને હેરાન ન કરશો. જીવિત ચંચળ છે. એવા જીવન ખાતર વડીલોને કલેશ કરાવવો યોગ્ય નથી. વિનંયધરે કહ્યું, "હે કુમાર! તમે તો મહારાજા યશોવર્માના પુત્ર છો. આ વિષયમાં બીજું શું કરી શકાય? આ માટે જ તે પાપિણી ઉપર મને કોપ થાય છે. તમે મહેરબાની કરો અને મને છોડો, જેથી કરી આ રાણીનો ખરો વૃત્તાન્ત રાજાને નિવેદન કરું." મેં કહ્યું, "રાજાને કહેવાનો આગ્રહ છોડી દે." તેણે કહ્યું, "હે કુમાર! આ સાચી વાત મહારાજાને હું જણાવીશ જ." મેં કહ્યું, "હે ભદ્ર! જો એમ કરીશ, તો હું નક્કી આત્મહત્યા જ કરીશ." એ સાંભળી અશ્રુભીની આંખવાળો વિનયંધર ખેદ પામ્યો અને તેણે કહ્યું, "અહો! મહારાજનું અવિચારીપણું, કે આવા પુરુષરત્ન માટે આવી સંભાવના કરે છે! એમને 'દેવ' શબ્દ નવાજવા યોગ્ય નથી." મેં કહ્યું, "તું પિતાજીને દોષ ન આપ. એમાં તેમનો શો વાંક? મારાં પૂર્વે કરેલાં કર્મનું જ આ ફળ છે." પછી મહા શોકવાળા વિનયધરે કહ્યું, "જો એમ જ છે તો, હે કુમાર! મને આજ્ઞા કરો કે પાપકર્મી એવા મારે શું કરવું?" મેં કહ્યું, "હે ભદ્ર! તું હુકમ ઉઠાવનાર છો અને હું પાપકર્મ કરનાર છું; માટે રાજ–આજ્ઞાનો અમલ કર, દુષ્ટ શીલવાળા મારે જીવવાથી સર્યું." તેણે કહ્યું, "હે કુમાર! એવું ન બોલો." આવા સંબંધ વગરના વચન–પ્રયોગ કરવાથી સર્યું. ખરેખર હું દુષ્ટ શીલવાળો પાપી છું, તમે તો ધન્ય છો. સર્વ કલ્યાણના ભાજન, સમગ્ર ગુણ રત્નનું સ્થાન, સકલ જીવો માટે કલ્પવૃક્ષ-સમાન છો. વધારે કેટલું કહેવું? તમે

ત્રૈલોક્યને નિર્વૃતિ આપનાર છો. જો હવે તમારે રાજાને સાચી વાત નથી સમજાવવી અને રાણીનું રક્ષણ કરવું છે, તો પછી આ ઉપાય વિચારો કે, "આપના પ્રાણ ટકાવીને અનિંદિત મનવાળો હું મહારાજાનો અપરાધી ન બનું." ત્યારે મેં વિચાર્યું, "આ મને મારશે નહિ, ન મારવાના કારણે હું કોઈ ન જાણે તેવી રીતે વસુભૂતિને સાથે લઈ બહુ દૂર દેશાન્તરમાં ચાલ્યો જાઉં, તો જ આ અપરાધી ન બને" એમ ચિંતવી મેં વિનયંધરને મારો અભિપ્રાય કહ્યો. તેણે કહ્યું, તમારા સિવાય બીજો કોણ ઉપાય જાણનાર છે? તો તેમ જ કરો. બીજું સુવર્ણભૂમિ તરફ જવા માટે એક વહાણ તૈયાર થઈ ગયું છે. એ આજે રાત્રે જ કિનારો છોડશે. માટે સુવર્ણભૂમિ તરફ ગમન કરી મારી ઇચ્છા પૂર્ણ કરો.' મેં કહ્યું, 'તને જેમ રુચે, તેમ કરવામાં મને વાંધો નથી.'

## સુવર્ણભૂમિ તરફ પ્રયાણ

એટલામાં સંધ્યાનો સમય થયો. હું વસુભૂતિ સાથે નિકળી સમુદ્ર-કિનારે આવ્યો. વિનયંધરે વહાણના માલિક સમુદ્રદત્તને અમને બંનેને બહુમાનપૂર્વક સોંપી સુવર્ણભૂમિ પહોંચાડવાની અને માર્ગમાં સંભાળ લેવાની ભલામણ કરી. સમુદ્રદત્ત વેપારીએ પણ બંનેનો સ્વીકાર કર્યો. થોડીવાર પછી કામિનીના ગાલ સરખો ઉજ્જવલ ચંદ્ર ઉગ્યો. ક્ષોભાયમાન જળચર જંતુઓના શબ્દવાળી ભરતી સમુદ્રમાં આવી. હું અને વસુભૂતિ વહાણમાં ચડયા. વિનયંધર સુભટે પગમાં પડી કહ્યું, 'હે કુમાર! મારા પર કોપ ન કરતાં કાયમ કૃપા રાખશો.' એમ કહેતો અશ્રુભીની આંખવાળો પાછો વળ્યો. વહાણ ચલાવતાં પહેલાં મંગલ-કાર્યો કર્યાં, નિર્યામક (નાવિક) સાવધાન થયો. દોરડાં ખેંચ્યા, સઢ ચઢાવ્યો. પવન અનુકૂળ હોવાથી વેગથી વહાણ ચાલ્યું. એ પછી વસુભૂતિએ મને પૂછયું, "હે મિત્ર! આ સર્વ શી હકીકત છે?" એટલે અનંગવતીવાળો વૃત્તાન્ત કહ્યો. તેણે કહ્યું કે, "જે બનાવ બન્યો, તે યથાર્થપણે રાજાને કેમ ન જણાવ્યો?" મેં કહ્યું, 'હે મિત્ર! રાણી અનંગવતીને પીડા થવાના ભયથી.'

## બાળમિત્ર મનોરથદત્તનો મેળાપ

પછી બે મહિને અમે સુવર્ણભૂમિએ પહોંચ્યા. વહાણમાંથી નીચે ઉતર્યા અને શ્રીપુર નામના નગરમાં પહોંચ્યા. ત્યાં આગળ શ્વેતાંબીવાસી સમુદ્રદત્ત શેઠનો પુત્ર અને મારા બાલ્યકાળનો મિત્ર મનોરથદત્ત વેપાર માટે ત્યાં આવેલો હતો, તેને મેં દેખ્યો. તેણે અમને બંનેને દેખ્યા. અસંભવિત આગમનની શંકાથી કેટલોક કાળ સામે જોઈ રહ્યા, પછી અમે હસ્યા, એટલે અમને તેણે ઓળખ્યા. પ્રણામ કરી હર્ષ અને વિષાદ-મિશ્રિતપણે તેણે કહ્યું, 'હે કુમાર! મહારાજ કુશળ વર્તે છે ને?' મેં કહ્યું કુશળ છે.'તે અમને પોતાને ત્યાં લઇ ગયો. વૈભવ અને પ્રીતિ અનુસાર અમારી પરોણાગત કરી. ભોજન કર્યા પછી આગમનનું પ્રયોજન પૂછયું. એટલે પોતાની નિર્વેદથી નીકળી ગયાની અને સિંહલદ્વીપના રાજા મારા મામા પાસે જવાની વાત બહુમાનથી તેને કહી, અને જણાવ્યું કે, જો સિંહલદ્વીપ તરફ કોઈ

વહાણુ જવાનું હોય તો અમને ખબર આપજો. મનોરથદત્તે કહ્યું, જેવી કુમારની આજ્ઞા; ત્યાર પછી કેટલોક સમય ગયો. પ્રીતિથી અને વિયોગ થવાના ભયથી તે ખબર પડવા છતાં સિંહલદ્વીપ જનાર વહાણુના સમાચાર કહેતો ન હતો. એક દિવસ અમારી જવાની ઉત્સુકતા દેખી તેણે પૂછયું કે, "હે કુમાર! શું તમારે નજીકના સમયમાં જ જવું છે? મેં કહ્યું કે, ત્યાં જવાનું ખાસ જરૂરી છે.' તેણે કહ્યું, "જો એમ છે તો કુમારે મને ક્ષમા આપવી. આટલા દિવસ તો તમારા વિયોગ થવાના કારણે મેં તમને જાણી જોઇને રોકયા છે; ઘણે ભાગે દરરોજ અહીંથી વહાણુ સિંહલદ્વીપ તરફ જાય છે.'".

મેં કહ્યું, "હે મિત્ર! જો એમ છે તો અમે આજે જ પ્રયાણ કરીએ.' તેણે કહ્યું, 'કુમારને નિર્વિઘ્ન હો.' પછી વહાણુ મળી ગયું, તૈયારી કરી, સાર્થવાહપુત્ર મારા માટે સ્ફુરાયમાન ઝળહળતી કાન્તિવાળો મહાપ્રમાણુયુક્ત અત્યંત બારીક પટ લાવ્યો. તેણે કહ્યું, "હે કુમાર! 'નયનમોહન' નામવાળું આ પટરત્ન કૌતુકવાળું છે, તે આપ સ્વીકારો." મેં પૂછયું, 'કેવું કૌતુક?' તેણે કહ્યું, 'આથી ઢંકાએલ શરીરવાળો પુરુષ આંખોથી દેખી શકાતો નથી.' જેવી મેં જિજ્ઞાસા રાખી હતી, તેવું જ તે હતું. મને કૌતુક થયું. મેં મનોરથદત્તને પૂછયું, 'હે મિત્ર! તેં આ પટરત્ન કેવી રીતે પ્રાપ્ત કર્યું?' તેણે કહ્યું, સાંભળો :-

## પટરત્ન કેવી રીતે પ્રાપ્ત થયું?

અહીં આવ્યા પછી આનંદપુર-નિવાસી પૂર્વપ્રયોગ કરવા પૂર્વક સિદ્ધ કરેલ વિદ્યાવાળા સિદ્ધસેન નામના સિદ્ધપુત્ર સાથે મારે પ્રીતિ ઉત્પન્ન થઈ. મેં તેને કહ્યું, 'હે મિત્ર! વિદ્યા સિદ્ધ કરવામાં પરમાર્થ શું? તેમજ નિઃસંદેહ દિવ્ય ફળ પ્રાપ્ત કરાવનારી આ સાધના સાચી જ હશે કે કેમ?' તેણે કહ્યું, 'કહ્યા પ્રમાણે કરનારને તે ફળીભૂત થાય છે. હે મિત્ર! મને મોટું કૌતુક થાય છે, તો તેનો દિવ્ય પ્રભાવ મને બતાવ.' તેણે કહ્યું, 'આ કંઈ મોટી વાત નથી, પરંતુ મંડલ કરવું જોઇએ.' મેં કહ્યું "તમે જ કરો." તેણે કહ્યું, "તો મંડલ કરવા માટેની સરસવ આદિ સામગ્રી તૈયાર કરો." મેં બધું તૈયાર કર્યું. ત્યાર પછી સૂર્યાસ્ત થયો. અંધકાર ફેલાઈ ગયો, નિશાચર, શિયાળ, ઘૂવડ વગેરે શબ્દ કરવા લાગ્યાં, ત્યારે મંડળ માટેની સામગ્રી લઈને અમે નગરમાંથી નીકળી સ્મશાનમાં ગયા. ત્યાં તેણે એક પ્રદેશમાં મંડળ આલેખ્યું. મને મંડલાગ્ર (તલવાર) સોંપ્યું, અગ્નિ પ્રગટાવ્યો. મને કહ્યું, " હે મિત્ર! બરાબર સાવધાન રહેશો." તે વાત સ્વીકારી. મંત્રજાપ શરૂ કર્યો. ત્યારપછી થોડીવારમાં જ મેં આકાશમાંથી નીચે ઉતરતી એક યક્ષકન્યાને દેખી. તે કન્યા કેવી હતી? મોટા નિતંબના ભારને વહન કરવાના પરિશ્રમથી દુર્બળ કેડવાળી, નવા ફૂટેલા કઠણ સ્તનોથી શોભતાં વક્ષઃસ્થળવાળી, શરદ પૂર્ણિમાના ચંદ્રસરખા મુખવાળી, વિકસિત નીલકમળ સરખા નયનોની શોભાવાળી, કલ્પવૃક્ષનાં કુસુમોની

માળાથી શોભાયમાન કેશબંધ (અંબોડા) ને વહન કરતી, તૈયાર થયેલાં મધૂક-પુષ્પોમાં વર્ણ સરખી, પવનથી ઊડતાં વસ્ત્રોથી પ્રગટ દેખાતા જંઘા-યુગલને ઢાંકતી એવી યક્ષકન્યાનાં દર્શન થયાં." મેં વિચાર્યું કે, "મંત્રનો પ્રભાવ છે." યક્ષકન્યાએ સિદ્ધસેનને પ્રણામ કર્યા અને બહુમાનપૂર્વક પૂછ્યું, "મને યાદ કરવાનું જે પ્રયોજન હોય, તે જણાવો. તેણે કહ્યું, "બીજું કોઈ વિશેષ કારણ નથી, માત્ર મારો આ પ્રિય મિત્ર દિવ્ય દર્શનનો અનુરાગી હોવાથી તમને યાદ કર્યા." ત્યારપછી દેવીએ મારી તરફ નજર કરી કહ્યું, "હે ભદ્ર ! દિવ્ય દર્શનના અનુરાગીના આ અનુરાગથી હું ખુશ થઈ છું, તો તારું શું પ્રિય કરું ?" મેં કહ્યું, 'તમારાં દર્શનથી બીજું વધારે પ્રિય શું હોય?" તેણે કહ્યું, "તો પણ દેવતાનાં દર્શન નિષ્ફળ ન હોય, આ નયનમોહન પટ તું ગ્રહણ કર." ત્યાર પછી લજ્જા અને તેના વચનના આગ્રહથી તેના ચરણ-યુગલમાં નમન કરી બહુમાનપૂર્વક પટરત્ન મેં ગ્રહણ કર્યું. યક્ષકન્યા અદૃશ્ય થઈ. સવારે અમે નગરમાં પ્રવેશ કર્યો. આ પ્રમાણે પટ પ્રાપ્ત થયો.

### વહાણ ભાંગી ગયું

મેં કહ્યું, "સુંદર પ્રાપ્તિ થઈ. પટ ગ્રહણ કર્યા પછી મનોરથદત્તના પરિવારની રજા લીધી. તેઓએ અભિનંદન આપ્યું. મનોરથદત્તની સાથે અમે સમુદ્ર-કિનારે ગયા. દેવવિમાનના આકારને અનુસરતું, અનેક ધ્વજ-શ્રેણિઓથી શોભાયમાન વહાણ જોયું. વહાણના માલિક ઈશ્વરદત્તે ઉભા થઇ સન્માન કર્યું. તેણે પણ પ્રણામ કર્યા. બેસવા માટે આસન ગોઠવ્યાં. મનોરથદત્તે અમને સોંપ્યા અને કહ્યું, " હે સાર્થવાહપુત્ર ! આ બંને અમારા સ્વામી, મિત્રો, બંધુઓ અને જીવિત જેવા છે. તેવો કોઇ શુભ સંબંધ નથી, જે એમની સાથે ન હોય; માટે તેમની પૂર્ણ સાર-સંભાળ રાખવી." તેણે જવાબ આપ્યો, "અરે! બીજી વખત કહેવું નહિ પડે. મને પણ તેમના પ્રત્યે તેટલો જ સદ્ભાવ છે." અમે વહાણમાં ચડી ગયા. સમુદ્રને બલિ આપ્યો, શ્વેત વસ્ત્રનો સઢ ઊંચો કર્યો. ખલાસીઓએ જવાની દિશા તરફ વહાણ કર્યું. અમને પ્રણામ કરી મનોરથદત્ત ઊભો રહ્યો' વહાણ સિંહલદ્વીપ તરફ ચાલવા લાગ્યું. એમ જતાં તેરમા દિવસે અમારા ઉપર કાળ સરખો કાળમેઘ ચડી આવ્યો. જીવિતની આશાની માફક વીજળી-રેખા ઝબૂકવા લાગી. પર્વત અને વનનાં વૃક્ષોને મૂળમાંથી ઉખેડી નાખતો, સમુદ્રને કંપાવતો, મોટા જળ-કલ્લોલોને ફેંકતો વિષમ પવન ફુંકાવા લાગ્યો. વીજળી પડવા લાગી. ગાંડા હાથીની માફક વહાણ આમતેમ ડોલવા લાગ્યું અને ગમે તેમ ચાલવા લાગ્યું. ખલાસીઓના હાથની વાત ન રહી, ત્યારે મેં હિંમત કરી શ્વેતપટવાળા સઢનાં દોરડાંઓ કાપી નાખ્યાં. શ્વેતપટ ઘડી કરી વાળી દીધો, લંગરો છૂટાં મૂક્યાં; તો પણ વહાણ મોટું હોવાથી, સમુદ્ર ખળભળી ઊઠ્યો હોવાથી, વરસાદ જોરથી પડતો હોવાથી, ખલાસીઓ કાયર બની ગયા હોવાથી, કર્મ-પરિણામ વિચિત્ર હોવાથી, વહાણ

ભાંગી ગયું. કાળપર્યાયથી જેમ બન્ધુઓ. તેમ સર્વે વહાણના ઉતારુઓ વિખૂટા પડી ગયા. મને એક પાટિયું મળી ગયું. એટલે મારું આયુષ્ય હજુ બાકી હતું, જેથી ત્રણ રાત્રિ-દિવસ પાટિયા સાથે દરિયામાં ઝોલાં ખાતો હું કિનારા પાસે આવી ગયો. અંધકાર-લેખા સરખી વનરાજિ દેખીને મારા હૈયામાં કંઈક શ્વાસ હેઠો બેઠો. સમુદ્રમાંથી બહાર નીકળ્યો, વસ્ત્રો નીચોવ્યાં, પરંતુ વસ્ત્ર સાથે ગાંઠે બાંધેલ પટરત્ન ભીંજાયું નહોતું. અહો! આનું સામર્થ્ય! મને આશ્ચર્ય થયું. ત્યાંથી થોડો ભૂમિ-પ્રદેશ જંબૂવૃક્ષ પાસે ગયો અને તેની નીચે બેઠો.

### તાપસ-કન્યા

વિચાર્યું કે, વિધિના યથેચ્છ વિલાસો આવા પ્રકારના હોય છે. કર્મની શક્તિ અચિંતનીય છે. કારણ કે, વિશ્વાસ ન કરી શકાય, બીજા કોઈના માનવામાં ન આવે, તેવી અવસ્થાઓનો અનુભવ કરી આજે હજુ હું પ્રાણ ધારણ કરી રહ્યો છું. અથવા તો એક ઉદર-નિવાસી સહોદર સરખા વસુભૂતિનો વિયોગવાળા મારે પ્રાણો ધારણ કરવાથી શું? અથવા કર્મ-પરિણતિ વિચિત્ર છે. ખેદવાળા ન થવું. દિવસ-રાત્રિ સરખા સંયોગ-વિયોગો છે. કદાચિત્ તે પણ આવી જ રીતે પ્રાણ ધારણ કરતો હશે.' ત્યારપછી ક્ષુધા તૃષાથી પીડાતો હું પાણી અને ફળ માટે ઉત્તર દિશા-સન્મુખ ચાલ્યો. થોડું ચાલ્યો, એટલે ફણસ, કેળ, આંબા વગેરે ફળવાળાં વૃક્ષો કિનારે ઊગેલાં હતાં, તે વૃક્ષોનાં પુષ્પો પાણીમાં પડેલાં હોવાથી રંગીન જળવાળી, પર્વત પરથી વહેતી નદી દેખી. ત્યાં પ્રાણવૃત્તિ (આહાર) કરી એક બાજુ બેઠો. ત્યાં પર્વતની નદીના કિનારે આંબાના વૃક્ષની નજીકમાં પ્રિયા સાથે સ્નેહ કરતા એક સારસ યુવાનને જોયો. એટલે વિલાસવતી સાંભરી આવી. 'ખરેખર જેમણે કોઈ દિવસ બંધુવિરહનું દુઃખ જોયું નથી, સ્વાધીન આહાર વિહાર કરનારા, યાચના અને દીનભાવનાં અજ્ઞાત, પડખે રહેલ પ્રિયાના પ્રસંગોથી ટેવાયેલા, જેમને મહાભયનાં સંકટો ભોગવવાં પડતાં નથી એવા મૃગો અને પક્ષીઓ સુખેથી જીવે છે.'–એવા વિચારો ઉદ્ભવ્યા. આ સમયે સૂર્ય અસ્તાચલ પર્વત તરફ ગયો. સૂર્યના ઉદ્યોતની માફક તડકો શીતળ બની ગયો. નિર્મળ શિલાતલ પર પાંદડાંનું શયન તૈયાર કર્યું. સંધ્યા-આવશ્યક પતાવ્યું. ઉચિત સમયે દેવ-ગુરુને પ્રણામ કર્યા. ડાબે પડખે સૂઈ ગયો. પુષ્પોની સુગંધવાળો પવન મંદગતિએ વાવા લાગ્યો. ઘણા દિવસનો થાક લાગ્યો હતો; જેથી ક્ષણવારમાં નિદ્રા આવી ગઈ. રાત્રિ પૂરી થઈ, એટલે વિવિધ પ્રકારના પક્ષીઓના કલરવથી હું જાગી ઊઠ્યો. દેવ-ગુરુઓને પ્રણામ કર્યા. વનરાજિ જોવા લાગ્યો. વિચિત્ર રમણીય વનપ્રદેશને જોતાં જોતાં અત્યંત શાન્ત દર્શન-યોગ્ય પર્વત પરથી વહેતી નદીનો સુંવાળી બારીક રેતીવાળો કિનારો દેખ્યો. તેમાં સારી રીતે ઊઠેલાં અંગુલીતલવાળાં પ્રશસ્ત રેખાંકિત, તરતનાં પડેલાં પગલાંઓની પંક્તિ મેં દેખી. હર્ષિત મનવાળા બની રેખાઓ ઝીણવટપૂર્વક જોઈ. વિવિધ સુકુમાર ભાવવાળાં

પગલાં હોવાથી આ સ્રીનાં છે, પણ પુરુષનાં નથી-એવો નિર્ણય કર્યો. માર્ગે આગળ વધ્યો, એટલે બહુ દૂર નહિ એવા સ્થળમાં બારીક વલ્કલવસ્ત્ર પહેરેલ, તપેલા સુવર્ણ સરખી મનોહર કાંતિયુક્ત દેહવાળી, હૃદયથી તિરસ્કાર પામેલ હોય, તેમ ચરણતલ પર લાગેલ રક્તવર્ણ યુક્ત, જેની નસો દેખી શકાતી નથી, એવા મદન-ભવનના તોરણ સરખી જાનુ-જોડી ધારણ કરતી, કંદોરા-યુક્ત વિશાળ નિતંબ-પ્રદેશવાળી જાણે ઘણા દિવસના ઉપવાસ કર્યા હોય તેમ અતિ દુર્બળ દેહવાળી, સજ્જનના ચિત્ત જેવી ગંભીર, તપથી પરાભવિત મોહાંધકાર જાણે શ્યામ રોમલતાના માર્ગથી ફરી હૃદયમાં પ્રવેશ કરવાને ઇચ્છતો હોય તેવી રોમલતાવાળી, મદનરસ-કૂપિકા સરખી નાભિવાળી, જાણે સુકૃત કર્યું હોય, તેમ ઉન્નત પયોધરવાળી, નવી ઊગેલી લાલ અશોકલતા સરખા સુશોભિત બાહુવાળી, શંખ સરખા કંઠપ્રદેશવાળી, લાલ જાસુદ પુષ્પના રંગ સરખા હોઠવાળી, અત્યંત સ્વચ્છ નિર્મળ કપોલ પ્રદેશ-વાળી, હરણીનાં નયન સરખા નયનવાળી, પ્રમાણોપેત નાસિકાવાળી,લાંબા રૂંવાટા યુક્ત, ખેંચેલા ધનુષ્ય સરખા ભવાંવાળી, ચંદ્ર સરખા અત્યંત ચમકતા કપાળવાળી, પીઠ પ્રદેશમાં રહેલા સર્પાકાર કુટિલ કેશ-કલાપવાળી, ડાબા હાથમાં પુષ્પો ભરવાની છાબડીવાળી, જમણા હાથે પુષ્પો ચૂંટી એકઠાં કરતી એક તાપસકન્યાને જોઈ, મેં વિચાર્યું. 'અહો ! વનવાસના દુઃખો અનુભવ કરનારને પણ આવું લાવણ્ય! થોડી ભૂમિ આગળ ચાલી વિશેષ પ્રકારે લતા-જાળ વચ્ચેથી નજર કરી મેં જોયું, તો તે વનવાસના વેષ સિવાય વિલાસવતીનું સર્વ અનુકરણ કરતી હતી. ત્યારપછી સ્મરણ-પવનથી ઉત્તેજિત મદનાગ્નિ મારા મનમાં પ્રગટ થયો. તેની છાબડી પુષ્પોથી ભરાઈ ગઈ, એટલે તે વન તરફ ચાલી. હું પણ મદન-વિકાર છુપાવીને લતા-જાળમાંથી નીકળ્યો. તેની સમીપે જઈ પ્રણામ કરી કહ્યું, ' હે ભગવતી ! તમારું તપ-કર્મ વૃદ્ધિ પામો. શ્વેતાંબીનો રહેવાસી હું તામલિપ્તીથી સિંહલદ્વીપ તરફ જવા નીકળ્યો હતો વચમાં વહાણ ભાંગી ગયું, જેથી એકલો થયો છું, તો હે ભગવતી ! મને કહો કે, આ પ્રદેશ કયો છે ? આ સમુદ્ર-કિનારાનું શું નામ છે ? આ કયો દ્વીપ છે ? તમારા આશ્રમનું સ્થાન ક્યાં છે ? ત્યાર પછી મને દેખીને આંખની નજર સંકોચીને દિશા-મંડળ તરફ જોતી તે મંદતાથી લગાર વળી ગઈ. તિરછી નજર કરતી, શરમાતી હોય તેમ, ક્ષણવાર નીચું મુખ રાખી ઊભી રહી અને જવાબ આપ્યા વગર તેણે તપોવન તરફ પ્રયાણ કર્યું. આ યુવતી તાપસી એકલી છે, માટે તેને પૂછવું ઠીક નથી, બીજા કોઇકને પૂછીશ, એમ ચિંતવી હું ત્યાંથી આગળ વધ્યો. કુદરતી સુંદર તે જ લતાગહનમાં મેં પ્રવેશ કર્યો. જોઉં તો ખરો કે, એ કઈ તરફ જાય છે ? જોવા લાગ્યો, તો વિશેષ મંદ ગતિએ ચાલતી તેને જોઈ. થોડી ભૂમિ સુધી ગયા પછી તેણે પાછળ નજર કરી, પરંતુ તેને પાછળ કોઇ ન દેખાયું. એટલે પુષ્પોની છાબડી નીચે મૂકી અને પહેરેલું વસ્ત્ર પાછું બરાબર ઠીક કર્યું. કેશ-કલાપ સરખો કર્યો.- અંગો મરડયાં બાહુલતાઓ ઊંચી કરીને વાળી. બગાસું ખાધું; ત્યારે મેં વિચાર્યું'; આ શું ? અથવા તો વિરુદ્ધ વસ્તુ સંબંધી મારે શા માટે વિચાર કરવો ? ગિરિનદી તરફ ગયો, પ્રાણવૃત્તિ કરી. વનમાં ભમવામાં દિવસ પસાર કર્યો પૂર્વે જણાવેલી વિધિથી હું સૂઇ ગયો. એક પહોર રાત્રિ

બાકી રહી, તેવા સમયે મેં સ્વપ્ન દેખ્યું. સુવર્ણવૃક્ષ પાસે બેઠેલા મારી પાસે એક દેવી સ્ત્રી સર્વ ઇન્દ્રિયોને મનોહર એવી પુષ્પમાળા લાવી. તેણે મને કહ્યું, "આ દિવ્ય પુષ્પમાળા મેં પહેલાં તૈયાર કરેલી છે, તે હું કુમાર માટે લાવી છું, માટે કુમાર તે ગ્રહણ કરો." મેં ગ્રહણ કરી, કંઠમાં સ્થાપન કરી. એ સમયે સારસ પક્ષીનો શબ્દ સંભળાયો અને હું જાગ્યો તથા મનમાં હર્ષ પામ્યો. મેં વિચાર્યું, "નજીકના સમયમાં કન્યા-લાભ સૂચવનાર આ સ્વપ્ન હોવું જોઈએ. વળી પક્ષીનો અનુકૂળ શબ્દ પણ સાંભળ્યો, જેથી ટુંકા સમયમાં આ સ્વપ્નનું ફળ મળશે. આ અરણ્ય છે, નથી જાણી શકાતું કે શું થશે ? એટલામાં મારી જમણી ભુજા અને આંખ ફરકવા લાગ્યાં. મેં વિચાર્યું કે ઋષિઓનાં વચનો અન્યથા થતાં નથી, તો આ સ્વપ્નથી કંઇક લાભ થવો જોઈએ. પક્ષી-ગણના શબ્દો પણ અનુકૂળ સંભળાય છે. બીજું શૃંગાર-વિલાસોની રાજધાની સરખી વિલાસવતી સિવાય અન્ય કન્યાના લાભમાં મને બહુમાન નથી. સ્વપ્નમાં દેવતાએ કહ્યું છે કે આ પુષ્પમાળા પહેલાંની બનાવેલી છે, તો દિવ્ય પુષ્પમાળાની ઉપમાવાળી આ બીજી નથી, મને બીજી કોઈ કન્યા સાથે પૂર્વ પરિચય નથી. માટે વિલાસવતીનો જ લાભ થવો જોઇએ. તે તાપસી વિલાસવતીને મળતી જ છે. વિધિના વિલાસો વિચિત્ર છે. કદાચ તે પણ અહિં સંભવે. નહીં'તર તાપસીને મદન-વિકાર કેમ સંભવે ? વળી જો વિલાસવતી તાપસી જ થઇ હોય તો, વ્રત અંગીકાર કર્યા પછી વિષયસંગ વિરુદ્ધ ગણાય. અથવા તો વિલાસવતીના દર્શનસુખને પ્રાપ્ત કરનાર મારે પ્રિયતમાના માર્ગનું અનુસરણ કરી વ્રત ધારણ કરવાં તે સુંદર જ છે. આવા તર્ક-વિતર્કના વિચારોમાં રાત્રિ પસાર કરી.

## તાપસી સાથે વાર્તાલાપ

સૂર્યોદય થયો, એટલે રાત્રિ-વિરહના દુઃખથી પીડિત ચક્રવાક પક્ષીઓ-મિથુનો ભેગાં થયાં. ત્યાર પછી સ્નેહરાગની ઉત્કટતાથી, વનની મનોહરતાથી, સ્વપ્નના ફળને મેળવવાના લોભથી, કામજ્વરથી ગ્રસિત થએલો તે તાપસીને ખોળવા લાગ્યો. પોતાની જાતિથી વિખૂટા પડેલા હરણની માફક, ટોળાથી છૂટા પડેલા હાથીની માફક, વનમાં ભ્રમણ કરતાં કરતાં મહાક્લેશથી કેટલાક દિવસો પસાર કર્યા. માધવી લતાથી વીંટાએલ આંબો જોયો. તેની સામે બેઠો, અને તેજ ચતુર મૃગલોચના વિલાસવતીને યાદ કરતો રહ્યો હતો. તેટલામાં સૂકાં પાંદડાંનો ખડખડ શબ્દ સંભળાયો. ડોક વાળીને નજર દૂર ફેંકી કપાળમાં ભૂતિથી કરેલ તિલકવાળી, ઊંચા બાંધેલા જટા-કલાપવાળી, રુદ્રાક્ષમાળાથી અલંકૃત જમણા હાથવાળી, ડાબા હાથમાં કમંડલ ધારણ કરનારી, ઘણા દિવસોના તપ-પરિશ્રમથી જેમાં હાડકાં અને ચામડી રહ્યાં છે-એવા શરીરવાળી, પૂર્ણ થએલ મધ્યમ વયવાળી એવી એક તાપસી મારા જોવામાં આવી. તેને દેખી મેં મારો મદન-વિકાર છૂપાવ્યો અને તાપસીને પ્રણામ કર્યા. મારી તરફ વિશેષ નજર કરી કંઈક આંસુથી ભીંજાએલ આંખવાળી તે તાપસીએ કહ્યું, 'હે રાજપુત્ર ! તું ઘણું જીવ.' તે સાંભળી મેં વિચાર્યું કે, આ મને કેવી રીતે

પગલાં હોવાથી આ સ્ત્રીનાં છે, પણ પુરુષનાં નથી-એવો નિર્ણય કર્યો. માર્ગે આગળ વધ્યો, એટલે બહુ દૂર નહિ એવા સ્થળમાં બારીક વલ્કલવસ્ત્ર પહેરેલ, તપેલા સુવર્ણ સરખી મનોહર કાંતિયુક્ત દેહવાળી, હૃદયથી તિરસ્કાર પામેલ હોય, તેમ ચરણતલ પર લાગેલ રક્તવર્ણયુક્ત, જેની નસો દેખી શકાતી નથી, એવા મદન-ભવનના તોરણ સરખી જાનુ-જોડી ધારણ કરતી, કંદોરા-યુક્ત વિશાળ નિતંબ-પ્રદેશવાળી જાણે ઘણા દિવસના ઉપવાસ કર્યા હોય તેમ અતિ દુર્બળ કેડવાળી, સજ્જનના ચિત્ત જેવી ગંભીર, તપથી પરાભવિત મોહાંધકાર જાણે શ્યામ રોમલતાના માર્ગથી ફરી હૃદયમાં પ્રવેશ કરવાને ઇચ્છતો હોય તેવી રોમલતાવાળી, મદનરસ-કૂપિકા સરખી નાભિવાળી, જાણે સુકૃત ફળ્યું હોય, તેમ ઉન્નત પયોધરવાળી, નવી ઊગેલી લાલ અશોકલતા સરખા સુશોભિત બાહુવાળી, શંખ સરખા કંઠપ્રદેશવાળી, લાલ જાસુદ પુષ્પના રંગ સરખા હોઠવાળી, અત્યંત સ્વચ્છ નિર્મળ કપોલ પ્રદેશવાળી, હરણીનાં નયન સરખા નયનવાળી, પ્રમાણોપેત નાસિકાવાળી,લાંબા રૂંવાટા યુક્ત, ખેંચેલા ધનુષ્ય સરખા ભવાંવાળી, ચંદ્ર સરખા અત્યંત ચમકતા કપાળવાળી, પીઠ પ્રદેશમાં રહેલા સર્પાકાર કુટિલ કેશ-કલાપવાળી, ડાબા હાથમાં પુષ્પો ભરવાની છાબડીવાળી, જમણા હાથે પુષ્પો ચૂંટી એકઠાં કરતી એક તાપસકન્યાને જોઈ, મેં વિચાર્યું. 'અહો ! વનવાસના દુઃખો અનુભવ કરનારને પણ આવું લાવણ્ય! થોડી ભૂમિ આગળ ચાલી વિશેષ પ્રકારે લતા-જાળ વચ્ચેથી નજર કરી મેં જોયું, તો તે વનવાસના વેષ સિવાય વિલાસવતીનું સર્વ અનુકરણ કરતી હતી. ત્યારપછી સ્મરણ-પવનથી ઉત્તેજિત મદનાગ્નિ મારા મનમાં પ્રગટ થયો. તેની છાબડી પુષ્પોથી ભરાઈ ગઈ, એટલે તે વન તરફ ચાલી. હું પણ મદન-વિકાર છુપાવીને લતા-જાળમાંથી નીકળ્યો. તેની સમીપે જઈ પ્રણામ કરી કહ્યું, ' હે ભગવતી ! તમારું તપ-કર્મ વૃદ્ધિ પામો. શ્વેતાંબીનો રહેવાસી હું તામલિપ્તીથી સિંહલદ્વીપ તરફ જવા નીકળ્યો હતો વચમાં વહાણ ભાંગી ગયું, જેથી એકલો થયો છું, તો હે ભગવતી ! મને કહો કે, આ પ્રદેશ કયો છે? આ સમુદ્ર-કિનારાનું શું નામ છે? આ કયો દ્વીપ છે? તમારા આશ્રમનું સ્થાન ક્યાં છે? ત્યાર પછી મને દેખીને આંખની નજર સંકોચીને દિશા-મંડળ તરફ જોતી તે મંદતાથી લગાર વળી ગઈ. તિરછી નજર કરતી, શરમાતી હોય તેમ, ક્ષણવાર નીચું મુખ રાખી ઊભી રહી અને જવાબ આપ્યા વગર તેણે તપોવન તરફ પ્રયાણ કર્યું. આ યુવતી તાપસી એકલી છે, માટે તેને પૂછવું ઠીક નથી, બીજા કોઈકને પૂછીશ, એમ ચિંતવી હું ત્યાંથી આગળ વધ્યો. કુદરતી સુંદર તે જ લતાગહનમાં મેં પ્રવેશ કર્યો. જોઉં તો ખરો કે, એ કઈ તરફ જાય છે? જોવા લાગ્યો, તો વિશેષ મંદ ગતિએ ચાલતી તેને જોઈ. થોડી ભૂમિ સુધી ગયા પછી તેણે પાછળ નજર કરી, પરંતુ તેને પાછળ કોઈ ન દેખાયું. એટલે પુષ્પોની છાબડી નીચે મૂકી અને પહેરેલું પાછું બરાબર ઠીક કર્યું. કેશ-કલાપ સરખો કર્યો. અંગો મરડયાં બાહુલતાઓ કરીને વાળી. બગાસું ખાધું, ત્યારે મેં વિચાર્યું, આ શું? અથવા તો વિરુદ્ધ વસ્તુ સંબંધી મારે શા માટે વિચાર કરવો? ગિરિનદી તરફ ગયો, પ્રાણવૃત્તિ કરી. વનમાં ભમવામાં દિવસ પસાર કર્યો પૂર્વે જણાવેલી વિધિથી હું સૂઇ ગયો એક પહોર રાત્રિ

બાકી રહી, તેવા સમયે મેં સ્વપ્ન દેખ્યું. સુવર્ણવૃક્ષ પાસે બેઠેલા મારી પાસે એક દેવી સ્રી સર્વ ઇન્દ્રિયોને મનોહર એવી પુષ્પમાળા લાવી. તેણે મને કહ્યું, "આ દિવ્ય પુષ્પમાળા મેં પહેલાં તૈયાર કરેલી છે, તે હું કુમાર માટે લાવી છું, માટે કુમાર તે ગ્રહણ કરો." મેં ગ્રહણ કરી, કંઠમાં સ્થાપન કરી. એ સમયે સારસ પક્ષીનો શબ્દ સંભળાયો અને હું જાગ્યો તથા મનમાં હર્ષ પામ્યો. મેં વિચાર્યું, "નજીકના સમયમાં કન્યા-લાભ સૂચવનાર આ સ્વપ્ન હોવું જોઈએ. વળી પક્ષીનો અનુકૂળ શબ્દ પણ સાંભળ્યો, જેથી ટુંકા સમયમાં આ સ્વપ્નનું ફળ મળશે. આ અરણ્ય છે, નથી જાણી શકાતું કે શું થશે ? એટલામાં મારી જમણી ભુજા અને આંખ ફરકવા લાગ્યાં. મેં વિચાર્યું કે ઋષિઓનાં વચનો અન્યથા થતાં નથી, તો આ સ્વપ્નથી કંઇક લાભ થવો જોઈએ. પક્ષી-ગણના શબ્દો પણ અનુકૂળ સંભળાય છે. બીજું શૃંગાર-વિલાસોની રાજધાની સરખી વિલાસવતી સિવાય અન્ય કન્યાના લાભમાં મને બહુમાન નથી. સ્વપ્નમાં દેવતાએ કહ્યું છે કે આ પુષ્પમાળા પહેલાંની બનાવેલી છે, તો દિવ્ય પુષ્પમાળાની ઉપમાવાળી આ બીજી નથી, મને બીજી કોઈ કન્યા સાથે પૂર્વ પરિચય નથી. માટે વિલાસવતીનો જ લાભ થવો જોઇએ. તે તાપસી વિલાસવતીને મળતી જ છે. વિધિના વિલાસો વિચિત્ર છે. કદાચ તે પણ અહિં સંભવે. નહીંતર તાપસીને મદન-વિકાર કેમ સંભવે ? વળી જો વિલાસવતી તાપસી જ થઇ હોય તો, વ્રત અંગીકાર કર્યા પછી વિષયસંગ વિરુદ્ધ ગણાય. અથવા તો વિલાસવતીના દર્શનસુખને પ્રાપ્ત કરનાર મારે પ્રિયતમાના માર્ગનું અનુસરણ કરી વ્રત ધારણ કરવાં તે સુંદર જ છે. આવા તર્ક-વિતર્કના વિચારોમાં રાત્રિ પસાર કરી.

### તાપસી સાથે વાર્તાલાપ

સૂર્યોદય થયો, એટલે રાત્રિ-વિરહના દુઃખથી પીડિત ચક્રવાક પક્ષીઓ-મિથુનો ભેગાં થયાં. ત્યાર પછી સ્નેહરાગની ઉત્કટતાથી, વનની મનોહરતાથી, સ્વપ્નના ફળને મેળવવાના લોભથી, કામજ્વરથી ગ્રસિત થએલો તે તાપસીને ખોળવા લાગ્યો. પોતાની જાતિથી વિખૂટા પડેલા હરણની માફક, ટોળાથી છૂટા પડેલા હાથીની માફક, વનમાં ભ્રમણ કરતાં કરતાં મહાકલેશથી કેટલાક દિવસો પસાર કર્યા. માધવી લતાથી વીંટાએલ આંબો જોયો. તેની સામે બેઠો, અને તેજ ચતુર મૃગલોચના વિલાસવતીને યાદ કરતો રહ્યો હતો. તેટલામાં સૂકાં પાંદડાંનો ખડખડ શબ્દ સંભળાયો. ડોક વાળીને નજર દૂર ફેંકી કપાળમાં ભૂતિથી કરેલ તિલકવાળી, ઊંચા બાંધેલા જટા-કલાપવાળી, રુદ્રાક્ષમાળાથી અલંકૃત જમણા હાથવાળી, ડાબા હાથમાં કમંડલ ધારણ કરનારી, ઘણા દિવસોના તપ-પરિશ્રમથી જેમાં હાડકાં અને ચામડી રહ્યાં છે-એવા શરીરવાળી, પૂર્ણ થએલ મધ્યમ વયવાળી એવી એક તાપસી મારા જોવામાં આવી. તેને દેખી મેં મારો મદન-વિકાર છૂપાવ્યો અને તાપસીને પ્રણામ કર્યા. મારી તરફ વિશેષ નજર કરી કંઈક આંસુથી ભીંજાએલ આંખવાળી તે તાપસીએ કહ્યું, 'હે રાજપુત્ર ! તું ઘણું જીવ.' તે સાંભળી મેં વિચાર્યું કે, આ મને કેવી રીતે

ઓળખતી હશે ? અથવા તો તપસ્વીઓ નિર્મળ જ્ઞાન-ચક્ષુવાળા જ હોય છે, તેથી તેઓને શું અજાણ હોય ? આ સમયે તે તાપસીએ ફરી મને કહ્યું, 'હે કુમાર ! આપણે બેસીએ, તમારી સાથે કેટલીક વાતો કરવાની છે.' મેં કહ્યું, 'જેવી ભગવતીની આજ્ઞા' એમ કહી ભૂમિ સાફ કરી અમે બંને બેઠાં. તેણે કહ્યું, હે કુમાર ! સાંભળો—

આ જ ભારતવર્ષમાં વૈતાઢય નામનો પર્વત છે. ત્યાં ગંધસમૃદ્ધ નામનું વિદ્યાધર-નગર છે, ત્યાં સહસ્રબલ નામનો રાજા હતો. તેને સુપ્રભા નામની ભાર્યા હતી. તેમની મદનમંજરી નામની હું પુત્રી છું. હું યૌવનવતી થઈ, ત્યારે વિલાસપુર નગરના સ્વામી વિદ્યાધર-રાજાના પવનગતિ નામના પુત્ર સાથે મારા લગ્ન થયાં. અમે બંનેએ ઘણા કાળ સુધી વિષયસુખોનો અનુભવ કર્યો. કોઈ સમયે આકાશમાં ચાલતાં વિમાનથી અમે નંદનવનમાં ગયા, ત્યાં વિચિત્ર ક્રીડાઓથી આનંદ કરી રહેલા હતા, ત્યારે પવનગતિ ઓચિંતો સુવર્ણશિલાના આસનથી ગબડી પડ્યો. પ્રયોજન જણાવ્યા સિવાય તેણે નીલકમલ-પત્ર સરખી શોભાવાળું નયન-યુગલ મીંડી દીધું, ડોક કંપવા લાગી, વદન-કમળ કરમાઇ ગયું. જીવલોકની અસારતાથી મારા દેખતાં જ તે પંચતત્વ પામ્યા. ત્યારે હું અનાથની માફક મહાશોકથી ઘેરાઇ ગઇ શોકની અધિકતાથી સારસી પક્ષિણીની માફક વગર અટકયે પરિભ્રમણ કરતી અકસ્માત્ ધરણીપીઠ પર ઢળી પડી. ચેતના આવી, એટલા ઊડવા પ્રયત્ન કર્યો, પણ મારી ગતિ આગળ વધતી નહોતી. ત્યારે આકાશગામિની વિદ્યા યાદ કરી, તો પણ ગતિ કરી શકતી નહોતી ત્યારે મે ચિંતવ્યું, "અહાહા ! આ બાજુ શું થયું ?" એટલામાં થોડીવારમાં પિતાજીના બીજા હૃદય સરખો તાપસ-વ્રત ધારણ કરનાર દેવાનંદ નામનો વિદ્યાધર આવી પહોંચ્યો. તેણે કહ્યું, "હે વત્સ મદનમંજરી ! તને આ શું થયું ?" મેં કહ્યું, "હે ભગવંત ! યમરાજનો વિલાસ." તેણે પૂછયું કે, "છે શું ?" મેં કહ્યું, "મારા પતિદેવ મૃત્યુ પામ્યા. તેમજ હવે મારી આકાશગામિની વિદ્યાનો પ્રભાવ પણ ચાલ્યો ગયો છે." એટલે અશ્રુભીની આંખવાળા ભગવંતે કહ્યું, હે વત્સે ! હવે વધુ શોક ન કરશો. આ સંસાર આવો જ છે. આ સંસારની આવી અસારતા, જીવલોકની ચંચળતા, સંગમોની ક્ષણભંગુરતા અને ઇન્દ્રિયોની ચપળતાનો વિચાર કરી પ્રાણીઓ સમગ્ર ત્રૈલોકયના પરમાર્થ-બંધુ-સમાન ધર્મને અંગીકાર કરે છે." ત્યારે મેં કહ્યું, "હે ભગવંત ! એ આપની વાત બરાબર છે. હવે કૃપા કરી મને વ્રતો આપો." ભગવંતે કહ્યું, "હે વત્સે ! તારા માટે એ જ યોગ્ય છે, પરંતુ તારી આકાશગામિની વિદ્યા ભ્રષ્ટ થવાનું શું કારણ ?" મેં કહ્યુ, "હે ભગવંત, તે મને ખબર નથી" ત્યારે જ્ઞાનબળથી જોઇ ભગવંતે કહ્યું, "હે વત્સે ! શોકાધીન બનેલી તેં સિદ્ધાયતનકૂટનું ઉલ્લંઘન કર્યું. તેના શિખરભાગ ઉપર તારી પુષ્પમાળા પડી. તે કારણે તારી આકાશગામિની વિદ્યા ભ્રષ્ટ થઈ." મેં કહ્યું, "હે ભગવંત ! માત્ર આ જ લોકમાં ઉપકાર કરનારી એવી વિદ્યા હવે મને ન જોઇએ. મને વ્રત આપવાની કૃપા કરો." ત્યાર પછી ગુરુભગવંતે પિતાજીને પૂછી, પોતાના આચારો મને સમજાવી, તપના પ્રભાવથી તાપસીને યોગ્ય ઉપકરણો લાવીને આ જ દ્વીપમાં મને તાપસી દીક્ષા આપી. અહીં મને કેટલોક કાળ પસાર થયો.

## આ કન્યા કોણ ?



કોઈ દિવસે પુષ્પ અને પૂજા માટે સામગ્રી લેવા હું સમુદ્ર-કિનારે ગઈ હતી. ત્યાં સમુદ્રની ભરતીથી ધકેલાતી, ચંદ્રલેખા-સરખી દેહ-કાંતિ વડે તે પ્રદેશને પ્રકાશિત કરતી એક કન્યાને મેં પાટિયા સાથે દેખી. હે કુમાર ! તે વાત સાંભળી મારો હર્ષ વૃદ્ધિ પામ્યો. વિચાર્યું કે, મારા મનોરથરૂપી વૃક્ષને પુષ્પોદ્‌ગમન થયું. તાપસીએ કહ્યું કે, પછી હું કન્યા-વાળા પ્રદેશમાં ગઇ. મુખના લાવણ્યથી કન્યા જીવતી છે-એમ જાણતાં મેં કમંડળનું જળ તેના મુખ પર છાંટ્યું. એટલે તેણે બે આંખો ખોલી, મેં કહ્યું, "હે વત્સે ! ધીરજ રાખ. હું તાપસી છું. એટલે અશ્રુપૂર્ણ નયનવાળી તે કન્યાએ મને પ્રણામ કર્યા. લજ્જા અને આદરપૂર્વક ભૂમિ પર બેસીને તે ચિત્તમાં ખેદ કરવા લાગી. એના મનનો ભાવ હું પામી ગઈ. તેને ખાવા માટે હું ફળ લાવી. તે ઇચ્છતી નહોતી, છતાં મેં તેને ભોજન કરાવ્યું, આશ્રમપદમાં લઈ ગઈ કુલપતિને બતાવી. કન્યાએ કુલપતિને પ્રણામ કર્યા. ભગવંતે આશિર્વાદ આપ્યા. આવશ્યક કાર્યો કર્યા પછી મેં પૂછ્યું, હે વત્સે ! તું ક્યાંથી આવી ?' કન્યાએ કહ્યું, તામ્રલિપ્તિથી, ફરી પૂછ્યું, તું કોણ છે અને કઇ તરફ જવું છે ?' ત્યારે તેણે લાંબો નિસાસો નાંખ્યો, પણ બોલી નહિ. મેં વિચાર્યું કે જરૂર આ મહાકુળમાં જન્મેલી છે, નહિતર પોતાને કેમ પ્રકાશિત ન કરે ? તો હવે એને પૂછવું નથી, કુલપતિને જ પૂછી લઇશ. એક દિવસ પસાર થયો. સંધ્યાસમય યોગ્ય અનુષ્ઠાનો કર્યા પછી હું કુલપતિ પાસે ગઈ, પ્રણામ કરી કુલપતિ ભગવંતને મેં પૂછ્યું, 'હે ભગવંત ! આ કન્યા કોણ છે ? અને એની આવી અવસ્થા કેમ થઇ છે, અને હવે ભવિષ્યમાં તેની હકીકત એવી બનવાની છે ?' એટલે કુલપતિએ ઉપયોગ મૂકી તપના પ્રભાવથી જાણી કહ્યું, સાંભળ ! તામ્રલિપ્તી નગરીના સ્વામી ઇશાનચંદ્રની આ પુત્રી છે, ભર્તારના સ્નેહથી પરાધીન બનેલી હોવાથી તેની આ અવસ્થા થઈ છે. મેં પૂછ્યું, 'તે કન્યા નથી ?' ભગવંતે કહ્યું કે 'દેખીતી રીતે કન્યા છે, પણ યથાર્થપણે વિચારીએ તો કન્યાપણું રહેલું નથી.' મેં પૂછ્યું' 'એમ કેમ કહો છો ?'

ભગવંતે કહ્યું, સાંભળ :-

### કન્યાનું ભવિષ્ય કથન

તે જ નગરીમાં વસંત ઋતુના મદન-મહોત્સવમાં શ્વેતાંબી નગરીના યશોવર્મા રાજાના પુત્ર સનત્કુમારને તેણે જોયો.

[1][જેણે ચોરોને છોડાવ્યા હતા, અને પુત્રને ખબર ન પડે તેમ પિતાએ મરાવી નાખ્યા હતા; તે વાતની સનત્કુમારને ખબર પડી, તેથી પિતાથી રીસાઇને તે કુમાર તામ્રલિપ્તી આવ્યો હતો; ત્યારે ઈશાનચંદ્ર રાજાએ [2]બહુમાનપૂર્વક પોતાને ત્યાં રોકેલ હતો. તે અવસરે વસંત સમયમાં ].

૧ સનત્કુમાર પોતાના વૈરાગ્યનું વિશેષ કારણ જયકુમારને કહે છે, તે પ્રસંગ ખ્યાલમાં રાખવો
૨ કારણકે તેણીએ હૃદયથી સનત્કુમારને વરમાળા આપી છે.

અનંગનંદન ઉદ્યાનમાં ક્રીડા નિમિત્તે જતાં કુમારને આ વિલાસવતી કન્યાએ જોયો, એટલે કુમાર ઉપર તેને અનુરાગ થયો. તેણે મનોરથથી આ ભર્તારનો સ્વીકાર કર્યો છે, પણ હજુ લગ્ન થયાં નથી. કેટલાક દિવસો પછી લોકોના કહેવાથી તેણીએ જાણ્યું કે તેને મારી નંખાવ્યો છે. તેના સ્નેહમાં મોહિત મનવાળી 'હું પણ તે જ પ્રેતવનમાં મૃત્યુ પામેલા તેને દેખીને પ્રાણનો ત્યાગ કરીશ'—એમ વિચારી અર્ધરાત્રિ સમયે રાજપરિવાર જ્યારે ઊંઘી ગયો હતો, ત્યારે રાજમહેલમાંથી એકલી નીકળી તે જાહેર માર્ગે આવી. ચોરોએ પકડી તેના દાગીના લઇ લીધા અને બર્બરકૂલ તરફ જનાર અચલ સાર્થવાહના હાથમાં વેચી પોતાના દેશ તરફ પ્રયાણ કર્યું, પરંતુ વચમાં જ વહાણ ભાંગી ગયું, પરંતુ વિલાસવતીના હાથમાં એક પાટિયું આવી ગયું. તે પકડીને ત્રણ રાત્રિએ આ કિનારે પહોંચી અને આ અવસ્થા પામી. હવે તેનો વિપાક(ભવિષ્ય) કહું છું. પોતે ધારેલા ભર્તારને પામીને, ભોગો ભોગવીને, પરલોકનાં સાધન-ધર્મની 'સાધના કરી પોતાનું મનુષ્યપણું' સફળ કરશે." મેં પૂછયું કે, "શું તેનો પ્રિય ભર્તાર હજુ જીવતો છે ?" ભગવંતે કહ્યું, "હા." મેં વિચાર્યું, 'તો સુંદર થયું.' એવી રીતે રાત્રિ પૂરી થઈ.

## કુટુંબ-સ્મરણ

બીજા દિવસે મેં રાજપુત્રીને કહ્યું, "હે રાજપુત્રી ! તું ચિંતા છોડ, ધીરજ ધારણ કર. સંસાર આવો જ છે. અહીં ઋદ્ધિઓ સ્વપ્નની સંપત્તિઓ સરખી છે. ખીલેલાં તાજાં પુષ્પો સરખું યૌવન ક્ષણમાત્ર રમણીય છે. સંસારનાં સુખો વીજળીના ઝબકારા જેવાં દેખતાં જ નાશ પામનારાં છે. પ્રિયવર્ગના સમાગમો થોડો કાળ ટકનારા હોવાથી અનિત્ય છે. કન્યા બોલી, "હે ભગવતિ ! તમો કહો છો, તેમ જ છે. તો વ્રત આપી મને કૃતાર્થ કરો." મેં કહ્યું, "હે રાજપુત્રી ! હજુ વ્રત ગ્રહણ કરવાની તારે વાર છે. પ્રથમ યૌવન વયમાં જીવને મદન બાણનું બળ રોકવું એ સહેલી હકીકત નથી. તારા માટેની સર્વ ભાવી હકીકત મેં દિવ્યજ્ઞાની ભગવંત કુલપતિને પૂછી લીધી છે. અને તેમણે શ્વેતાંબિકાના રાજાના પુત્રનાં દર્શન વગેરે તારી અનુભવેલી હકીકત મને કહી છે, માટે ચિંતા છોડ, તેની સાથે તારો સમાગમ થશે. લાંબા આયુષ્યવાળો એ હજુ જીવતો છે. આ વાત સાંભળી અત્યંત હર્ષ અને વિસ્મયથી અત્યંત શોભતી, ન વર્ણવી શકાય તેવી અવસ્થાને પામીને ખરેખર ન હોવા છતાં પણ મને બે કડાં સંકલ્પથી ઉતારીને આપ્યાં, હારલતા આપવા માટે ગળામાં હાથ લંબાવ્યો; કડાં અને હાર હાથમાં ન આવવાથી ચિત્ત ઠેકાણે આવી ગયું અને ભોંઠી પડી. ત્યારપછી મેં કહ્યું, "હે રાજપુત્રી ! શરમા નહિ. આવા પ્રકારનાં દાન કરવા માટે તું યોગ્ય જ છે. હાલ વ્રત ગ્રહણ કરવાની વાત છોડ" ત્યારપછી કન્યાએ કહ્યું, 'જેમ આજ્ઞા કરો તેમ કરીશ.' એમ કહી મારી (તાપસીની) વાતનો તેણે સ્વીકાર કર્યો. તપાસ-કન્યાને ઉચિત એવો કેટલોક કાળ પસાર થયો.

૧ મૂળ પ્રતમાં આ પાઠ [ ] કૌંસમાં છે, પૂર્વે બનેલી ઘટનાનું અનુસંધાન છે

કોઈક સમયે અમારા કુલપતિ ભગવંત ધર્મબંધુમાં દર્શન કરવા માટે સિદ્ધપર્વત ઉપર ગયા. આ બાજુ કેટલાક દિવસો ગયા પછી કોઈક દિવસે આ વિલાસવતી તાપસ-કન્યા પુષ્પો, તથા કાષ્ઠો વગેરે સામગ્રી લેવા માટે ગઈ હતી. ધાર્યા કરતાં સમય વધારે થયો. આવતાં આવતાં પાછળ નજર ફેરવતી, તેના ગાલ પર અશ્રુ-બિન્દુઓ સાફ કરેલાં નહોતાં. તે પરસેવાથી રેબઝેબ થએલી હતી. ક્ષીરસમુદ્રમાંથી તરતની બહાર નીકળેલી લક્ષ્મીની માફક, અરતિથી પરિવરેલી આશ્રમપદમાં આવી પહોંચી, ત્યારે મેં પૂછયું, 'હે રાજપુત્રી ! શું થયું ?" ત્યારે તેણે કહ્યું, "આજે મને મારું કુટુંબ અને બંધુઓ સાંભર્યા." મેં કહ્યું, "જયાં સુધી કુલપતિ પાછા ન આવે, ત્યાં સુધી ચિંતા છોડ. તેઓ તને જરૂર તારા બંધુઓ પાસે લઈ જશે." તે વાત કન્યાએ માન્ય રાખી. તે દિવસથી દેવપૂજામાં મંદ આદરવાળી અતિથિઓનાં બહુમાન કરવામાં પ્રમાદી, પુષ્પો એકઠાં ન કરવાં, અગ્નિને પ્રણામ ન કરવા, વિદ્યાધર-મિથુનોનું ચિત્રામણ કરવું, સારસ યુગલોની સામે એકી નજરે જોયા કરવું, કામદેવના મનોરથ સરખા યૌવન-વિકારો કરવા, તથા પોતાના પતિ વિષે સ્રી અનુરાગ બતાવવામાં આવ્યો હોય, તેવી પુરાણોની કથાઓ સાંભળવામાં હર્ષ વહન કરવો-એવી તે થઈ છે. ત્યારે મેં ચિંતવ્યું, "અહો ! વયવિશેષથી યૌવન પ્રાપ્ત થયું. યૌવનથી મદ, મદથી મદન, મદનથી વિલાસ અને વિલાસોથી નિર્વિકાર યૌવન સર્વથા સુલભ નથી." કહ્યું છે કે :-"ત્રણ ભુવનમાં એવો કોઈ જીવ નથી અને થશે પણ નહીં કે જે યૌવન પામ્યા પછી હંમેશાં વિકાર-રહિત હોય."

## અપૂર્વ અતિથિ-દર્શનનો પ્રશ્ન

બીજે દિવસે નાગવલ્લી-લતાથી વીંટળાએલા સોપારીના વૃક્ષને તથા નજીકમાં રાજહંસીને પંપાળતા અને સ્નેહ-ક્રીડા કરતા રાજહંસને દેખીને હસ્ત-પલ્લવ ખંખેરીને અશ્રુભીની આંખવાળી, લાંબો નીસાસો નાખતી તે તપોવનમાંથી નીકળી. મેં વિચાર્યું, "આજે તેનો મુખાકાર બરાબર નથી. માટે જોઉં કે, આ કન્યા કઈ તરફ જાય છે ?" તેટલામાં તે છાબડી ગ્રહણ કરી પુષ્પો એકઠાં કરવાની જગ્યા પર ગઈ અને ચપળ નજરથી ચારે તરફ જોવા લાગી." મેં વિચાર્યું, "આ શું જોયા કરે છે ?" જોતી જોતી તે અશોકવૃક્ષના માર્ગે ગઈ. કેળના વનમાં છૂપાઈને હું એક બાજુ ઊભી રહી જોયા કરતી હતી. પછી તે રુદન કરવા લાગી, પછી બોલવા લાગી, "હે ભગવતી વનદેવતાઓ ! આ તે જ સ્થળ છે, જયાં આર્યપુત્રે તાપસી ધારીને મને વિનયપૂર્વક પ્રણામ કર્યા હતા અને કહ્યું હતું કે, "હે ભગવતિ ! તમારાં તપકર્મો વૃદ્ધિ પામો. હું શ્વેતાંબી નગરીનો રહેવાસી તામ્રલિપ્તી નગરીથી સિંહલદ્વીપ તરફ જતો હતો, વચ્ચે વહાણ ભાંગી ગયું એટલે એકલો પડયો. માટે હે ભગવતિ ! આ કયો પ્રદેશ છે ? કયા સમુદ્રનો કિનારો છે ? તમારું આશ્રમપદ કયાં છે ?" ગભરાએલા હૃદયવાળી હોવાથી મેં તેને પ્રત્યુત્તર ન આપ્યો. સ્રીપણાના શરમાળ સ્વભાવથી, મદનના ઉત્કટપણાથી હું જવાબ આપી શકી

નહિ અને આગળ ચાલી. વળી હિંમત લાવી પાછળ જોઉં છું, તો તે ન દેખાયા. "હું પોતે સમજી શકતી નથી, કે દીર્ઘાયુ એવા તેમને જવાબ આપવામાં મેં કેમ ઉપેક્ષા કરી ? અથવા મારા હૃદયમાંથી તે નીકળી ગયા, અથવા તો કોઇ દેવ આર્યપુત્રના વેષથી મને પ્રલોભન કરાવે છે ? અથવા તો તે ખરેખર આર્યપુત્ર જ છે ? સર્વથા જે હોય, તે હોય. મદનાગ્નિથી પીડા પામતી હું હવે આર્યપુત્રના વિરહ-દુઃખને સહન કરવા માટે અસમર્થ છું; તેથી અતિમુક્ત લતાથી અદ્ધર લટકીને હું આત્મ-હત્યા કરું."

"આર્યપુત્રના શરીરે કુશળ વર્તો. માતા-સરખી નિષ્કારણ વત્સલતાવાળી ભગવતી તાપસીને આ વૃત્તાન્ત કહેજો, કારણ કે હું લજ્જાથી પરાધીન બનેલી હોવાથી તેને કહેવા માટે શક્તિમાન નથી" એમ કહી રાફડાની ટોચ પર ચડી લતાનો ફાંસો તૈયાર કર્યો. ત્યાર પછી મેં વિચાર્યું, મદનને કંઈ પણ દુષ્કર નથી. ગુરુ અને દેવતાઓને પ્રણામ કર્યા. ફાંસો ગળામાં નાખ્યો, ત્યાં શરીર લટકાવવા તૈયાર થઈ, એટલામાં 'બચાવો ! બચાવો!' એમ બૂમ પાડતી હું તેની પાસે ગઈ. તેનો ફાંસો કાપી દૂર કર્યો. મેં તેને કહ્યું, હે રાજપુત્રી ! માતા સરખી મને પ્રયોજન જણાવ્યા વગર લોકાન્તર પ્રવૃત્તિ કરનારી તારી સરખીને આમ કરવું યોગ્ય ગણાય કે?' ત્યાર પછી, અરે ! મને ધિક્કાર હો, મારું બોલેલું સર્વ જરૂર એમણે સાંભળ્યું છે. તેથી લજ્જાથી નીચું મુખ કરીને તે બોલી. "હે ભગવતિ ! આપે કોપ ન કરવો. અહીં મારી શરમ અપરાધી છે." ત્યાર પછી મેં કહ્યું, "હે રાજપુત્રી ! કોપની શંકાથી સર્યું, તપસ્વી લોકોને કોપ હોતો નથી, મને કહે કે, કોઈ અપૂર્વ અતિથિનાં દર્શન કયાં ય થયાં છે ?" રાજપુત્રીએ કહ્યું, 'આપે હકીકત તો સાંભળી લીધી છે.' મેં કહ્યુ, રાજપુત્રી ! ધીરજ રાખ, ભગવાન કુલપતિ અમોઘ વચનવાળા છે. તેમનું વચન નિષ્ફળ હોય જ નહિ. નક્કી નજીકના સમયમાં તારા મનોરથ સફળ થશે. ચાલ આપણે આશ્રમપદમાં જઈએ. એટલે 'જેવી આપની આજ્ઞા' એમ કહી મારી વાત માન્ય રાખી. આશ્રમ-સ્થાનમાં ગયા.

તમને ખોળવા માટે મુનિકુમારોને મોકલ્યા. પૌરાણિક કથા-વિનોદ કરાવતી હું સાવધાની-પૂર્વક રાજપુત્રીની સમીપમાં બેસી રહી. મુનિકુમારોએ વનમાં ઘણી તપાસ કરી, પણ તમારો ક્યાંય પત્તો ન લાગ્યો અને આવીને કહ્યું કે, 'અમને ક્યાં યે તે પુરુષ ન મળ્યો.' ત્યાર પછી રાજપુત્રી પાસે સકલ પરિવારને દેખરેખ રાખવાની ગોઠવણ કરી, 'હવે આને જીવાડવાનો બીજો ઉપાય નથી. એમ વિચારી હું એકલીજ તમને ખોળવા માટે અહીં આવી છું. અવશ્ય કાર્યોનો વિનિયોગ ( ગોઠવણ ) કરવામાં ચતુર એવી ભવિતવ્યતાએ મને તમારાં દર્શન કરાવ્યાં માટે ચાલો, આપણે આશ્રમ-સ્થાને પહોંચીએ અને કંઠે આવેલી પ્રાણવાળી બંધુ વગરની નિરાધાર તે કન્યાને જીવાડીએ.

### વિલાસવતી સાથે લગ્ન

ત્યારે મેં કહ્યું, 'જેવી ભગવતીની આજ્ઞા' એમ કહી તપોવનમાં ગયા. પ્રથમ

તાપસીએ પ્રવેશ કર્યો, પાછળથી મુનિ-કુમાર મને બોલાવવા આવ્યા, એટલે હું અંદર ગયો, મારે માટે આસન લાવ્યા. કમળતંતુના વલય અને હાર વહન કરતી નલિની-કમળપત્રના બિછાનામાં બેઠેલી વિલાસવતીને દેખી હું ત્યાં બેઠો, એટલે તેની તાપસ-કુમારિકા-સખીવર્ગે પૂજા-સામગ્રી હાજર કરી. તાપસીના કહેવાથી પગ ધોવા માટે જળ લાવી પોતાનું પહેરેલ વસ્ત્ર સરખું કરતી વાંકી વળીને ચારે તરફ નજર ફેરવતી વિલાસવતી આવી. બંને પગો ધોયા. મધ્યાહ્નમાં સૂર્ય રહેલો હતો. એટલે તાપસવર્ગ પોતપોતાના કાર્યમાં તત્પર બન્યો હતો. ફણસ વગેરે ફળો ત્યાં લાવ્યા અને ભોજન કર્યું. એટલામાં તાપસી ત્યાં આવી અને કહ્યું, "હે રાજપુત્ર! આશ્રમ-સ્થાનમાં આવેલા તમારા સરખા માટે કંદ-ફળ માત્રથી જ આહાર વૃત્તિ કરાવાય છે! તાપસો ભગવાં કે ઝાડની છાલનાં વસ્ત્રો પહેરનાર હોય છે, તેથી અમે તમારો બીજો કેવો અતિથિ-સત્કાર કરી શકીએ? તેથી હવે આ મારા જીવિતથી અધિક વહાલી આગળ મને મેળવી આપી હતી, ફરી વળી પાછી જીવતી મેળવી આપી છે, એવી આ વિલાસવતી છે. એમ બોલતી વસ્ત્રથી મુખ ઢાંકી રુદન કરવા લાગી. ત્યારે મેં કહ્યું; "હે ભગવતિ! તમે તો સંસાર-સ્વરૂપનાં જાણકાર છો, તો તમે આ શું કરી રહ્યાં છો? એક તાપસ-કુમારિકા વિનય-પૂર્વક મુખ ધોવા માટે જળ લાવી. તેણે વદન ધોઇ નાખ્યું, વસ્ત્રના છેડાથી લૂછી આસન પરથી ઊભી થઈ. પોતે જાતે જ હવન-મંડપમાં હવન-કુંડમાં માંગલિક હવનાગ્નિ પ્રગટાવ્યો. પોતાનાં આભૂષણ સાથે વિલાસવતી મને અર્પણ કરી. મેં પ્રથમ હૃદયથી, પછી હસ્તતલથી તેને ગ્રહણ કરી. ફેરા ફર્યા. ભગવતીને પ્રણામ કર્યા. તેની આજ્ઞાથી તપોવનની નજીકના સુંદરવન નામના ઉદ્યાનમાં અમે બંને ગયા. સર્વ ઋતુઓ એક એકઠી થઇ હોય, સુગંધ-સમૃદ્ધિનો નિવાસ હોય, વનસ્પતિઓનું કુલગૃહ હોય, કામદેવનું મંદિર હોય તેવું તે ઉદ્યાન હતું. તેમાં પણ કપૂર-રસથી સિંચેલ માલતીના છોડથી વીંટળાએલ, એલચીલતાથી ઢંકાએલ હરિચંદન વૃક્ષોની ગાઢ ઝાડીમાં અમે બંનેએ પ્રવેશ કર્યો. ત્યાં ભમરાઓના ગુંજારવરૂપ ગીત-યુક્ત મન્દ મલય-અનિલ-વશ નૃત્ય કરતી પ્રિયંગુમંજરીને અને બીજાં પણ અપૂર્વ આશ્ચર્ય ઉત્પન્ન કરનાર, આંખોને સુખ આપનાર એવા વૃક્ષ-સમૂહોને જોવામાં અમારા બંનેનો દિવસ પસાર થયો. કોમળ પાંદડાનું શયન તૈયાર કર્યું. અમે બંને તેમાં સૂઈ ગયા. વિશ્વાસ ઉત્પન્ન થયો. રાત્રિ પૂર્ણ થઈ. એ પ્રમાણે હંમેશાં રહેતા હતા.

### પટરત્નનો વૃત્તાન્ત સમજાવ્યો

કેટલાક દિવસો વીત્યા પછી અમે પુષ્પો તથા કાષ્ઠાદિક સામગ્રી લેવા માટે વનમાં ગયા. મેં ફળો ગ્રહણ કર્યા. વિલાસવતી તો પવન વડે કંપતી, મુલાયમ સ્પર્શના લોભથી હોય તેમ વનલતાથી સ્પર્શાતી, ફૂટેલી પુષ્પ-કળીઓના સમૂહથી રોમાંચિત થયા હોય તેવા વૃક્ષોથી જોવાતી, પુષ્પ-ગંધના લોભથી ભમરો આવી ઉપર ભ્રમણ કરી રહ્યા હતા. ફૂલો

એકઠાં કરવાનું પોતાનું કાર્ય પૂર્ણ થઈ ગયું હોવા છતાં તે કાર્યમાં લીન બની ગઈ હતી. 'ચાલો હવે આપણે જઈએ' એમ મારા કહેવા છતાં તે ફૂલ ચૂંટવાનું બંધ કરતી ન હતી, તે સમયે મેં વિચાર કર્યો કે, 'નયન-મોહન પટ ઓઢીને તેને છેતરું' એમ વિચારી સામે બેઠેલો હોવા છતાં ન દેખે તેમ પટ ઓઢી લીધો તેણે ચારે તરફ મને જોયો, પણ હું દેખાયો નહિ. અહિંથી જવાનો સંભવ ન હોવાથી 'હા આર્યપુત્ર!' એમ બોલતી તે ધરતી પર ઢળી પડી. તે પછી તેણે આ શું કર્યું ?' એમ ચિંતવીને પક્ષીઓના કુલગૃહ કુમુદાલય નામના સરોવરમાંથી બિસિનીપત્રોને સીવીને છિદ્ર વગરના તે પડિયામાં પાણી ભરી લાવી હું જલ્દી આવ્યો. પાણી છાંટયું એટલે ચેતના આવી અને પૂછયું કે, "હે આર્યપુત્ર ! આ શું થયું છે ?" મેં કહ્યું, તે શી વાત છે ? તેણી કહ્યુ કે "હમણાં તમે ન દેખાયા, અત્યારે દેખાવ છો, માટે આ શું છે ?" મેં કહ્યું, "હું જાણતો નથી." તેણે કહ્યું, "તમે કેમ ન જાણો ? મને ભય લાગે છે, માટે પરમાર્થ જણાવો." ત્યારે મારા મનમાં થયું કે સ્ત્રીઓનાં હૃદયો નિર્બળ હોય છે, રખે ખોટી સંભાવના કરશે. એમ વિચારી પટરત્નનો વૃત્તાન્ત કહ્યો. તેણે તે જોયો. વિશ્વાસ બેઠો એટલે તેણે તે પટ લીધો.

## સ્ત્રીલોભથી સાનુદેવે-સમુદ્રમાં ધક્કો માર્યો

એ પ્રમાણે વૃદ્ધિ પામતા અનુરાગવાળા તે બન્નેનો કેટલોક સમય પસાર થયો. હવે સ્વદેશ યાદ આવ્યો અને ત્યાં જવાની ઇચ્છા વિલાસવતીને જણાવી, એટલે તેણે કહ્યું, "હે આર્યપુત્ર ! તમને જે રુચે તેમ કરીએ." તાપસીને પૂછયું, એટલે તે વાતની સંમતિ આપી. એટલે વહાણ ભાંગી ગયાની નિશાનીરૂપ મોટા વૃક્ષની ટોચે ભયસૂચક ધ્વજા કરાવી. કેટલાક દિવસો પસાર થયા પછી એક નાની હોડીના ખલાસીઓ આવ્યા. તેઓને મેં દેખ્યા. તેઓએ કહ્યું, "હે મહાપુરુષ ! મહાકટાહવાસી સાનુદેવ સાર્થવાહ મલયદેશ તરફ જઈ રહેલા છે. તેમણે વહાણ-ભંગની નિશાનીરૂપ ધ્વજા દેખી એટલે અમને તેડવા મોકલ્યા છે, માટે આપ હવે અમારી સાથે ચાલો." ત્યારે મેં કહ્યુ, "મારી સાથે મારી ભાર્યા પણ છે." તેઓએ કહ્યું, "કંઈ વાંધો નહિ, ભલે તે પણ સાથે આવે." ત્યારપછી તાપસ લોકોની રજા લીધી. તેઓ પણ સમુદ્ર-કિનારા સુધી વળાવવા આવ્યા. તાપસોને પ્રણામ કરી ભાર્યા સાથે હું નાની નાવડીમાં આરૂઢ થયો. મોટા વહાણ પાસે પહોંચ્યા. ત્યાં સાર્થવાહના પુત્રે અમારું બહુમાન કર્યું. ત્યાર પછી સ્રીઓ સ્વભાવે નિર્બળ હોય છે, સમુદ્રના ઘોરપણાથી અને પ્રથમ તેને આ પટરત્ન પ્રાપ્ત થયો હતો, રખેને કંઈ તે પટરત્નમાં પ્રમાદ થઈ જાય, એમ ચિંતવી પટરત્ન પોતે ગ્રહણ કર્યું. સમુદ્રમાં કેટલાક દિવસો પસાર થયા. કોઇક સમયે એક પહોર રાત્રિ બાકી રહી હતી, ત્યારે હું અને સાર્થવાહ, પુત્ર લઘુશંકા માટે ઊઠયા. તે વખતે સાર્થવાહપુત્રે વિચાર્યું. આવું સ્રીરત્ન છે, સર્વ અપરાધ છૂપાવનારી રાત્રિ છે, ફરી આવો સમય દુર્લભ છે,

આ સમયે વિલાસવતીએ પૂછયું, "હે આર્યપુત્ર ! તમે કેવી રીતે પડી ગયા ? અને કેવી રીતે પાર ઊતર્યા ?" ત્યારે પરના દોષને પ્રગટ કરવા યોગ્ય નથી....એમ વિચારી મેં કહ્યું, "હે દેવી ! હું લપસવાથી પડી ગયો અને આગળ તૂટેલા વહાણના પાટિયાથી કિનારે આવી ગયો."

## વળી પાછો વિયોગ

કેટલાક સમય પછી વિલાસવતિએ કહ્યું, "હે આર્યપુત્ર ! તૃષા બહુ લાગી છે." મેં કહ્યું, "હે દેવી ! અંહીં નજીકમાં જ મોટું સરોવર છે, માટે ચાલો ત્યાં જઈએ." વિલાસવતી ચાલવા લાગી થોડી ભૂમિ સુધી ગયા, પરંતુ નિતંબ-ભાગો મોટા હોવાથી, સમુદ્ર તરવાના થાકથી, દેહની સુકુમારતાથી, હું જોડે હોવાથી વિશ્વસ્તપણાના કારણે તે ચાલી શકવા અસમર્થ બની. ત્યારે મેં કહ્યું, "હે દેવી ! તું આ વડલાના વૃક્ષ પાસે બેસ, એટલામાં હું તારા માટે નલિનીપત્રના પડિયામાં પાણી ભરીને લાવું છું." ત્યારે દેવીએ કહ્યું, "તમારા મુખ-દર્શનવાળી તૃષ્ણાવાળી એવી મને જળ-તૃષ્ણા તેટલી પીડા કરતી નથી." મેં કહ્યું, "દેવી ! જરા ધીરજ રાખ, હમણાં હું પાણી લઈને આવ્યો." તેના માટે કોમળ પાંદડાંનું શયન બનાવ્યું. પછી નયયમોહન પટ આપ્યો. અને દેવીને કહ્યું કે અરણ્ય ઘણા ભયવાળું હોય છે. જ્યાં સુધી હું પાછો ન આવું, ત્યાં સુધી આ નયનમોહન પટ ઓઢીને રહેવું. હૃદયથી તે વાત પોતાને માન્ય ન હોવાં છતાં અપ્રતિકૂળપણે તે વાતનો સ્વીકાર કર્યો. હું સરોવરે ગયો. જળ અને નારંગીના ફળો ગ્રહણ કર્યાં. તે જ માર્ગે તે જ સ્થળે પાછો આવ્યો. હે દેવી ! નયનમોહન વસ્ત્રનો ત્યાગ કર. અને પાણી ગ્રહણ કર." પરંતુ જવાબ આપતી ન હોવાથી મેં કહ્યું, "હે દેવી ! અત્યારે હાસ્ય ન હોય. નયન-મોહન પટને છોડી દે." છતાં પણ જવાબ આપતી નહોતી. એટલે મેં વિચાર્યું, નક્કી અંહીં દેવી જણાતી નથી, નહીંતર મને જોઇને ઊભી કેમ ન થાય ? અને જવાબ કેમ ન આપે ? એટલે મેં બિછાનામાં હાથ ફેરવ્યો, છતાં દેવી ન દેખાઈ, મારા હૃદયમાં શંકા થઈ. ડાબી આંખ ફરકવા લાગી. પ્રયત્નપૂર્વક પકડી રાખેલ જળપૂર્ણ નલિનીપત્ર-પુટ નીચે પડી ગયો. વિષાદમાં પરાધીન બનેલો હોઉં તેમ શોકાતુર વદન અને ભયભીત નયનવાળો હું 'દેવી ! દેવી !' એમ બોલતો ખોળવા લાગ્યો. રેતીના થરમાં અજગરના ચાલવાનો લીસોટો દેખાયો. ધડકતા હૃદયવાળો હું તે લીસોટાના અનુસારે આગળ ચાલ્યો. વનસ્પતિ અને વૃક્ષોની ગાઢ ઝાડીમાં અતિકાળી કાંતિવાળો, નયન-વિષાગ્નિની જ્વાળાથી ભયંકર, નયનમોહન પટ ગળવામાં ઉદ્યત થએલ, મોટી કાયાવાળો એક અજગર જોવામાં

૧ માછલાં પકડવા માટે કાંટા ઉપર ગલ-માંસ કે લોટની કણક લગાડી રાખે છે, તે ખાવા જાય એટલે માછલાંના ગળામાં કાંટો ભોંકાય અને પકડાઈ મૃત્યુ પામે છે. જગતના વિષયો તેવા અલ્પસુખ અને ભયંકર વિપાકવાળા છે.

આ જ કારણથી પંડિત પુરુષો બિલમાં રહેલ સર્પ સરખા પ્રેમનો ત્યાગ કરે છે, કારણ કે પ્રિયના વિયોગરૂપ વિષવેગનું માહાત્મ્ય તેઓ સારી રીતે સમજે છે. આ પ્રમાણે વિચારું છું, એટલામાં દૈવયોગે ત્યાં ભ્રમણ કરતો કલહંસ સરોવર-પ્રદેશમાં આવી પહોંચ્યો. વીજળીના ભયથી નાસી ગયેલી, વિશાળ સરોવરમાં ભ્રમણ કરીને કુવલય-કમળના છાંયડામાં બેઠેલી કલહંસિકાને તે કલહંસે દેખી. વિરહથી દુબળા અંગવાળી, શોકથી શબ્દ કરવા માટે પણ અસમર્થ એવી તે રાજહંસિકાને દેખી કલહંસ ગાઢ હર્ષ પામ્યો. દૈવયોગે પ્રિય-પ્રિયાના વિયોગવાળા કલહંસને દેખી હે શ્રાવક ! મને પણ મનમાં ચિંતા ઉત્પન્ન થઈ. એવી રીતે જીવતાં રહેનારને કોઇક કાળે કદાચિત્ પ્રિયાની પ્રાપ્તિ થાય, મર્યા પછી દીર્ઘ સંસારમાં જીવોનો મેળાપ કેવી રીતે થાય ? ઉત્સાહ-શક્તિને ન છોડતો પ્રાણ ધારણ કરનાર પુરુષ નક્કી પોતાના કાર્યને અનુરૂપ ફળ મેળવે છે.

## વિલાસવતીનો મેળાપ

બીજું કુલપતિએ વિલાસવતીને વિપાક કહેલો જ છે, પતિને પ્રાપ્ત કરી, ભોગો ભોગવીને પરલોકના સાધનરૂપ ધર્મવ્યવસાય કરી તે મનુષ્યપણું સફળ કરશે. તેથી કરી પોતે આત્મહત્યા પણ નહીં જ કરે. "દૈવની ગતિ વિચિત્ર છે. માટે હાલ તો તેની ગવેષણા કરવાનો જ આ સમય છે." —એમ વિચારી નારંગીનાં ફળોથી ભૂખ ભાંગી સમુદ્રકિનારે અર્ધયોજન ભૂમિ સુધી ચાલ્યો. સમુદ્ર કિનારે પાણીના મોજાંથી હડસેલાતું પાટિયું જોયું, તેની સામે ચાલ્યો. કિનારે આવી પહોંચ્યું. તેના પર ચોંટેલી જેના પ્રાણ કંઠે આવેલા હતા, તેવી વિલાસવતીને દેખી, મનમાં હર્ષ પામ્યો. મને ઓળખ્યો. તે રડવા લાગી એટલે મેં આશ્વાસન આપ્યું. પૂછયું, "હે દેવી ! આમ કેમ ?" તેણે કહ્યું. "હે આર્યપુત્ર ! સાંભળો, મારા જેવી મંદભાગ્યવાળીના પાપયોગે તમે સમુદ્રમાં પડી ગયા, એટલે આર્યપુત્રના શોકથી હું સમુદ્ર-પ્રવાહમાં પડવા તૈયાર થઈ, ત્યારે સાર્થવાહે મને અટકાવી. તેનો પરિવાર પણ આકુળવ્યાકુળ બની ગયો હતો. સવાર પડી, નાવિકો 'પાછું ફેરવો, પાછું ફેરવો' એમ બૂમ પાડી રહેલા હતા. દોરડાં પરિવર્તન કરવામાં નિર્યામકો રોકાએલા હતા, ત્યારે પર્વતનાં શિખરો જેમ ગબડી પડે તેમ વહાણ ભાંગી ગયું. લોકો છૂટા પડી ગયા. આર્યપુત્રના પ્રભાવથી, મારા પુણ્યોદયથી, મને એક પાટિયું મળી ગયું. સમુદ્રનું લંઘન કરી હું અહીં આવી પહોંચી, એટલે મારા પુણ્યોદયે આપનાં દર્શન થયા. મેં વિચાર્યું, અહો ! સાર્થવાહનો માયાવી સ્વભાવ અને અકાર્ય આચરણનું ફળ ! અથવા તો આ વિષયમાં શું આશ્ચર્ય છે ? ઉપાય કર્યા વગર કાર્ય-સિદ્ધિ થતી નથી નિરુદ્યમી સુખો મેળવવા માટે પાપાચરણ કરે છે. જે કારણથી તેમાં પહેલાં પોતાને સંક્લેશ, પછી બીજાને પીડા થાય, તેથી કરી આવા અભ્યાસથી શુભ પરિણામ કેવી રીતે થાય ? છતાં પણ સુખના સાધનના ઉપાય નહીં જાણનારા એવા પ્રાણીઓ ગલની પ્રાપ્તિથી ઠગાએલા માછલા માફક, ગાઢ ભયંકર વિપાકવાળા દુઃખપ્રાપ્તિના ઉપાયોમાં પ્રવૃત્તિ કરે છે.

સર્વને માટે માતા-સમાન હોય છે. તારી હકીકત જાણ્યા વગર હું તને કહું પણ શું ?" ત્યારે મને મનમાં એમ થયું કે,' 'નિષ્કારણ વત્સલ મુનિવર્ગ ગૃહસ્થોને માનનીય હોય છે." એમ ધારી શ્વેતવિકા (શ્વેતાંબી)થી નીકળી ફાંસો ખાવા સુધીનો વૃત્તાન્ત કહ્યો, તેમણે મને સાન્ત્વન આપ્યું કે, "હે વત્સ ! આ સંસાર આવા પ્રકારનો જ છે. અહીં સંસારમાં શરદના મેઘસમાન જીવિત ચંચળ છે. પુષ્પ ખીલેલાં વૃક્ષો સમાન રિદ્ધિઓ નાશ પામવાના સ્વભાવવાળી છે. સ્વપ્નની ઉપમાવાળા વિષયભોગો અસાર છે. પ્રિયવર્ગના સમાગમો વિયોગમાં પરિણમવાવાળા અનિત્ય છે; માટે આ કાર્યનો ત્યાગ કર, પ્રાણ-ત્યાગ કરનાર જીવ પણ કુશળ ધર્મકાર્ય કર્યા સિવાય ઇચ્છિત ઇષ્ટફળ મેળવતો નથી.' મેં કહ્યું, "હે ભગવંત ! આપની વાત યથાર્થ છે, તો પણ પ્રિયતમાના વિરહાગ્નિની જ્વાળામાં એવો બળીઝળી રહેલો છું કે ક્ષણે ક્ષણે હું મરણાધિક દુઃખનો અનુભવ કરી રહેલો છું. તો હે ભગવંત ! અવશ્ય મરવા માટે તૈયાર થએલા મને આપ ઉપાય કહો, જેથી પરલોકમાં મને પ્રિયતમાનો સંયોગ થાય. " તેણે કહ્યું, તો હવે સાંભળ.—

## વિદ્યાધરે બચાવીને આપેલો હિતોપદેશ

અહીં મલયપર્વત પર 'મનોરથ-પૂરક' નામનું શિખર છે, તે ખરેખર કામિત-પતન એટલે ઇચ્છા પૂરી પાડનાર સ્થાન છે. તેના પર ચડીને જે યથોચિત ઇષ્ટ સંકલ્પ કરીને પડતું મૂકે, તો તેને ઇચ્છા પ્રમાણે પ્રાપ્તિ થાય છે. ત્યાર પછી તેમના ચરણ-યુગલમાં પ્રમાણ કરીને મેં પૂછયું, 'હે ભગવંત ! તે સ્થાન કયાં છે ?' તેમણે બતાવ્યું, એટલે હું તે તરફ ચાલ્યો. ત્રીજા દિવસે હું ત્યાં પહોંચ્યો. સત્પુરુષના અભિમાન સરખા ઊંચા શિખર પર હું ચડી ગયો. જન્માંતરમાં પણ વિલાસવતીનો સમાગમ થાઓ' બોલીને એવો સંકલ્પ કર્યો અને પડતું મૂક્યું. "અરે ! પ્રમાદ' એમ પોકારતા આકાશ-ગામી ઊડી રહેલ રેશમીવસ્ત્ર પહેરેલ, ડાબે પડખે તલવાર સ્થાપન કરેલ, એકદમ નીચે ઉતરતા હોવાથી ચલાયમાન મસ્તક-માળાવાળા, અને ચંદ્ર-સરખા સૌમ્ય દર્શનવાળા વિદ્યાધરે અદ્ધરથી જ પડતાં પહેલાં મને વચમાંથી ઝીલી લીધો અને સ્વભાવથી શીતલ ચંદ્રકાન્ત મણિવાળા ચંદન-લતામંડપમાં મને લઈ ગયો. આશ્વાસન આપી મને કહ્યું, "અરે ! મહાસત્ત્વવાળા ભાગ્યશાળી ! આ તારી અપૂર્વ આકૃતિથી તું મહાપુરુષપણાનું સૂચન કરે છે, છતાં સામાન્ય પુરુષને યોગ્ય આવી ચેષ્ટા કેમ કરે છે ? જો કહેવા યોગ્ય હોય, તો આમ કરવાનું પ્રયોજન કહે. " મેં જવાબ આપ્યો, "અરે ! પરોપકાર માટે તત્પર અને નિર્દોષ પ્રાણિ ધર્મને સમજનારા ! આપ જેવા સજ્જનને પણ ન કહેવા યોગ્ય કંઈ હોય ખરું ? તેથી કરી આપ હવે સાંભળો.—

પ્રિયતમાના વિયોગને કારણે આત્મઘાત કરવા તૈયાર થએલા મને ઋષિએ મનોરથ-પૂરક કામિત-પતનનો ઉપાય જણાવ્યો. ત્યાર પછી 'જન્માંતરમાં પણ પ્રિયતમાનો

આવ્યો. તેને દેખી મેં વિચાર્યું, "હા ! આને ધિક્કાર થાઓ. દેવીને મારી નાખી !" ત્યારે તે સમયે દિવસ છે કે રાત્રિ છે ? ઠંડી છે કે ગરમી છે ? સુખ છે કે દુઃખ છે ? ઉત્સવ છે કે સંકટ છે ?, જીવિત છે કે મરણ છે ? ચાલું છું કે ઊભેલો છું ? —એ કંઈ સમજી શકાયું નહિ. માત્ર ન કહી શકાય તેવી કોઈ જુદી અવસ્થાને પામીને મૂર્છાથી બીડાઇ ગએલા નયનવાળો હું ધરણી પર પડી ગયો. પ્રાણરહિત હોઉં તેમ થોડો સમય મૂર્છિત રહ્યો. સમુદ્રના પવનના ઝપાટાથી પાછી ચેતના આવી. એટલે મેં વિચાર્યું, "જ્યાં સુધી આ અજગર બીજા સ્થળમાં ન જાય, ત્યાં સુધીમાં મારું શરીર પણ તેને જ ખવરાવી દઉં, કારણ કે મરવા કરતાં પણ દેવીનો સમાગમ મને વધારે પ્રિય છે." હું અજગરની પાસે ગયો. પરંતુ મને દેખી મારો અપરાધ કર્યો હોય તેમ એ સંકોચાઈ ગયો. મેં વિચાર્યું, "મરવા કરતાં પણ દેવી પ્રિયતમાનો સમાગમ મને વધારે ઇષ્ટ છે, તેથી નહિ. કોપેલો આ મને કેવી રીતે ગળી જશે ?" એમ વિચારી મેં અજગરને મસ્તક ભાગ પર માર્યો. ભયથી કાયર બનેલા તેણે નયનમોહન પટને બહાર કાઢયો. કુંડળાકૃતિ બની ફણાભોગને શાન્ત કર્યો. ત્યાર પછી પ્રિયતમાના શરીરના સંગ કરનાર તે નયનમોહન પટને બહુમાન-પૂર્વક મેં ગ્રહણ કર્યો. છાતી પર તેને ચાંપ્યો. મેં વિચાર્યું કે, "આ જ નયનમોહન પટને હૃદય પર સ્થાપન કરી, ગળામાં ફાંસો નાખી લટકીને આત્મ-હત્યા કરું." પછી પ્રિયતમા વિલાસવતી જ્યાં સૂતી હતી, તે વડલાના વૃક્ષ પાસે ગયો. ફાંસો બાંધ્યો, શાખા પર ચડી, ગરદન નમાવી અને શરીર લટકતું છૂટું મૂક્યું. કંઠ-પ્રદેશમાં શ્વાસ રોકાઈ ગયો, ત્યારે વન ભમવા લાગ્યું. આકાશ પડતું હોય તેમ ડોળા બહાર નીકળી ગયા; શરીર પરવશ બની ગયું. આ પછી ન કહી શકાય અને ન અનુભવેલી એવી મૂર્છા અવસ્થા પામ્યો. થોડી વાર પછી જાણે સ્વપ્ન હોય તેમ કમંડળના પાણીથી ગાત્ર ઉપર જળ છંટકાવ કરતા કોઇ ઋષિને દેખ્યા. ચેતના આવી એટલે વિચાર્યું કે ખેદની વાત છે કે ધરણી પર હું પડ્યો, પણ નિર્ભાગી હું મૃત્યુ ન પામ્યો. ઋષિએ મારું શરીર પંપાળ્યું. મેં તેમને પૂછ્યું કે, "હે ભગવંત ! આપે શું કર્યું ?" તેણે કહ્યું, "સાંભળ ! પુષ્પ, ફળ, કાષ્ટ લેવા માટે હું આવ્યો હતો, ત્યારે દૂર ઊભા રહેલા મેં તને આત્મ-હત્યા કરતાં દેખ્યો. એટલે "અરે ! કયો આ પુરુષ સત્પુરુષથી નિન્દિત એવી આત્મહત્યા કરવાના માર્ગમાં પ્રવર્તે છે ? અને તેમ કરવાનું કારણ શું હશે ? એ પૂછીને તેને તેમ કરતો રોકું." એમ વિચારી જલ્દી જલ્દી આવ્યો, એટલામાં તો તું લટકી પડ્યો. ત્યાર પછી, "અરે ! સાહસ ન કર, સાહસ ન કર" એમ બોલતો, એકદમ દોડતો હું વડલાના વૃક્ષ પાસે પહોંચી ગયો; એટલામાં તારો ફાંસો ઢીલો હોવાથી છૂટી પડ્યો અને તું જમીન પર પડ્યો. પછી કમંડળનું પાણી તને છાંટયું. ચેતના આવ્યા પછી શરીર પંપાળ્યું, આ પ્રમાણે મેં કર્યું. "હવે હે ધર્મશીલ ! આ પ્રયત્ન કરવાનું તને શું કારણ છે ? તે જણાવ." ત્યારે લજ્જાપૂર્વક મેં જણાવ્યું, "હે ભગવંત ! મારા આ પ્રયત્નનું કારણ કહેવાનો કંઈ અર્થ નથી." તેણે કહ્યું, "હે વત્સ ! તું શરમ છોડીને કહે. તપસ્વીલોક

સર્વને માટે માતા-સમાન હોય છે. તારી હકીકત જાણ્યા વગર હું તને કહું પણ શું ?" ત્યારે મને મનમાં એમ થયું કે,' 'નિષ્કારણ વત્સલ મુનિવર્ગ ગૃહસ્થોને માનનીય હોય છે.' એમ ધારી શ્વેતવિકા (શ્વેતાંબી)થી નીકળી ફાંસો ખાવા સુધીનો વૃત્તાન્ત કહ્યો, તેમણે મને સાન્ત્વન આપ્યું કે, "હે વત્સ ! આ સંસાર આવા પ્રકારનો જ છે..અહીં સંસારમાં શરદના મેઘસમાન જીવિત ચંચળ છે. પુષ્પ ખીલેલાં વૃક્ષો સમાન રિદ્ધિઓ નાશ પામવાના સ્વભાવવાળી છે. સ્વપ્નની ઉપમાવાળા વિષયભોગો અસાર છે. પ્રિયવર્ગના સમાગમો વિયોગમાં પરિણમવાવાળા અનિત્ય છે; માટે આ કાર્યનો ત્યાગ કર, પ્રાણ-ત્યાગ કરનાર જીવ પણ કુશળ ધર્મકાર્ય કર્યા સિવાય ઇચ્છિત ઇષ્ટફળ મેળવતો નથી.' મેં કહ્યું, "હે ભગવંત ! આપની વાત યથાર્થ છે, તો પણ પ્રિયતમાના વિરહાગ્નિની જ્વાળામાં એવો બળીઝળી રહેલો છું કે ક્ષણે ક્ષણે હું મરણાધિક દુઃખનો અનુભવ કરી રહેલો છું. તો હે ભગવંત ! અવશ્ય મરવા માટે તૈયાર થએલા મને આપ ઉપાય કહો, જેથી પરલોકમાં મને પ્રિયતમાનો સંયોગ થાય. " તેણે કહ્યું, તો હવે સાંભળ.—

## વિદ્યાધરે બચાવીને આપેલો હિતોપદેશ

અહીં મલયપર્વત પર 'મનોરથ-પૂરક' નામનું શિખર છે, તે ખરેખર કામિત-પતન એટલે ઇચ્છા પૂરી પાડનાર સ્થાન છે. તેના પર ચડીને જે યથોચિત ઇષ્ટ સંકલ્પ કરીને પડતું મૂકે, તો તેને ઇચ્છા પ્રમાણે પ્રાપ્તિ થાય છે. ત્યાર પછી તેમના ચરણ-યુગલમાં પ્રમાણ કરીને મેં પૂછ્યું, 'હે ભગવંત ! તે સ્થાન કયાં છે ?' તેમણે બતાવ્યું, એટલે હું તે તરફ ચાલ્યો. ત્રીજા દિવસે હું ત્યાં પહોંચ્યો. સત્પુરુષના અભિમાન સરખા ઊંચા શિખર પર હું ચડી ગયો. જન્માંતરમાં પણ વિલાસવતીનો સમાગમ થાઓ' બોલીને એવો સંકલ્પ કર્યો અને પડતું મૂક્યું. 'અરે ! પ્રમાદ' એમ પોકારતા આકાશ-ગામી ઊડી રહેલ રેશમીવસ્ત્ર પહેરેલ, ડાબે પડખે તલવાર સ્થાપન કરેલ, એકદમ નીચે ઊતરતા હોવાથી ચલાયમાન મસ્તક-માળાવાળા, અને ચંદ્ર-સરખા સૌમ્ય દર્શનવાળા વિદ્યાધરે અદ્ધરથી જ પડતાં પહેલાં મને વચમાંથી ઝીલી લીધો અને સ્વભાવથી શીતલ ચંદ્રકાન્ત મણિવાળા ચંદન-લતામંડપમાં મને લઈ ગયો. આશ્વાસન આપી મને કહ્યું, "અરે ! મહાસત્ત્વવાળા ભાગ્યશાળી ! આ તારી અપૂર્વ આકૃતિથી તું મહાપુરુષપણાનું સૂચન કરે છે, છતાં સામાન્ય પુરુષને યોગ્ય આવી ચેષ્ટા કેમ કરે છે ? જો કહેવા યોગ્ય હોય, તો આમ કરવાનું પ્રયોજન કહે." મેં જવાબ આપ્યો, "અરે ! પરોપકાર માટે તત્પર અને નિર્દોષ પ્રાણિ ધર્મને સમજનારા ! આપ જેવા સજ્જનને પણ ન કહેવા યોગ્ય કંઈ હોય ખરું ? તેથી કરી આપ હવે સાંભળો—

પ્રિયતમાના વિયોગને કારણે આત્મઘાત કરવા તૈયાર થએલા મને ઋષિએ મનોરથ-પૂરક કામિત-પતનનો ઉપાય જણાવ્યો. ત્યાર પછી 'જન્માંતરમાં પણ પ્રિયતમાનો

યોગ થાઓ' એમ સંકલ્પ કરી મારી જાતને પડતી મૂકી. આ મારું કારણ. ત્યારે જરા હાસ્ય કરતાં વિદ્યાધરે કહ્યું, "ખરેખર, સ્નેહને કંઈ પણ દુષ્કર નથી." સ્નેહ એટલે સર્વ દુઃખોનું મૂળ, અવિવેકનો નિવાસ, મોક્ષદ્વારની અર્ગલા, કુગતિ-વાસનો બંધુ, કુશલ-ધર્મ કાર્યોનો વિરોધી, સંસાર-અટવીનો માર્ગ દેખાડનાર, પાપકાર્યો કરવા માટે વત્સલતા રાખનાર. આ સ્નેહથી પરાધીન બનેલા પ્રાણીઓ ' ભવિષ્યકાળના ગેરફાયદાને ગણકારતા નથી, કાલોચિત વસ્તુ દેખતા નથી, મહાલોહ-પંજરમાં પૂરાએલા સિંહ જેવા સમર્થ હોય,-તેપણ સીદાય છે. કોઈ પ્રત્યક્ષ પદાર્થ-વિષયક સ્નેહ હોય તે પણ આવી રીતે નુકસાન કરનાર છે, તો વળી જ્યાં સંબંધવાળી વસ્તુ નથી, તેને માટે કહેવું જ શું ? માટે અવિષયે સ્નેહનો તું ત્યાગ કર. વિવેક દીપકના અજવાળા વડે તું વિચાર કર. મોહ-અંધકારનો નાશ કર. વિચિત્ર કર્મ-પરિણામના વશવર્તી જીવોને પાડવાના પ્રભાવથી એકગતિ અગર સમાગમ શી રીતે થઈ શકે ? તથા કર્મ-પરિણતિના ભાવમાં આવું નિષ્ફળ સાહસ કરવાથી શો ફાયદો ? ઇચ્છિત પદાર્થ સાધી આપનાર હોય તો દાન, શીલ, તપ, ભાવ વગર બીજો કોઇ ઉપાય જ્ઞાની ભગવંતોએ દેખ્યો નથી.

### વિરુદ્ધ સંકલ્પવાળા દંપતીનું દૃષ્ટાન્ત

બીજું હે સૌમ્ય ! સર્વ જીવોને શ્રદ્ધા ઉત્પન્ન કરનાર વાણિક પતિ-પત્નીનો વૃત્તાન્ત બનેલો છે, જેમાં પતિએ દ્વેષવાળો અને પત્નીએ સ્નેહવાળો જુદો સંકલ્પ કરેલો હતો. અહીં તેઓ વિનાશ પામ્યા અને પરલોકમાં વિરુદ્ધ વૃત્તાન્ત બન્યો, તે સાંભળ—

આ મલયદેશમાં કર્ણિકાકાર શિવ નામનો સન્નિવેશ છે. ત્યાં સભિલ્લક નામનો એક કુટુંબી હતો. તેને નામથી પણ અણગમની સિંહા નામની ભાર્યા હતી. પરંતુ ભાર્યાને તે પતિ પોતાના જીવતર કરતાં પણ વધારે વહાલો હતો. તેઓ બંને પરસ્પર એક બીજા માટે અનુક્રમે વિયોગની અને દર્શનની બહુ ઇચ્છા રાખતાં હતાં, એવી રીતે તેઓનો કેટલોક સમય પસાર થયો. કોઇ સમયે, તેના સાંભળવામાં આવ્યું કે, મનોરથ પૂર્ણ કરનાર કામિત-પતન નામનું સ્થાન છે. પોતાની પત્નીના કંટાળાથી 'મને ભવાંતરમાં આ ભાર્યા પાછી ન મળે' એમ મનમાં સંકલ્પ કરીને ત્યાંથી પડતું મૂક્યું અને તે મરી ગયો. ભાર્યાને પતિ-મરણની વાત ખબર પડી. ભાર્યા શોકથી ઘેરાઇ અને આ પડવાના સ્થળે આવી. પતિના સ્નેહથી પત્નીએ પણ સંકલ્પ કર્યો કે, 'જન્માન્તરમાં પણ તે જ મારો ભર્તાર થજો.' પહાડ પરથી પડતું મૂક્યું, એટલે તે સ્રી મૃત્યુ પામી. પરસ્પર વિરોધી સંકલ્પ હોવાથી તેઓના મનોરથ ન ફળ્યાં-એમ હું માનું છું. તો આવા યુક્તિરહિત વિષયના અનુષ્ઠાન કરવાથી શો લાભ ? "તને કયારે અને કેવી રીતે પ્રિયતમા સાથે વિયોગ થયો, તે કહે." એટલે મેં કહ્યું, 'ઠીક, કહું છું.' પછી 'અજગરવાળો વૃત્તાન્ત જણાવ્યો. આ બન્યાને ત્રણ દિવસ થયા છે. વિદ્યાધરે

કહ્યું, 'કેટલે દૂર આ બન્યું ?' મેં કહ્યું, 'અહીંથી દશ યોજન દૂર.' વિદ્યાધરે કહ્યું, 'જો એમ છે, તો ચિંતા ન કર. તારી પ્રિયતમા મૃત્યુ પામી નથી.' મેં પૂછ્યું, 'કેવી રીતે ?' તેણે કહ્યું, સાંભળ :—

અનેક વિદ્યાધર રાજાઓનો મુગટના મણિના તેજથી વિચિત્ર બનેલા રંગબેરંગી પાદપીઠવાળો ચક્રસેન નામનો વિદ્યાધરપતિ છે. તેણે અપ્રતિહતચક્રા નામની વિદ્યાની સાધના આરંભી છે. તેની બાર મહિના સુધીની પૂર્વસેવા છે. તેની સાધના અડતાલીસ યોજન સુધીની છે. બાર મહિનાની પૂર્વસેવા તેણે કરી. અડતાલીશ યોજન ક્ષેત્ર-શુદ્ધિ કરીને, સર્વજીવોને અભયદાન આપીને, 'સાત રાત્રિ સુધી અહીં મહાપ્રયત્નથી હિંસાનું રક્ષણ કરવું' એમ પોતાના શરીર સરખા વિદ્યાધરોને એણે એ જીવરક્ષા કરવાનું કાર્ય સોંપ્યું અને મુખ્ય સિદ્ધ માટે પોતે એકલાએ જ સ્ફટિક મણિમાળાને ગ્રહણ કરી સિદ્ધિનિલય નામની પર્વત-ગુફામાં પ્રવેશ કર્યો છે. તેણે સાત લાખ પ્રમાણ સંખ્યાવાળો મંત્ર-જાપ શરૂ કર્યો છે. તેના પ્રિય મનોરથ સાથે આજે સાત રાત્રિ-દિવસ પૂર્ણ થયા છે. આવતી કાલે સ્વામીને વિદ્યાસિદ્ધિ થશે. આ કારણથી હું કહી શકું છું કે, આટલા ક્ષેત્રની અંદર રહેલી તારી પ્રિયતમા મૃત્યુ પામી નથી. કારણ કે વિદ્યાધરો સ્વામિનું અહિંસા-કાર્ય પાર પાડવા માટે ખડે પગે તૈયાર રહેલા છે. ત્યારે મેં વિચાર્યું કે, 'આ વાત યુક્તિ-સંગત અને બંધ-બેસતી છે. નહિતર, પટરત્ન ઓઢેલું હતું, તે એકલા પટરત્નને જ કેમ અજગર ગળી ગયો ? બીજી વાત એ કે તે જો ગળી ગયો કે ખાઇ ગયો હોય, તો તે ક્ષણે અજગર કુંડળાકૃતિ કેમ કરી શકે ?'' એમ વિચારી મેં વિદ્યાધરને કહ્યું, ''હે મહાપુરુષ ! જો એમ છે, તો તમારા મનોરથો પૂર્ણ થાવ. આપે મને આશ્વાસન આપ્યું, તેથી હવે તમે અહીં રોકાઈ જાઓ. હું તો પ્રિયતમા વિલાસવતીને ખોળવા માટે જાઉં છું.'' વિદ્યાધરે કહ્યું, ''તું હાલ થોભી જા, કલેશ ન કર. આવતી કાલે મારા સ્વામીની આજ્ઞા પામીને પ્રતિપૂર્ણ મનોરથવાળો હું જ બાકીના બીજા વિદ્યાધરો પાસેથી યથાર્થ વૃત્તાન્ત જાણીને તારી પ્રિયતમાને મેળવી આપીશ'' ત્યાર પછી 'મિત્રોનાં વચનનું ઉલ્લંઘન ન કરાય' એમ ચિંતવીને 'જેમ તમે કહો તેમ' એ પ્રમાણે વિદ્યાધરોનું બહુમાન કર્યું.

એક દિવસ પૂરો થયો. અર્ધરાત્રિ બાકી રહી, ત્યારે ઓચિંતા આકાશ-સ્થળમાં અજવાળું પસરવા લાગ્યું, સમુદ્ર ખળભળવા લાગ્યો, પૃથ્વીતલ કંપવા લાગ્યું, મંગલ ગીત-ગાન કરતું દેવ-વિમાન સરખું વિદ્યાધર-વિમાન આવી પહોંચ્યું; એટલે આદરપૂર્વક વિદ્યાધર ઊભો થયો. તેણે કહ્યું, ''અરે ! જુઓ જુઓ ! મહાવિદ્યા સિદ્ધ કરનાર આપણા સ્વામી ચક્રસેનની રિદ્ધિ.'' અમે બંને આ જોઈ રહેલા હતા, ત્યારે ત્યાંથી પરિવાર પણ આગળ ગયો. સૂર્યોદય થયો, એટલે મને લઇને મલયપર્વતના શિખર પર આનંદ આપનાર સ્થાનમાં રહેલા ચક્રસેન-પાસે ગયો. વિદ્યાધર-રાજાને નમસ્કાર કર્યા. અમને બંનેને આસન

આપ્યાં. એટલે અમે ત્યાં બેઠા. તેને ચક્રસેનને મારો વૃત્તાન્ત કહ્યો. તેણે કહ્યું, હે મહાપુરુષ તું સંતાપ ન કર. આજે જ તારી પ્રિયાને મેળવી આપીશ." એ જ વખતે બે વિદ્યાધરો ત્યાં આવ્યા અને બંનેએ ચક્રસેનને નમન કર્યું. તેમાંથી એકે કહ્યું, "હે મહારાજ ! આપની આજ્ઞાથી જ સકલ જીવોના ઉપઘાતનું રક્ષણ કરવા માટે વનની અંદર પરિભ્રમણ કરતાં એક સ્થાનમાં મહાકાયાવાળા એક અજગરના ભયથી પહેરવાનું વસ્ત્ર છોડીને 'હા આર્યપુત્ર ! હા આર્યપુત્ર !' એમ પોકારતી અને પાંદડાંનાં બિછાવેલાં શયનમાંથી ઊઠીને પલાયન કરતી એને કોઈ મારી ન નાખે તે કારણે, અમે તેને ગ્રહણ કરી રાખી છે, તેને મલયપર્વતના શિખરે લઇ ગયા અને પલ્લવના બિછાનામાં રાખી છે. કેટલોક કાળ મૂર્છા પામેલી હોય, તેવી અવસ્થામાં તે એમ રહી પછી ભયથી કંપતા અંગવાળી તે 'હા આર્યપુત્ર ! હા આર્યપુત્ર !' એમ વિલાપ કરતી પલ્લવના શયનથી ઊભી થઈ. અમે બંનેએ કહ્યું, 'હે સુંદરી ! તું ભય ના રાખ તારા આર્યપુત્ર ક્યાં છે ? તે કહે. તેણે કહ્યું, "પાણી લેવા માટે સરોવર તરફ ગયા છે અમે ત્યાં તેમને ખોળ્યા, પણ મળ્યા નહિ ત્યારથી તે કંઇ ખાતી નથી, પીતી નથી. માત્ર 'હા આર્યપુત્ર ! હા આર્યપુત્ર !' તે શબ્દોનું પારાયણ કરે છે. "હવે આપ કહો, તેમ કરીએ." ત્યાર પછી મારી સામે નજર કરી ચક્રસેને કહ્યું, 'હે ભદ્ર ! તમે જાતે જુઓ કે તમારી પ્રિયતમા છે કે નહિ ?' ત્યાર પછી હું એક વિદ્યાધરને સાથે લઇ ચંદનવનોથી મનોહર મલય-શિખરે ગયો સકળ કળા યુક્ત હોવા છતા પણ બીજના ચંદ્રની લેખાને અનુસરતી દુર્બળાંગી જેના પ્રાણ કંઠે આવી ગયા હતા, તેવી વિલાસવતીને મેં જોઇ, મારા હૃદયમાં કંઇક શ્વાસ આવ્યો, તેને આશ્વાસન આપ્યું વિદ્યાધરોએ લાવી આપેલ સકલ ઇન્દ્રિયોને અનુકૂળ દિવ્ય આહારથી ભોજન કર્યું ચક્રસેનને કહ્યુ, કે હા, તે જ મારી પ્રિયતમા છે ચક્રસેને કહ્યું, બહુ સારૂ થયું.

### મિત્ર વસુભૂતિનો મેળાપ

'હે ભદ્ર ! બોલ હવે તારું બીજુ શું કાર્ય કરુ ?' મેં કહ્યુ, 'આનાથી હવે બીજું કંઈ કરવાપણું રહેતુ નથી' તેણે કહ્યુ કે, "તારા દેહના લક્ષણોથી હું સમજી શકું છુ કે તુ વિદ્યાધર-રાજા થઇશ, માટે માત્ર મહાપુરુષના પ્રયત્નથી જ સાધી શકાય તેવી અજિતબલા નામની મહાવિદ્યા તું ગ્રહણ કર. ઘણે, ભાગે તે વિઘ્ન વગરની સાધનાવાળી અને પરિણામવાળાં ફળને આપનારી છે" તે વખતે મને બાળભાવ સમયે કહેલ જ્યોતિષીનું વચન યાદ આવ્યું કે," મહાપુરુષનાં વચનો માન્ય કરવાં" એમ ચિંતવી મેં કહ્યું "જેમ તમે કહો તેમ કરીશ" ત્યારપછી તેણે મને અજિતબલા નામની મહાવિદ્યા આપી. તેની સાધના કરવાનો ઉપાય અને વિધિ સમજાવ્યો. ત્યાંથી વિદ્યાધરો ગયા પછી મને વિચાર આવ્યો કે, "સિદ્ધિક્ષેત્ર છે, હું એકલો છું, તો ઉત્તરસાધક (સહાયક) વગર વિદ્યા કેવી રીતે સાધી શકીશ ?" એટલે વસુભૂતિ યાદ આવ્યો. આ જ પળે ભવિત

વ્યતાના યોગથી મહાવિદ્યાની સિદ્ધિ સૂચિત થતી હોય,- તેમ તાપસવેષધારી વસુભૂતિ આવી પહોંચ્યો. અશ્રુભીની આંખવાળો ગદ્ગદ અક્ષરોથી 'અહો ! દૈવનાં પરિણામ' એમ બોલતાં તેણે મને આલિંગન કર્યું. 'આ શું ? અહીં કયાંથી ?' એવા તર્કો કરતો હું તેને નમ્યો. દેવીએ પણ પ્રણામ કર્યા. ' હે મિત્ર ! તું લાંબો કાળ જીવતો રહે, અને હે દેવી ! તું અખંડ સૌભાગ્યવંતી થા' એમ વસુભૂતિએ અમને આશીર્વાદ આપ્યા. આ વસુભૂતિ છે, તેમ તેના શબ્દથી મેં તેને ઓળખ્યો. ન વર્ણવી શકાય તેવો અપૂર્વ હર્ષ પામ્યો. આનંદ—અશ્રુપૂર્ણ લોચનવાળા મેં તેને પલ્લવાસન આપ્યું-દેવીએ ચરણ-શૌચ કર્યું, ભોજન-પાણી પતાવ્યાં. પછી વૃત્તાન્ત પૂછયો કે, 'હે મિત્ર ! તેં કેવી રીતે સમુદ્રને પાર કર્યો ? શું શું મેળવ્યું ? તું અત્યારે કયાં છે ?' એટલે પૂછેલા પ્રશ્નોના ઉત્તર આપતાં વસુભૂતિએ કહ્યું, 'હે મિત્ર ! સાંભળ :—

## વસુભૂતિએ કહેલો આત્મ-વૃત્તાન્ત

વહાણ ભાંગ્યા પછી તેવા પ્રકારનું પાટિયું હાથમાં આવી ગયું, અને ભવિતવ્યતાના નિયોગથી પાંચમા દિવસે સમુદ્રનું ઉલ્લંઘન કરી હું મલય-કિનારે પહોંચ્યો. સમુદ્ર-કિનારો જોવા માટે આવેલા તાપસે મને દેખ્યો. તેણે મને આશ્વાસન આપ્યું અને કહ્યું કે, 'હે વત્સ ! ચાલો તપોવનમાં જઈએ.' ત્યાં ગયા એટલે કુલપતિનાં દર્શન થયાં. બહુમાનપૂર્વક તેમને વંદના કરી. તેમણે મને ભોજન કરાવ્યું. પછી પૂછયું કે 'તું કયાંથી આવે છે ?' ત્યારે મેં મારી સર્વ હકીકત કહી. સંસાર આવા જ પ્રકારનો છે— એમ મને શિખામણ આપી. ત્યારે મેં પણ વિચાર્યું કે, "મિત્ર-વિયોગી મને હવે તપોવન રમણીય છે, હવે બીજે કયાં ય નથી જવું. સ્વપ્ન-સમાગમના વિભ્રમ સરખા સ્વજન કે સજ્જનના સમાગમવાળા આ સંસારનો કલેશ હવે ન જોઈએ." એમ વિચારી કુલપતિને પોતાનો અભિપ્રાય જણાવ્યો, તેમણે કહ્યું, "હે વત્સ ! આ યોગ્ય જ છે. પરંતુ કર્મ-પરિણતિ અતિભયંકર છે, સ્નેહ-તંતુઓ છોડવા ઘણા મુશ્કેલ છે, ઇન્દ્રિયો દુઃખે કરી દમન કરી શકાય તેવી વિષમ છે, વિષયોનો અભ્યાસ અનાદિ કાળનો છે, સંસારનો કલેશ દુઃખે ટાળી શકાય તેવો છે, મુનિજનનું ચરિત્ર કઠણ છે. સ્વીકારેલાં વ્રતો ગમે તે ભોગે પાલન કરવાનાં હોય છે અને જો પાલન કરવામાં ભૂલ થાય તો પરલોકમાં અનર્થકારી દુઃખ આપનાર અને આ લોકમા લજ્જા કરાવનાર છે. તેથી કરી શાસ્ત્રના પરમાર્થને જાણીને, આત્માની તુલના કરીને અર્થાત્ મારાથી આ નિયમો પાળી શકાશે કે કેમ ? એ બધો ચોક્કસ નિર્ણય કરીને જ સંસાર-પરિક્લેશનો ત્યાગ કરવો; નહિ કે ગમે તેમ ત્યાગ કરી શકાય છે, બીજું જ્ઞાનથી એમ જાણી શકાય છે કે હજુ તારો પ્રિયમિત્ર પ્રાણોને ધારણ કરે છે અને તેની સાથે તારો મેળાપ થવાનો છે, માટે અત્યારે તારે સમય પ્રમાણે કેટલોક વખત અહીં રહી તપસ્વીઓની પર્યુપાસના કરવી." ત્યારથી મુનિ વચનથી તારાં દર્શનની આશાવાળા મેં તપસ્વીઓની સેવા કરતાં આટલો કાળ પસાર કર્યો. ત્રણ દિવસ પહેલાં

એક તાપસ કુલપતિને આ વૃત્તાન્ત કહેતો હતો; તે મેં સાંભળ્યો. કથા પૂરી થયા પછી 'તે જ મારો મિત્ર' એમ કહીને કુલપતિની રજા મેળવી 'મનોરથ-પૂરક' તરફ ચાલ્યો અને ગઈકાલે અહીં આવી પહોંચ્યો. એક વિદ્યાધરને દેખ્યો અને તેને તારી પ્રવૃત્તિ પૂછી. તેણે પૂર્વના બંધુની માફક સમગ્ર પ્રવૃત્તિ મને જણાવી. ત્યારપછી તને ખોળતો ખોળતો અહીં આવી પહોંચ્યો. આ મારી હકીકત."

ત્યાર પછી મેં વિચાર્યું, જરૂર આ વિદ્યાની પ્રાપ્તિ થવાની છે, નહીંતર અણધાર્યો વસુભૂતિનો ભેટો કેવીરીતે થાય ? તેને મેં વિદ્યાલાભનો વૃત્તાન્ત જણાવ્યો. સહેજ મુખ મલકાવતાં તેણે કહ્યું, "મિત્ર ! નિમિત્તિયાનું વચન ખોટું ન હોય. વિલાસવતી અને વિદ્યા પ્રાપ્તિના બળથી હું કહી શકુ છું કે આપ વિદ્યાધર-રાજા બનનાર છો. માટે હવે જે તેને અનુકુળ પ્રવૃત્તિ હોય, તે શરૂ કરો." ત્યાર પછી તે જ મલય—શિખર ઉપર પૂર્વસેવા [1]શરૂ કરી.

મૌનવ્રત સેવન, પરિમિત ફલાહાર અને વિશુદ્ધ બ્રહ્મચર્યના નિયમોનું અખંડ પાલન કરતાં છ મહિના પૂર્વ-સેવાકલ્પ પૂર્ણ થયો. વિલાસવતીને કહ્યું, "હે દેવિ ! ધીરજ રાખજે. ઇચ્છિત કાર્ય થઈ ગયું છે, જે દુષ્કર કાર્ય હતું, તે પાર પડી ગયું છે. હવે ચોવીશ કલાકમાં ફળ સિદ્ધિ થશે." વિલાસતીએ કહ્યું, 'આર્યપુત્રના મનોરથ પૂર્ણ થાઓ. ત્યારપછી 'સ્ત્રીઓ નિર્બળ હૈયાવાળી હોય છે' એમ ધારી બહુ દૂર નહિ એવી મલય પર્વતની ગુફામાં તેને બેસાડી. પછી પ્રધાન સેવા શરૂ કરી. પંચવર્ણના પુષ્પો આગળ લાવી ગોઠવ્યાં. દેવતાની સ્થાપના કરી. વસુભૂતિને દિશાપાલ બનાવ્યો. પદ્માસનબંધ કર્યો. મુદ્રા-મંડળોની રચના કરી. લક્ષજાપ શરૂ કર્યો. તેમ કરતાં કેટલોક કાળ પસાર થયો.

### ઉપસર્ગોમાં અડોલ

એટલામા આકાશ-સ્થળ હસતું હોય, અકાલે મેઘ ગર્જના કરતો હોય, સમુદ્ર ખળભળતો હોય, પૃથ્વી કંપતી હોય, તેમ ઉપદ્રવ થવા લાગ્યો. ત્યારે મેં ચિંતવ્યું કે, "પ્રિયતમાને જરૂર ભય ઉત્પન્ન થશે." પરંતુ ચક્રસેનનું વચન યાદ આવ્યું કે, એક માત્ર બીક બતાવવા સિવાય બીજો ઉપદ્રવ નહી થાય.' એટલે મંત્ર-જાપ ચાલુ રાખ્યો. ત્યારપછી થોડી વારમાં જ દંતૂશળની અણિથી ભેદાયેલ અને તેના પર લટકી રહેલ મહાવતવાળો, કર્ણપાલી પર લટકતા અંકુશવાળો, ક્રોધાવેશમાં હોવાથી સૂંઢની કરેલ કુંડળીવાળો, સૂંઢ વડે ચારે તરફ વેગથી જળ છંટકાવ કરતો, તેથી મદજળની સુગંધ બહેલાવતો, સુગંધથી આકર્ષાએલા મુખર મધુકરોના ગુંજારવોથી વ્યાકુળ, ઉત્તરદિશાના મેઘની માફક ગડગડાટ કરતો એક મદોન્મત્ત હાથી 'હા આર્યપુત્ર ! હા આર્યપુત્ર !' એમ વિલાપ કરતી વિલાસતીને ચાંપીને મારી સન્મુખ આવી પહોંચ્યો, પરંતુ હું ચિત્તથી

૧. કોઈ પણ મંત્ર કે વિદ્યા સિદ્ધ કરવા માટે પ્રથમ સાધનાઓ ઉત્તરસાધકની સહાયપુર્વક અગર સહાય વગર કરાય, તેને અંગે જે જે વિધિ-વિધાનો, જાપો, વગેરે કરવા પડે, તે પૂર્વસેવા કહેવાય.

જરા પણ ક્ષોભ ન પામ્યો, ભય ગયો. વળી થોડા સમય પછી અતિ કાળી કાંતિવાળી, વીજળીના તણખા સરખા નયનવાળી, ગળામાં હાથ–પગના ટુકડાની લટકતી માળાવાળી, લોહીથી ખરડાએલા ચર્મવસ્ત્રધારી, મસ્તકની ખોપરી રૂપ ચમચાથી રુધિર અને મદિરા–પાન કરતી, અટ્ટહાસ રૂપી અગ્નિ વડે આકાશ–સ્થળને પ્રકાશિત કરતી, ભયથી ચકિત લોચનવાળી પિશાચિકા ડાબા હાથે વિલાસવતીને ગ્રહણ કરી, "અરે! વિદ્યાધરની સોબત કરી દુઃશિક્ષિત બનનાર કાયરપુરુષ! ક્યાં જાય છે?" એમ બૂમ પાડતી, જેના આવવાના વેગના પવનથી વૃક્ષ—સમૂહો પડી ગયા છે, એવી જલ્દી જલ્દી સામે આવતી દુષ્ટ પિશાચિકાને મેં જોઇ. પરંતુ તેથી હું મનથી પણ ક્ષોભ ન પામ્યો, નિર્ભય બન્યો. વળી થોડીવારમાં વાદળા વગરનો મેઘ ગડગડવા લાગ્યો, રુધિરની ધારાઓ વરસવા લાગી, શિયાળો પોકારવા લાગ્યા, વેતાલો ચિત્કાર શબ્દ કરવા લાગ્યા, મસ્તક વગરનાં શરીરો (ધડો) નૃત્ય કરવા લાગ્યાં, સળગતા અગ્નિ સરખી નયન–કીકીવાળી, ગુંચવાએલા ઊંચા કેશવાળી, કિલકિલાટ અને દાંતીયાં કરતી વસ્ત્ર-રહિત ડાકણને જોઈ. હૈયામાં જરા પણ તેનો ભય ન લાગ્યો, એટલે તે ભય ચાલ્યો ગયો. વળી થોડીવાર પછી ખબર ન પડે તેવા ચંદ્ર અને સૂર્યના અજવાળા વગરના, નરક જેવા ઘોર અંધકારવાળા, કોઇક મહાપાતાળ જેવા ભયંકર કૂવામાં મને ફેંક્યો. ત્યાં ભય કરતાં પણ ભયંકર દાઢાથી વિકરાળ, બિહામણા વદનવાળી, ખોપરીઓની માળા પહેરેલી, તથા નાભિ સુધીની મસ્તક–માળાવાળી, લટકતા સ્તનવાળી, મોટા પેટથી બીભત્સ દેખાતી, ફૂલી ગયેલા મડદાનો ભ્રમ કરાવનાર સાથળવાળી, ઊંચા તાડના થડના આકાર સરખી જંઘાવાળી, તીક્ષ્ણ કાતર અને છરી વડે કલેવરોને કાપતી, તણખા ઝરતી આંખોથી આમ તેમ નજર કરતી, 'હણો હણો!, છેદો છેદો!, ભેદો ભેદો!' એવા અવાજ કરતી એવી દુષ્ટ રાક્ષસીઓ મારી સામે દોડી. આવા ઉપસર્ગોમાં પણ હું ચિત્તથી ડગ્યો નહિ; એટલે ભય શાન્ત થયો.

## અજિતબલા દેવી સાક્ષાત્ આવી સિદ્ધ થયાં

હવે જ્યારે રાત્રિનો અર્ધ–પહોર માત્ર બાકી હતો, ત્યારે સુગંધી પુષ્પોના પમરાટથી ગર્ભિત મધુર વાયરો મંદગતિએ વાવા લાગ્યો. પુષ્પ-વૃષ્ટિ થઈ. 'જય હો! જય હો!' એવો મધુર કલરવ સંભળાયો. કિન્નરી દેવીઓ સંગીત કરવા લાગી. ત્યાર પછી અલ્પ સમયમાં જ આકાશ-ભાગને પ્રકાશિત કરતી અનેક દેવતાના પરિવારવાળી અજિતબલા દેવી આવી અને મેં તેનાં દર્શન કર્યાં

સળગતા અગ્નિની શિખા-સરખી, શરદઋતુના સૂર્યની પ્રભા-સમૃદ્ધિ-સરખી, પૂર્ણિમાના ચંદ્રની જ્યોત્સ્ના હોય તેવી, વસંત સમયની સરોવર-સમૃદ્ધિ સરખી તે અજિતબલા દેવીએ કહ્યું, "અહો! તારો વ્યવસાય! તારો પુરુષાર્થ, અહો! તારો નિશ્ચય, અહો! તારી સાવધાનતા' ત્યાર પછી દેવીએ કહ્યું, હું તને સિદ્ધ થઇ છું, હવે

આ કાર્ય બંધ કર." ત્યાર પછી હજુ મંત્ર-જાપ કેટલોક કરવાનો બાકી હતો, એટલે બીકની શંકાથી ભગવતીને પ્રણામ કર્યા વગર મંત્ર-જાપ પૂર્ણ કર્યો, પછી પ્રણામ કર્યા.

## વિદ્યાધર પરિવારનું આગમન

આ વખતે વિદ્યાધરોનો સમુદાય ત્યાં આવી પહોંચ્યો. તે કેવો છે?

સુંદર દેહવાળા, સુગંધી ગંધથી વાસિત, નિરંતર પ્રફુલ્લિત માળાથી શોભાયમાન, અનેક સેરવાળા પંચરંગી રત્ન-જડિત હાર ધારણ કરનારા, સુવર્ણના કંદોરાથી શોભતા, ચળકતા આયુધની કાંતિ સરખા, કાનમાં પહેરેલાં ચલાયમાન કુંડળવાળા, તેજસ્વી મુગટને ધારણ કરનારા, નવયૌવન વડે ગર્વિત, મનોહર-સંગત કાનવાળા, ચંદ્ર સરખા મુખવાળા, નવીન અરવિંદ સરખી સુંદર શોભાવાળા, સમસ્ત શરીર-લક્ષણોવાળા, કામદેવ સરખા આશ્ચર્યકારી રૂપવાળા, સમુદ્ર અને દુંદુભિ-સરખા ગંભીર શબ્દ બોલનારા વિદ્યાધરો અંજલિથી પ્રણામ કરતા ઊભા રહ્યા.

## વિલાસવતીનું હરણ

અજિતબલાદેવીએ કહ્યું, "હે પુત્ર! મહાપુરુષના વ્યવસાય ગુણ પ્રત્યે અતિ રાગવાળા અને સેવકભાવને અંગીકાર કરનારા, ચંડસિંહ વગેરે આ વિદ્યાધરો તને પ્રણામ કરે છે." ત્યારે મેં કહ્યું, "આ બધો આપ ભગવતીનો પ્રભાવ છે." એમ કહી વિદ્યાધરોનો સત્કાર કર્યો. દેવીએ કહ્યું, "હે પુત્ર! હું વિદ્યાધરોના રાજા તરીકે તારો અભિષેક કરું છું. મેં કહ્યું, "હે ભગવતી! ભલે કરો, પરંતુ દેવી વિલાસવતી અને વસુભૂતિની હાજરીમાં." ત્યાર પછી વસુભૂતિને બોલાવ્યો, પરંતુ જવાબ ન મળ્યો, એટલે ચોતરફ તપાસ કરાવી, પણ દેખાયો નહિ. ત્યારે મારા મનમાં સંદેહ થયો. વિદ્યાધરને સાથે લઈ આકાશ સ્થળમાં શોધવા લાગ્યો. એક ઝાડીમાં આમતેમ ફરતો વસુભૂતિ દેખાયો. અમને દેખી બે હાથમાં ઝાડની ડાળી પકડી "અરે રે દુષ્ટ વિદ્યાધર! પ્રિયમિત્રની જીવિતાધિક વિલાસવતી દેવીનું હરણ કરી તું ક્યાં ભાગી જાય છે?" એમ બોલતો અમારી તરફ દોડ્યો. ત્યારે મેં વિચાર્યું "જરૂર દેવીનું હરણ થયું" મારો શ્રમ નિષ્ફળ ગયો. મેં વસુભૂતિને પૂછયું. "અરે! દેવી ક્યાં છે, કયા છે?" ત્યાર પછી વિદ્યાધરની બુદ્ધિથી છેતરાયેલા એવા તેણે મારા પર ઘા ઉગામ્યો. મેં તેનો ઘા ચૂક્યો અને હાથમાંથી ડાળી ખેંચી લીધી. પછી હાથમાં પકડીને, "હે મિત્ર! ખોટો વિકલ્પ છોડી દે અને દેવી ક્યાં છે? એ કહે." એમ એક બે વખત પૂછયુ. ત્યારે આંખથી બરાબર મારી તરફ નજર કરી, મને ઓળખીને કહ્યું, "હે મિત્ર! સાંભળ! તમે વિદ્યા-સાધનાની શરૂઆત કરી, તે મધ્યરાત્રિ સમયે વિદ્યાધરોનું ટોળું આવ્યું. બીકની શંકાથી મેં તેનો અનાદર કર્યો. ત્યાર પછી થોડીવાર પછી 'હા આર્યપુત્ર! હા આર્યપુત્ર!' એવો દેવીનો શબ્દ સંભળાયો. મારા હૈયામાં ફાળ પડી, વિમાનમાં આરૂઢ થએલા વિદ્યાધરો જોયા. 'હે આર્ય વસુભૂતિ!

બચાવો ! બચાવો !' એમ દેવી આક્રંદન કરી રહી હતી. ખરી વાત હશે કે ખોટી–એમ શંકા થવાથી ગુફામાં તપાસ કરી, તો ત્યાં દેવી ન હતી. ત્યાર પછી વિમાનના અનુસારે હું તેની પાછળ દોડ્યો, પણ વિમાન મળ્યું નહિ, તેથી જાણી શકાયું નહિ કે દેવી કયાં છે." મેં વિચાર્યું, "વિદ્યાધરે દેવીનું હરણ કર્યું. મારામાં આકાશ-ગમનની શક્તિ છે, તો કયાં નાસી જવાનો છે ?" પછી વસુભૂતિને કહ્યું કે, 'વિષાદ છોડ, અજિતબલા વિદ્યા મને સિદ્ધ થઈ છે, આ બાબત નજીવી છે.' એટલામાં વિદ્યા (દેવી) આવી પહોંચી અને પૂછ્યું કે, 'હે વત્સ ! આ બધું શું છે ?' તેને બધો વૃત્તાન્ત જણાવ્યો. 'તને પરાભવ કરનાર કોણ છે ?' એમ બોલતી દેવી કોપાયમાન થઈ. તેણીને ખોળવા માટે પવનગતિ વગેરે વિદ્યાધરોને દરેક દિશામાં મોકલ્યા. અને વિદ્યાદેવીની આજ્ઞાથી અમે ત્યાં જ મલયપર્વત પર રોકાઈ ગયા. ત્રીજે દિવસે પવનગતિ આવ્યો અને કહ્યું, "હે દેવ ! દેવીનો પત્તો લાગી ગયો છે." મેં પૂછ્યું, "કયાંથી ગળી છે ? પવનગતિએ કહ્યું, "હે દેવ ! આપ સાંભળો."

"વૈતાઢ્ય પર્વત ઉપર રથનુપૂર ચક્રવાલ નામનું નગર છે. ત્યાંથી પત્તો લાગ્યો છે." મેં કહ્યું, "કેવી રીતે પત્તો લાગ્યો ?" તેણે કહ્યું, હે દેવ ! સાંભળો ! દેવની આજ્ઞા થતાં જ હું ભમતો ભમતો રથનુપૂર ચક્રવાલપુર નામના નગરમાં ગયો. ત્યાં સર્વ લોકોને ઉદ્વેગમાં રહેલા જોયા, તથા સર્વ મંદિરોમાં પૂજોપચાર ચાલી રહેલ હતો. સેંકડો બલિ-ભરેલાં ગાડાંઓ નગરમાં ભ્રમણ કરી રહેલાં હતાં, ચોરા અને ચૌટામાં વિવિધ પ્રકારના લક્ષ્યવાળા હોમ-હવન ચાલી રહેલા હતા, ત્યારે મેં ત્યાં એક વિદ્યાધરને પૂછ્યું, "હે ભદ્ર ! આ શું થઈ રહ્યું છે ? તેણે કહ્યું, સ્વામી(રાજા)ની દુર્નીતિના ફળ માટે ઉપદ્રવ ઉત્પન્ન થયું છે." મેં પૂછ્યું, "કેવી રીતે ? તેણે કહ્યું, "સાંભળો."

અહીં વિદ્યાધર-નગરનો સ્વામી અનંગરતિ નામનો છે. મદનને આધીન બનેલો તે વિદ્યા-સાધના કરી રહેલા કોઇ મહાપુરુષની પ્રિયતમાને અહીં હરણ કરી લાવ્યો અને તે ન ઇચ્છતી હોવા છતાં બળાત્કારથી તેને ગ્રહણ કરવા પ્રવર્ત્યો છે.

આ સમયે આ તો બનેલી કથા કહેવાય છે, એનો મને ખ્યાલ ન રહ્યો એથી વધતા ક્રોધના આવેશથી મેં કહ્યું, 'અરે રે દુષ્ટ વિદ્યાધર ! મારા જીવતાં તું મારી પત્નીનો પરાભવ કરે છે ? અરે ! અહીં નજીકમાં કોણ છે ? ખડ્ગ ખડ્ગ લાવો.' એમ બોલતો હું ક્રોધથી ઊભો થયો અને તેની સામે જવા લાગ્યો. ત્યાર પછી પવનગતિએ કહ્યું, "આપ કૃપા કરી આ બનેલી હકીકત સાંભળો, આ તો વાત છે, શ્વાન, સિંહના શિશુનો બળાત્કારથી પરાભવ કરી શકતો નથી. માટે આ વાતનો અંત પણ સાંભળો." ત્યાર પછી હું શરમાઈ ગયો અને નીચે બેસી ગયો. પછી તેણે કહ્યું કે, "તે બળાત્કારથી ગ્રહણ કરવા પ્રવર્તેલો હતો, આ અયોગ્ય થાય છે, એમ વિચારીને મહાકાલી વિદ્યાદેવી આવી પહોંચી. તે પછી ધરતીકંપ થયો, વીજળી પડી, મોટો શબ્દ થયો. દેવીએ અનંગરતિને કહ્યું કે, "વિદ્યાધરરાજાના નામને કલંક લગાડનાર ! અધમ પુરુષ જેવી ચેષ્ટા

કરવી તને યોગ્ય નથી." એટલે તેણે આ પ્રવૃત્તિ કાયાથી છોડી દીધી, પણ મનથી તો તે હજુ તેનો કામી હતો.

નગરદેવતા ચલાયમાન કે કોપાયમાન થાય તો નગરનો વિનાશ થશે; એમ ધારી શંકા અને ભયવાળા કેટલાક નાગરિકોએ શાંતિકર્મ શરૂ કર્યું. ત્યાર પછી મેં પૂછયું કે "તે સ્ત્રી કયાં છે?" ત્યારે કહ્યું કે, રાજાના ભવનના ઉદ્યાનમાં આંબાના ઝાડ નીચે. ત્યાર પછી બહુ દૂર નહિ એવા ગગનતલમાં રહી દેવીને નિહાળી, અનેક વિદ્યાધરીઓના વૃન્દ વચ્ચે બેઠેલી, ડાબી હથેળીમાં વદન-કમળ સ્થાપન કરી શોકસાગરમાં ડૂબેલી વિલાસવતીને મેં જોઈ. રક્ષણ કરનાર વિદ્યાધરોની ગીરદીને કારણે દેવની આજ્ઞા વગર તેની પાસે ન ગયો અને હું અહીં જ આવ્યો, હવે આપ કહો તેમ કરીએ.

મેં વસુભૂતિ તરફ નજર કરી. તેણે કહ્યું, 'અરે મિત્ર! હવે સમય અહીં પાકી ગયો છે. નગરદેવતાના ઉપદેશથી તે રાજા શરમાયો છે, તો શાંતિથી રાજાને સમજાવીને દેવી વિલાસવતીને લેવા માટે કોઈ દૂતને મોકલો.' ત્યારે બ્રહ્મદત્તે કહ્યું, 'પોતાની પત્નીને લાવવા માટે દૂત મોકલવો-એ અપૂર્વ સામભેદ ગણાય.' સમરસેને કહ્યું, 'તેવાની પાસે યાચના માટે દૂત મોકલવો-એ મહાન કલંક ગણાય.' વાયુવેગે કહ્યું, 'આપ જાણો છો.' ચંડસિંહ હસ્યો, પિંગલગંધાર ઊંચો થઈ નાચવા લાગ્યો, મતંગ શરીર કંપાવવા લાગ્યો, અમૃતપ્રભ નિસાસા મૂકવા લાગ્યો, દેવઋષભ પગ ઠોકવા લાગ્યો. ત્યાર પછી સુભટપણાને અંગે એકાંત વીર-રસવાળા વિદ્યાધરોને તે વાત ન ગમતી હોવા છતાં 'આ મર્યાદા છે.' એમ દરેકને સમજાવીને દૂત તરીકે પવનગતિને મોકલ્યો. તેને કહ્યું, "હે ભદ્ર પવનગતિ! તારે વિદ્યાધર-નરેન્દ્રને કહેવું કે, અપયશ કરનાર, આત્માની અધોગતિ કરનાર, ધીરજ રોકનાર, લોકોને હાંસીપાત્ર, શત્રુને આનંદ કરાવનાર, આ લોક-વિરુદ્ધ અને પરલોક-વિરુદ્ધ કાર્ય સજ્જન પુરુષ કેમ આચરી શકે? પર-દારાનું હરણ એ લોક-વિરુદ્ધ કાર્ય છે; માટે આ ખરાબ કાર્ય ત્યાગ કર, અને મારી પ્રિયાને મોકલી આપ." આ વાતનો એ સ્વીકાર ન કરે, તો દેવીને જણાવવું કે, તમારે ચિંતા ન કરવી, તમારી ખબર અમને મળી છે, થોડા દિવસમાં તમને મુક્ત કરાવીશું.' ત્યાર પછી 'જેવી દેવની આજ્ઞા' એમ કહી પવનગતિ ગયો. બીજે જ દિવસે પાછો ફર્યો અને આવીને તેણે કહ્યું, 'હે દેવ! આપની આજ્ઞા પ્રમાણે તે અધમ વિદ્યાધરને સંદેશો આપ્યો, પરંતુ આપની આજ્ઞા તેણે સ્વીકારી નથી અને તેણે કહ્યું કે, "ધરતી પર રહેનારો પણ મને કહે કે, 'આ ખોટા કાર્યનો ત્યાગ કર! હું વિદ્યાધર-રાજા એની આજ્ઞા સ્વીકારું! એ કદાપિ ન બને." માટે તેની ભાર્યાને નહીં મોકલીશ; જેને કહેવાનું હોય તેને કહી દેજે.' દેવીને સંદેશો આપ્યો, એટલે દેવીએ કહેવરાવ્યું કે, 'આર્યપુત્રના ગૃહિણી-શબ્દને વહન કરતી મને આપના જીવતાં ચિન્તા કઈ હોય?'

### વિદ્યાધર સુભટોની યુદ્ધ-સજ્જતા

આ સાંભળી વિદ્યાધર સુભટો ક્ષોભાયમાન બન્યા. મોટું બગાસું ખાતાં બ્રહ્મદત્તે

ક્રોધવશ બની હુંકાર કર્યો, સમરસેન સુભટે યુદ્ધરસના ઉત્સાહથી રોમાંચિત બનીને ભુજાઓ અફાળી, વાયુવેગે રોષથી લાલ નયનની કીકીવાળાં ભવાં ચઢાવીને પોતાની નજર ખડ્ગરત્ન પર નાખી, વાયુમિત્રે શત્રુનો પરાભવ કરવા સમર્થ એવું વક્ષઃસ્થળ બહાર કાઢયું, ચંડસિંહે કોપાનલથી શ્યામ-મુખ કર્યું, પિંગલગંધારે બે બાહુ ઊંચા કરીને બગાસું ખાધું. મતંગે પર્વત કંપી જાય, તેવી રીતે પગથી ધરતી-તલને અફાળ્યું, અમૃતપ્રભે નજીકના સમયમાં યુદ્ધ થવાના હર્ષથી સ્ફુરાયમાન નયન અને મુખથી શ્વાસ લીધો. દેવવૃષભે સમગ્ર પર્વતગુફા અને કંદરા પૂરનાર હાસ્ય કર્યું. ત્યાર પછી મેં કહ્યું, 'તે બિચારાનો નજીકના સમયમાં વિનાશ થશે, કારણકે તેનો બુદ્ધિ-વૈભવ પણ નાશ પામ્યો જણાય છે. હવે તેની સાથે યુદ્ધ કરવાથી શો ફાયદો ? તમે અહીં રોકાઈ જાવ. માત્ર હું તલવાર સાથે લઈને એકલો જાઉં અને ધરતી પરના મનુષ્યનું પરાક્રમ તેને બતાવું.' વિદ્યાધરોએ કહ્યું, 'હે દેવ ! જે આપના સેવકનું પરાક્રમ જોવા પણ સમર્થ નથી, તો પછી દેવના પરાક્રમની વાત ક્યાં રહી ?'

આ સમયે વિદ્યાધર-સૈન્ય એકઠું થયું. મારા માટે વિમાન તૈયાર કરી મને આપ્યું અજિતબલાદેવીની પ્રેરણાથી વસુભૂતિ સાથે હું વિમાનમાં આરૂઢ થયો. યુદ્ધનાં મંગળ વાજિંત્રો ફુંકાવા લાગ્યાં. અનુકૂળ પવનથી ફરકતી ધ્વજાવાળું વિમાન વિદ્યાધર-સૈન્ય સાથે ઊપડયું. જયજયકાર શબ્દની ઘોષણા કરી, પુષ્પવૃષ્ટિ વરસી, આનંદ પ્રગટ થયો, આકાશમાં ગમન કરતાં, વિવિધ ગામો, ખાણો અને સેંકડો નગરોથી શોભિત પૃથ્વીમંડળને જોતાં પરિશ્રમ વગર યુદ્ધરસના ઉત્સાહમાં અમે થોડીવારમાં જ વૈતાઢયપર્વત પાસે પહોંચી ગયા. અજિતબલાદેવીની આજ્ઞાથી નીચે પડાવ નાખ્યો. ત્રણ ઉપવાસ કરી સર્વ વિદ્યાઓની પૂજા કરી. બાકીના વિદ્યાધરો મારી તરફ મૈત્રીવાળા બન્યા. અવજ્ઞા કરનાર અનંગરતિએ જાણ્યું, અને તેણે દુર્મુખ નામના સેનાપતિને વિદ્યાધરોના સૈન્ય સાથે મોકલ્યો. શત્રુ-સૈન્ય આવી પહોંચ્યું છે, એવો અમારા સૈન્યમાં કોલાહલ થયો. રણભેરી વાગી, વિદ્યાધરો બખ્તર પહેરી તૈયાર થયા. મેં ખડ્ગરત્ન લીધું. એટલામાં દૂતે આવી કહ્યું, "અરે ! ધરતી પર રહેનારના સેવકો બનેલા વિદ્યાધરો ! તમે સેનાપતિનો હુકમ સાંભળો. અનંગરતિ નરેન્દ્રના દુર્મુખ નામના સેનાપતિએ મને મોકલ્યો છે અને કહેવરાવેલ છે કે, મનુષ્યો તરફ પક્ષ રાખનારા તમોને અપ્રતિહત શાસનવાળા અનંગરતિ દેવ સાથે યુદ્ધ કરવાની હોંશ અને શ્રદ્ધા છે અને દેવની રાજધાની તરફ પ્રયાણ કરી રહ્યા છો, પરંતુ આ પરિશ્રમ કરવો રહેવા દો. તમે તૈયાર થઈ જાવ. અને અહીં જ દેવનો એક સેવક હું જ તમારી સાથે યુદ્ધ લડીશ." આ સાંભળી 'અનંગરતિ આવ્યો નથી' એમ જાણીને મેં ખડ્ગરત્ન છોડી દીધું. વિદ્યાધર-સૈન્યને અટકાવ્યું. સેનાપતિ આવ્યો. અહીં સેનાપતિ છે-એમ ધારી ચંડસિંહ ઊભો થયો. તેણે કહ્યું, "હે દેવ ! આજ્ઞા આપો. વિદ્યાધર-સુભટો ! દેવના સેવકનું પરાક્રમ જુઓ." ત્યારે મેં પણ 'આ યોગ્ય છે' એમ વિચારી તેના કંઠમાં પુષ્પમાળા પહેરાવી. પ્રણામ

કરવા પૂર્વક તેણે માળા સ્વીકારી અને મસ્તકે સ્થાપન કરી. અને તે દુર્મુખના સૈન્ય તરફ દોડયો. હું વિદ્યાધરો સાથે વિમાનમાં રહ્યો. યુદ્ધ જોવા માટે સુરો અને વિદ્યાસિદ્ધો તથા અપ્સરાઓ વગેરે આવ્યાં. યુદ્ધ ચાલુ થયું. મેઘ-જાલની માફક આકાશતલ બાણોના સમૂહથી પથરાઈ ગયું. વીજળીઓ પડે તેમ ખડ્ગ-પ્રહારો પડવા લાગ્યા. વિદ્યાધર-સુભટો હણાવા લાગ્યા. સેનાપતિઓ મરવા લાગ્યા. ત્યારે ચંડસિંહે કહ્યું, "અરે દુરાચાર! આગળ આવ. ચંડસિંહ છું, તું દુર્મુખ છે." એ આવ્યો, ગદા-યુદ્ધ ચાલ્યું. દુર્મુખે પ્રહાર કર્યો, ચંડસિંહે ઝીલી લીધો. ત્યાર પછી રોષથી લાલ આંખ કરી, 'તારો પ્રહાર કેવો છે? તે જોયું, હવે તને પ્રહાર આપું છું, તેનો તું અનુભવ કર' એમ બોલતાં તેના મસ્તક પર પ્રહાર કર્યો. તેનું મસ્તક વિદારણ કરી નાખ્યું. એટલે વિહ્વળ અંગવાળો દુર્મુખ લોહીની ઊલટી કરતો ધરતી પર ઢળી પડ્યો. એટલે દુર્મુખનું સૈન્ય નિર્નાયક થવાની ભગ્ન બન્યું. દેવતાઓએ અને વિદ્યાધરોએ ચંડસિંહ ઉપર પુષ્પ-વૃષ્ટિ કરી. સેનાપતિને હરાવીને હું વૈતાઢ્ય પર્વત પર ચડ્યો. રથ-નૂપુરચક્રવાલ નગરના દેશ તરફ ગયો. અનંગરતિ પાસે બે વિદ્યાધરોને મોકલ્યા અને કહેવરાવ્યું કે, 'થોડા પાણીમાં રહેલી માછલીનાં જેવું વર્તન છોડ, રાજ્ય છોડીને તપોવનમાં જા, નહીંતર મારા અસાધારણ ક્રોધરૂપ ઉત્પન્ન થએલ શસ્ત્રાનલમાં ઇન્ધણારૂપ આહુતિ બન.' આ મારો સંદેશો લઈને મારા ચરણમાં પડી બંને વિદ્યાધરો ગયા અને થોડીવારમાં પાછા આવ્યા. તે બંનેએ કહ્યું, 'હે દેવ! અમે આપની આજ્ઞા પ્રમાણે કર્યું', અને આપના કહેવા પ્રમાણે અનંગરતિને કહ્યું, એટલે તે કોપાયમાન થયો. ધરણીપીઠ પર પગ અફાળ્યો. 'અરે પૃથ્વીના માનવી! હું તારા શસ્ત્રાગ્નિમાં અઆહુતિ થાઉં, તો શું તું મારા શસ્ત્રાગ્નિમાં આહુતિ નહિ બને! એનાથી શું?'

## યુદ્ધભેરી વગડાવી

હવે અહિં થોડી જ વાર છે. એમ કહી તેણે હુકમ કર્યો. યુદ્ધની તૈયારી માટે ભેરી વગડાવી. 'શકટવ્યૂહની રચના કરો. આ ધરણી પરનો મનુષ્ય ઘણો નજીક આવી ગયો છે.' ભેરી વગડાવી, અનેક પ્રકારે સૈનિકોએ ભેરીશબ્દ સાંભળ્યો. પ્રથમ સાંભળ્યો ભયથી ત્રાસિત થએલા બીકણ પુરુષોએ, પછી સાંભળ્યો નજીકમાં પતિના વિયોગવાળી અને ઔત્સુક્યથી આંસુ પાડતી સૈનિકોની પત્નીઓએ, પછી સાંભળ્યો યુદ્ધની ઉત્સુકતાથી જેમનાં રોમાંચ ખડાં થયાં છે, તેવા સ્વામીના ઉપકારનો બદલો વાળવાની ઇચ્છાવાળા સુભટોએ, પછી સાંભળ્યો પ્રથમ યુદ્ધ દર્શનની ઉત્સુકતાવાળા રાજકુમારોએ, અને ત્યાર પછી સાંભળ્યો પોતાની સેવા આપવાની તત્પરતાવાળા અધિકારીઓએ; અનંગરતિનું સૈન્ય બખ્તર પહેરી તૈયાર થયું. તેજસ્વી ઔષધિ ઊગેલા શૈલકૂટ જેવાં સુવર્ણ-બખ્તરો પહેર્યાં હતાં. દુર્જનની વાણીની જેમ ભેદ કરનારાં ભાલાંઓ લાવે છે. યમની જિહ્વા-સરખી સુભટવર્ગના રુધિરની તૃષ્ણાવાળી, ઘણા લોકોના જીવિતને હરણ કરનારી તલવાર યષ્ટિઓ મ્યાનમાંથી બહાર કાઢે છે. વેશ્યા સ્ત્રી-માફક ગુણ-નિબદ્ધ (ધનુષ્ય પક્ષે ગુણ-પ્રત્યંચાની દોરીથી બાંધેલ) દોવા

છતાં, સ્વભાવથી કુટિલ એવાં ધનુષ્યો, ખલજનના આલાપ-સરખાં મર્મસ્થાન ભેદવા સમર્થ એવાં લોહનાં બાણો, વીજળી-લતા સરખી ગદાઓ-આ પ્રમાણે યુધ્ધનાં ઉપકરણો અને હાથયારો અર્પણ કરાયાં, છતાં કોઇક સુભટે 'પ્રિયતમાના સ્તન-સ્પર્શને વિઘ્ન કરનાર થશે' એમ ધારી શરીરે બખ્તર ન પહેર્યું. યુદ્ધ કરવાના સુખના રસવાળા એવા કોઇક સુભટે મોટાં આંસુઓ પાડતી અને શબ્દ વગરનું રુદન કરતી પ્રિયતમાની અવગણના કરી. 'પતિ લડાઇમાં જાય છે અને હવે કયારે મેળાપ થશે ?' તે ચિંતાથી દુર્બળ બનેલી અને તે જ વખતે જેનાં વલયો ઢીલાં પડી ગયાં એવી, જેનો સુવર્ણનો કંદોરો પણ નીચે સરી પડયો તેવી, આંખમાંથી અશ્રુ વહેવડાવતી, મંગળભૂત લજ્જા અને હાસ્યની અવજ્ઞા કરતી, ગાઢ સંતાપ પામેલી પ્રિયતમાને કોઈ સૈનિકે ' હમણાં હું પાછો આવ્યો ' એમ આશ્વાસન આપ્યું. જવાની ઉતાવળવાળા બીજા સુભટે પીણું ભરેલો પ્યાલો પાન કરવા માટે પ્રિયતમાના વદનને સમર્પિત કર્યો, તે પાન કરી રહી હતી, પરંતુ તેણે તે પ્યાલો આંસુથી સારી રીતે ભરી દીધો. કોઈક પ્રિયાએ તો જ્યારે પતિ બહાર નીકળ્યો. ત્યારે મૂર્છાથી જ અનુરાગ બતાવ્યો. આ પ્રમાણે અનંગરતિનું સૈન્ય વર્તી રહ્યું હતું, ત્યારે અમે આવ્યા. હવે આપ કહો તેમ કરીએ.

ત્યારે મેં કહ્યું, 'યુદ્ધની તૈયારી કરવા માટે રણ-ભેરી વગડાવો.' આજ્ઞા થતાં જ સમરભાસુરે ભેરી વગાડી, તેનો અવાજ કેવો હતો ? કોપાયમાન યમરાજના હુંકાર સરખો, ઇન્દ્રના વજ્ર-પ્રહારથી તૂટતા પર્વત-શિખરના શબ્દ-સરખો, ભયંકર પ્રલયકાળની મેઘ-ગર્જના સરખો ભયાનક અવાજ ગર્જી ઊઠયો, અને તેની સાથે યુદ્ધ-સાહસરસિક વિદ્યાધર સુભટોનો કોલાહલ ગર્જી ઊઠયો અને અમારું સૈન્ય પણ તૈયાર થયું. તેમાં કોઇક વિલેપન કરતા, કોઈક પુષ્પ-માળ અર્પણ કરતા, કોઈક સુંદર મદિરાપાન કરતા, કોઇક પ્રિયાથી હાસ્ય કરતા, કોઇક સુભટનું સન્માન કરતા, કોઈક સાથી ખોળતા, કોઇક શત્રુ-પક્ષનું વર્ણન કરતા, કોઇક વિમાન તૈયાર કરતા, કોઇક સુભટની નિશાની ઊંચી કરતા, કોઈક પતાકાઓ આપતા, કોઇક ચામર વીંઝતા, કોઇક ઘૂઘરીઓ બાંધતા, કોઇક વ્યૂહ-વિશેષની રચના કરતા, કોઇક છત્રની શોભા કરતા, કોઈક પ્રયાણ-મંગલ સ્વીકારતા, કોઇક જય જય શબ્દની ઉદ્‌ઘોષણા કરતા, કોઇક પવિત્ર વાજિંત્રોના મંગલ પ્રયાણ-શબ્દો સાંભળતા, કોઇક રાજ્યાંગણને પૂરતા, કોઈક કોલાહલ મંચાવતા, દોડતા એવા અમારા સૈન્યનાં સુભટો તૈયાર થયા.

## વ્યૂહરચના અને યુદ્ધ

વિદ્યાધર સુભટો આકાશમાં ઊડયા. ગગનમાં વિમાનો ચાલવા લાગ્યાં. પદ્મ-વ્યૂહ રચનાની ગોઠવણી કરી, વ્યૂહના આગલા ભાગમાં ચંડસિંહ રહ્યો. ડાબી બાજું સમરસેન જમણી તરફ દેવ કંબલ, પાછળ મતંગ, વચ્ચે પિંગલગંધાર, વાયુવેગ વગેરે વિદ્યાધર

રાજાઓથી પરિવરેલો હું પણ વિમાનમાં બેસી ગગન-માર્ગમાં રહ્યો. ત્યાર પછી અનંગરતિનું સૈન્ય નજીક આવ્યું. અમિતગતિને મેં શત્રુપક્ષનાં નામો પૂછયાં. 'હે દેવ ! શકટ-વ્યૂહના મોખરે કાંચનદંષ્ટ્રનું રાજા છે. ડાબી બાજુ અશોક, જમણી બાજુ કાલસિંહ વચ્ચે વિરૂપ, અનંગરતિ પાછળ છે. ત્યાર પછી શત્રુ-સૈન્ય દેખવાથી હર્ષિત થએલું ચંડસિંહનું સૈન્ય ચાલવા લાગ્યું. તેની આગળ કાંચનદંષ્ટ્રનું સૈન્ય યુદ્ધ માટે તૈયાર રહ્યું હતું. ત્યાર પછી યુદ્ધ-વાજિંત્રો વાગી રહ્યાં હતાં. પૂર્વના પરાક્રમી મહાપુરુષોની બહાદુરી અને ગોત્રોને યાદ કરાવી શૂરાતન ચડાવનાર ચારણો, સુભટોને યુદ્ધ માટે ઉત્તેજિત કરે છે. તે સમયે સિંહનાદ કરતા સુભટોએ યુદ્ધ શરૂ કર્યું. ત્યાં ખલપુરુષની સમૃદ્ધિની જેમ દુઃખ આપનાર ભલ્લીઓ ભોંકાય છે. કાલરાત્રિની દૃષ્ટિ સરખાં લોહબાણ આવે છે. યમરાજાના પાડાના શિંગડાં સરખી ગદાઓ પડે છે. મદ્ગર જાતિનાં હથિયારો વજ્રાગ્નિ કરતાં વધારે ચમકે છે. ત્યાર પછી અર્ધચંદ્રાકારે છેદાએલાં છત્રો ઉત્પાત-મંડળની જેમ નીચે પડે છે. લોહીથી સિંચાએલ પૃથ્વીતલમાં વિદ્યાધરોનાં માથાઓ પડેલાં છે. ઘણા ધડ વગરના મડદાંવાળું, પડતા હથિયારના શબ્દવાળું, બખ્તર સાથે અથડાએલ હથિયારથી ઉત્પન્ન થએલી અગ્નિની જ્વાળાવાળું, શક્તિ, ભાલાં, ચક્ર વડે કરી મહાયુદ્ધ ખેલવાનું શરૂ થયું. થોડો સમય યુદ્ધ કરીને થાકી ગએલ ચંડસિંહ ઉપર કાંચનદંષ્ટ્રે ખડ્ગરત્નથી કપાળ-પ્રદેશમાં ઘા માર્યો, એટલે તે નીચે ઢળી પડયો. એટલે અનંગરતિનાં સૈન્યમાં વાજિંત્રોના મોટા પડઘા સાથે પ્રચંડ કોલાહલ ઊછળ્યો. ચંડસિંહનું સૈન્ય ભાગવા લાગ્યું. અનંગરતિનું સૈન્ય ઉત્સાહમાં આવી ગયું. ત્યાર પછી સમરસેન વગેરે વિદ્યાધર-નરેન્દ્ર રાજાઓ સાથે હું અનંગરતિના સૈન્ય તરફ ધસ્યો.

### રાજ્યાભિષેક

તે અનંગરતિ સાથે તે જ ક્ષણે બંને પક્ષોના સુભટો એક બીજા સાથે મહાયુદ્ધ કરવા લાગ્યા. દેવતાઓ પુષ્પ-વૃષ્ટિ કરવા લાગ્યા. કાન સુધી ખેંચેલી ધનુષ્ય-દોરીના ગોળાકાર કરેલા ધનુષ્યથી છોડેલાં બાણો વડે મેઘની માફક ગગનતલ વ્યાપી ગયું. એક બીજા સૈનિકોનાં ખણખણ કરતાં અને અફળાતા ખડ્ગોના સમૂહથી ઉત્પન્ન થએલ વીજળી-સરખો તેજસ્વી સ્ફુલિંગ-અગ્નિ ચારે બાજુ પથરાઈ ગયો. શરદ-ઋતુના વાદળાની અંદર છુપાએલા રાજહંસની માફક વિમાનોની શ્વેત ધ્વજાઓ હથિયારોથી તરત છિન્ન-ભિન્ન થઈ ગઈ. નિર્દય અને અહંકારી વિદ્યાધર રાજાઓના સમૂહો ભાલાની અણી વડે ભેદાએલા એવા પ્રલયકાળના મેઘ માફક ભય ઉત્પન્ન કરનાર રુધિરનો વરસાદ વરસાવે છે. અન્યોન્ય લડવાના રસવાળા અને અભિમાની સુભટો સિંહનાદ તથા શક્તિ હથિયાર, ભિંડિમાલ શસ્ત્ર તથા ચક્ર શત્રુ પર છોડે છે. આ પ્રમાણે જ્યારે મહાયુદ્ધ ચાલી રહેલ હતું, ત્યારે મેં અનંગરતિને જોયો. મેં તેણે કહ્યું, "અરે વિદ્યાધરેશ્વર ! વિદ્યાધર-સુભટોનો વિનાશ કરવાથી શો લાભ ? વિવાદ આપણા બે વચ્ચે

છે, માટે અહીં આવ." એટલે હાસ્ય કરતો તે મારી સન્મુખ આવ્યો. તેણે કહ્યું, 'અરે પૃથ્વી પર રહેનારા ! મારી સાથે તને કયો વિવાદ છે ? તેં કોઇ દિવસ કેસરી અને શિયાળ વચ્ચે વિવાદ સાંભળ્યો છે ?' મેં કહ્યું, 'વધારે કહેવાથી શું ? હવે કસોટીનો સમય આવ્યો છે, તો આ યુદ્ધના સભ્યો જ કહેશે. અહીં દેવો, વિદ્યાધરો અને વિદ્યાસિદ્ધો જ કહેશે કે કોણ શિયાળ છે ? અને કોણ કેસરી છે ?' આ ન્યાય તેઓને સોંપ્યો અને લશ્કરો ખસી ગયાં. યુદ્ધના મધ્યસ્થો વિદ્યાધર-નરેન્દ્રો ત્યાં રહેલા છે. આપણે બંને આકાશ-ગમન કરનારા છીએ તેણે મારા પર વજ્રાગ્નિનો વરસાદ છોડયો. ભગવતી દેવીએ તેનું ચર્મરત્નથી વારણ કર્યું. ચમકતી વીજળીથી યુક્ત મેઘપંક્તિની જેમ સ્ફુરાયમાન તરવારથી ચમકતી ભગવતી દેવી ડાબી બાજુએ દૂર નહિ એવી રીતે રહેલાં છે. મેં કહ્યું, 'અરે વિદ્યારેશ્વર ! આ તો પરીક્ષા છે, માટે આ માયાયુદ્ધ છોડીને આપણી પોતાની તાકાતથી યુદ્ધ કરીએ.' તેણે એ વાત સ્વીકારી. તેણે મને શક્તિ-હથિયારથી છાતીમાં ઘા માર્યો. પ્રહારની વેદનાથી હું ધરણીપીઠ પર પડયો. કોલાહલ ઉઠયો. અનંગરતિના સૈન્યમાં કિલકિલાટ વર્તી રહ્યો. ક્રોધવશથી હું બેઠો થયો. રોષ વડે હોઠ કંપાવતાં મેં પણ અનંગરતિને ગદાથી હણ્યો. મસ્તકનું રક્ષણ કરનાર તેનો મુગટ ભેદાઈ ગયો અને તે પૃથ્વી પર પડયો. કોલાહલ થયો, તે મેં રોકયો. તેની પાસે ગયો. આશ્વાસન આપી ઉભો કર્યો. પછી મારી સાથે તે બાહુયુદ્ધ કરવા લાગ્યો. ત્યારે દર્પથી લડતા બળદ સરખા, પવનથી હણાયેલા મેઘ માફક મદોન્મત્ત દિગ્ગજો (દિશા-હાથી)ની જેમ અમે બંને લડવા લાગ્યા. રુધિરની ધારાથી ખરડાયેલા ગાત્રવાળા અને પ્રહારથી જેમના મુગટો ચૂરેચૂરા થઈ ગયા છે, એવા અમારી બંને વચ્ચે દેવો, સિદ્ધો અને વિદ્યાધરોને કંઈ પણ ફરક ન જણાયો. ત્યાર પછી મારી પાસે વિદ્યા-બલ અધિક હોવાથી મેં અનંગરતિને જિતી લીધો. દેવો, સિદ્ધો અને વિદ્યાધરોએ જય જયકારની ઘોષણા કરી મારા પર પુષ્પ-વૃષ્ટિ કરી. જયકાર સૂચિત વાજિંત્ર વગાડયું. ત્યાર પછી રાજ્ય પાછું આપવા છતાં અનંગરતિએ તે ન સ્વીકાર્યું અને તે તપોવનમાં ગયો. સમગ્ર વિદ્યાધરો સાથે મેં નગરીમાં પ્રવેશ કર્યો વિરહથી અતિ-દુર્બલ અંગવાળી અને આનંદથી અશ્રુ-ભીના નયનવાળી વિલાસવતી દેવીને દેખી મેં જરા હાસ્ય કર્યું, તે શરમાઈ ગઈ. તેના રૂપથી વિસ્મય પામેલા અને આકર્ષિત હૃદયવાળા વિદ્યાધરોએ તેને નમસ્કાર કર્યો. નગરની નવી વ્યવસ્થા સ્થાપી. બંને તરફનાં સૈન્ય અને વિદ્યાધરોએ મારો રાજ્યાભિષેક કર્યો. પછી રાજ્ય-નીતિઓ સ્થાપી.

કેટલાક દિવસો પસાર થયા પછી હું કેટલાક વિદ્યાધરો અને વિલાસવતી સાથે ગુરુમહારાજનાં દર્શન કરવા નીકળ્યો અને તેમનાં ચરણોમાં વંદના કરી, તેમની જ્ઞાન, સંયમ, તપની વિભૂતિ દેખી આનંદ પ્રગટ થયો.

વિલાસવતી પુત્રીના ચાલ્યા જવાથી દુઃખવાળા અને સિદ્ધાદેશથી અનંગવતી સંબંધી જાણેલી હકીકતથી અનંગવતી પર કોપેલા ઇશાનચંદ્ર રાજાને સમજાવી પ્રસન્ન

કર્યા. એ પ્રમાણે કેટલાક દિવસો પસાર કરી હું પોતાના રાજ્યમાં આવ્યો. રાજ્યસુખ અનુભવતાં કેટલોક સમય વીતી ગયો.

## અજિતબલ પુત્રનો જન્મ

કોઈક સમયે રાત્રિનો થોડો સમય બાકી રહેલો હતો, તે વખતે સુખે સૂતેલી વિલાસવતીએ સ્વપ્નમાં મુખથી ઉદરમાં પ્રવેશ કરતો, ઊંચાઇથી મેરુ સરખો, જળપૂર્ણ મેઘ તમાલ વૃક્ષ, ભમરા અને અંજન-સરખી શ્યામ કાંતિવાળો, મુશળ-સરખા ચાર દંતૂશળયુક્ત ઐરાવહ-સરખો, સમગ્ર લક્ષણ-સહિત મહાગજેન્દ્ર દેખ્યો. સુખ-પૂર્વક જાગીને હર્ષવશ વિકસેલાં લોચનવાળી દેવીએ મને સ્વપ્નની હકીકત કહી. મેં કહ્યું, 'હે દેવી ! સમગ્ર વિદ્યાધરોથી નમન કરાતો વિદ્યાધર-ચક્રવર્તી પુત્ર તને થશે.' તે વાત શ્રદ્ધાપૂર્વક તેણે સ્વીકારી. ત્યારથી વિશેષ પ્રકારે ત્રણ વર્ગ સંપાદન કરવામાં રક્ત એવી દેવીએ નવ મહિના અને સાડા આઠ દિવસ પસાર કર્યા. પ્રશસ્ત તિથિ મુહૂર્તમાં પુત્રને જન્મ આપ્યો. મંજરિકા નામની દાસીએ મને પુત્ર-જન્મની વધામણી આપી. તેને બક્ષિસ આપી. વધામણાં કરાવ્યાં, એમ એક મહિનો પૂર્ણ થયો. અજિતબલા દેવીના પ્રભાવથી રાજ્ય-લક્ષ્મી મળી. તેમ એમના જ પ્રતાપે પુત્ર પણ પ્રાપ્ત થયેલ હોવાથી પુત્રનું નામ અજિતબલ રાખ્યું, અનુક્રમે તેને કુમારભાવ પ્રાપ્ત થયો.

## માતા-પિતાનો દીર્ઘકાળે મેળાપ

આ સમયે મને ચિંતા થઇ આવી કે, માતા-પિતાને જોયાને ઘણો કાળ થયો છે. આ જગતની અંદર માતા-પિતાના ઉપકારનો બદલો કોઈપણ પ્રકારે વાળી શકાતો નથી. બીજું શેષનાગની ફેણ ઉપર રહેલ રત્નના લાભ સરખી, તે ચંચળ ઋદ્ધિથી શો લાભ ? કે જે સ્વજનોને કામ ન લાગે, તેમજ જેને ખલજનો ન જુએ. માટે સમ્યગ્ પ્રકારે વિદ્યાધર-નરેન્દ્રોને તથા અજિતબલા દેવીને પૂછીને સ્વદેશ પહોંચી મારું ઈષ્ટ કાર્ય પૂર્ણ કરું. તેઓએ તે વાતની અનુમતિ આપી. કેટલાક હેમકુંડલને રાજ્યાધિકાર સોંપી મોટા આડંબર અને પરિવાર સાથે અજિતબલા દેવીએ વિકુર્વેલા, ત્રણ લોકને વિસ્મય કરનાર એવા વિમાનમાં, વિલાસવતી અને અજિતબલ કુમાર સાથે સનત્કુમાર વિદ્યાધરરાજા-આરૂઢ થયો. કેટલાક દિવસે શ્વેતાંબી નગરીએ પહોંચ્યો. જ્યાં સર્વ ઋતુઓ એકી સાથે રહેલી છે, એવા ઉદ્યાનમાં પડાવ નાખ્યો. પિતાજીને આગમન જણાવવા માટે પવનગતિને મોકલ્યો. પ્રતિહારે બતાવેલા માર્ગે તે પિતાજી પાસે પહોંચ્યો. અંજલિ કરી પિતાજીને મારું આગમન નિવેદન કર્યું. એ સાંભળતાં જ આનંદાશ્રુપૂર્ણ નયનવાળા તથા રોમાંચિત ગાત્રવાળા મહારાજા ઊભા થયા. સમગ્ર અંતપુર, પ્રધાનો, મહાસામંતો અને નગરલોકો [illegible] રાજા પોતે નીકળ્યા. નગરના દરવાજા પાસે અમે સામે જઇ તેમના પગમાં પડયા. તેને દીર્ઘકાળે મેળાપ થવાથી રડવું આવી ગયું. પ્રધાનોએ અને મહાસામંતોએ કોઇ પણ પ્રકારે આશ્વાસન આપી શાંત કર્યા, ત્યાર પછી મહારાજાએ મહાવિભૂતિથી શ્વેતવિકા

(શ્વેતાંબી) નગરીમાં પ્રવેશ કરાવ્યો. માતા-પિતાને પુત્ર-મેળાપથી અતિ આનંદ થયો. પિતાજી પાસે રહેતાં કેટલોક કાળ પસાર થયો. ત્યાર પછી માતા-પિતાનો દેહાંત થયો, ત્યારે ત્યાં કીર્તિનિલય નામના નાનાભાઈનો રાજ્યાભિષેક કર્યો અને હું વૈતાઢ્ય પર્વત પર ગયો. રથનુપૂર ચક્રવાલ પુરમાં મેં પ્રવેશ કર્યો. ત્યાં પણ મારો કેટલોક કાળ પસાર થયો.

### શ્રમણ-સમાગમ અને સ્વસુકૃતાદિ પ્રશ્ન

કોઈ સમયે ઘણા શિષ્યોથી પરિવરેલા, સંપૂર્ણ શ્રમણગુણોને ધારણ કરનાર, ચારજ્ઞાની એવા ચિત્રાંગદ નામના વિદ્યાધર-શ્રમણ ભગવંત ત્યાં પધાર્યા. ભગવાનનાં દર્શન કરવાના આશયથી હું બહાર નીકળ્યો. ભગવંતને વંદન કર્યું, એટલે ભગવંતે 'ધર્મલાભ' એવા આશીર્વાદ આપ્યા. અને કહ્યું, 'અરે વિદ્યાધરનરેશ્વર ! પૂર્વભવના પુણ્યનું ફળ તેં મેળવ્યું, માટે આ ધર્મ સમજીને ફરી પણ કુશળપક્ષ ધર્મ તરફ મતિ કર.' મેં પૂછયું 'કુશળપક્ષ કેવા પ્રકારનો કહેવાય ?' ભગવંતે પરમસંવેગના મૂળ-સમાન પ્રભુએ ઉપદેશેલો ધર્મ સમજાવ્યો. અમારા આત્મામાં તે ઊતર્યો, એથી સમ્યક્ત્વ અંગીકાર કર્યું, અણુવ્રતો સ્વીકાર્યા. ચિત્રાંગદ મુનિ ભગવાને પૂછયું, 'હે ભગવંત ! મેં પૂર્વભવમાં શું સુકૃત કર્યું હતું ? અથવા તો અહીં મને પ્રિયતમા વિલાસવતીના વિરહાગ્નિનો સંતાપ થવાનું શું કારણ બન્યું ? ભગવંતે કહ્યું, સાંભળ—

આ જ ભારતવર્ષમાં કાંપિલ્ય નામનું નગર છે. ત્યાં ચંદ્રગુપ્ત નામનો રાજા હતો. તેને જગત્સુંદરી નામની ભાર્યા હતી. તેમનો રામગુપ્ત નામનો તું પુત્ર હતો. આ વિલાસવતી ઉત્તરાપથના રાજા તારાપીડની હારપ્રભા નામની પુત્રી, તારી પ્રિયતમા હતી. તેની સાથે વિષય-સુખ અનુભવતાં અજાણપણામાં તેં આ કાર્ય કર્યું—

### અલ્પનિદાન મહાવિપાક

"કોઈ સમયે વસન્ત-સમયમાં તમે બંને યુવાવસ્થામાં ભવન-ઉદ્યાનમાં ક્રીડા કરવા ગયા હતા. ક્રીડા કરી ભવનની વાવડીમાં સ્નાન કર્યું. પછી કિનારા પરના કેળઘરમાં ગયા કુંકુમ અને ચંદનનું ઘસીને તૈયાર કરેલ વિલેપન આવ્યું, એટલે શરીરે તેનું વિલેપન કર્યું. એટલામાં હંસ-દંપતી યુગલ આવ્યું. તમે કૌતુકથી પીળા કેસરી ચંદન રસવાળા હાથે જ તેં હંસિકાને અને હારપ્રભાએ હંસને હાથમાં ગ્રહણ કર્યાં. એ રીતે બંનેને વિરહ-દુઃખ ઉત્પન્ન કર્યું. બંનેને કેસરી રંગથી શણગાર્યાં, થોડીવાર પછી છોડી દીધા. પછી તે બંને એકબીજાને ખોળવા લાગ્યા. કેસરી રંગના સંગથી, ચક્રવાકની શંકાથી પરસ્પર એકબીજાને મળતા હોવા છતાં ઓળખી શકયા નહીં. તેથી વિરહ-વેદનાથી પીડાએલા તેઓ મરવા પ્રયત્ન કરવા લાગ્યા. તેઓ બંનેએ ઘર-વાવડીમાં ઝંપલાવ્યું. પાણીમાં ડૂબી ગયાં, શ્વાસ રોકયો, પરંતુ જીવિત બળવાન હોવાથી, પ્રિય-મેળાપની ભવિતવ્યતા હોવાથી, કર્મની શક્તિ અચિન્ત્ય હોવાથી, વાવડીના જળથી કેસરી રંગ ધોવાઈ ગયો અને કંઠે આવેલા

પ્રાણવાળા બંને એકદમ ઉપર આવી ગયા. એકબીજાનું પરસ્પર દર્શન થયું અને અન્યોઅન્ય ઓળખાયાં. તે આ આચર્યું અને તેના લીધે જે કર્મ બાંધ્યું, તેનું જ આ પરિણામ છે.'' ત્યારે મેં વિચાર્યું કે, "કારણ ઘણું નાનું અને કાર્ય મહા મોટું. વડનું બીજ નાનું હોય છે, પણ વૃક્ષ મહાન થાય છે તેમ. કર્મ બાંધતી વખતે અલ્પ નિદાન અને ભોગવટા સમયે મહાન વિપાક હોય છે. હવે મારા ઉપર ઉપકાર કરી મને આ ભવાટવીથી પાર ઉતારો, મને શ્રમણવેષ આપો." ભગવંતે તે વિનંતીનો સ્વીકાર કર્યો. ત્યાર પછી મારા પુત્ર અજિતબલને રાજ્ય આપીને આઘોષણાપૂર્વક મહાદાન આપીને મહાવિભૂતિથી દેવી વિલાસવતી તથા મુખ્ય પરિવાર સાથે મેં સંયમ અંગીકાર કર્યો. હે જયકુમાર ! સંસારનો વૈરાગ્ય થવાનું આ મારું ચરિત્ર તે જ વિશેષ કારણ.

## બે પ્રકારની અટવી

ત્યારે જયકુમારે કહ્યું, "હે ભગવંત, આપને સુંદર કારણ થયું છે. આપ ખરેખર ધન્ય છો. આ ભવાટવી કેવી રીતે ઊતરવી ? અને ઊતર્યા પછી કયાં જવું ?" ભગવંતે કહ્યું, "સાંભળ ! અહીં અટવી બે પ્રકારની કહેલી છે. દ્રવ્યાટવી અને ભાવાટવી. તેમાં દ્રવ્ય-અટવીનું તો આ ઉદાહરણ છે. જેમ કોઇ સાર્થવાહ પોતાના નગરથી બીજા નગર તરફ જવાની ઇચ્છાવાળો છે, તેણે અઘોષણા કરાવી કે મારી સાથે જે કોઇ અમુક નગરે આવશે, તેને હું નિર્વિઘ્ને ત્યાં પહોંચાડીશ. આઘોષણા સાંભળીને ઘણા લોકો તેની સાથે નીકળ્યા. ત્યારે તે સાર્થવાહ સાથે આવનારાઓને માર્ગના ગુણ-દોષો કહે છે, "અરે મોબતીઓ અહીં એક માર્ગ સીધો છે, બીજો થોડો વાંકોચૂકો છે. તેમાં જે ભીધો માર્ગ નથી, તે માર્ગે સુખપૂર્વક જઇ શકાય છે. પરંતુ પહોંચતાં સમય ઘણો લાગે છે. છેવટે તો સીધો માર્ગ પકડીને જ ધારેલા નગરે પહોંચી શકાય છે. પરન્તુ જે સરળ અને સીધો માર્ગ છે ત્યાંથી જવામાં મુશ્કેલીઓ નડે છે. પરન્તુ જલ્દી પહોંચાય છે, તે માર્ગ ઘણો જ વિષમ અને ઉપદ્રવવાળો છે. તે માર્ગમાં પ્રવેશ કરતાં જ ઇચ્છિત નગરે પહોંચવામાં વિઘ્ન કરનારા અતિભીષણ વાઘ અને સિંહ એ વચ્ચે જ રહેલા છે, તે આગળ વધવા દેતા નથી. એવા સમયે પુરુષાર્થ કરી આગળ ધસી પ્રયાણ કરવું જોઈએ. માર્ગે ચઢેલાને પણ ઈષ્ટનગર સુધી તેઓ પાછળ પડે છે.જેઓ માર્ગથી ખસ્યા, આઘા-પાછા થયા, તેવા લોકોને તો તે બંને મારી નાખે છે. માર્ગે ચાલી રહેલાઓને તેઓ ઉપદ્રવ કરી શકતા નથી. અહીં એક માર્ગમાં મનોહર સ્નિગ્ધપત્રવાળા સુગંધી પુષ્પોથી શોભિત શીતળ છાંયડાવાળા, વૃક્ષો હોય છે. બીજા માર્ગે ખરી ગએલાં સૂકાં અને પાકી ગએલાં પાંદડાંવાળાં, પુષ્પ-ફળ-રહિત અને જેવાં પણ ન ગમે તેવાં ઠુંઠાં ઝાડો હોય છે. પહેલા માર્ગમાં રહેલાં વૃક્ષોનો છાંયડો પણ વિનાશ-કારણ બને છે, તો પછી ફળ-ફૂલના ભોગની વાત શી કરવી ? ત્યાં થોડો વખત પણ વિસામો લેવા ન બેસવું.

બીજા પ્રકારના વૃક્ષ નીચે મુહૂર્તમાત્ર વિસામો ભલે લેવો. માર્ગ વચ્ચે રહેલા, મનોહરરૂપ ધારણ કરનારા, મુખથી મીઠું મીઠું બોલી ખુશામત કરનારા, ઘણા પુરુષો તમને બોલાવશે અને તમને એમ કહેશે કે, 'અરે મુસાફરો ! આ માર્ગે પણ તે નગરે પહોંચી શકાય છે.' પરંતુ તેનાં એવાં મધુર વચનથી લોભાવું નહીં અને સાંભળવું પણ નહીં. આપણો સારો સથવારો બે ઘડી પૂરતો પણ ક્યારેય ન છોડવો. 'એકલાને નક્કી ભય થાય છે.' જેનો અંત દુઃખપૂર્વક આવે છે, એવા દુરંત થોડા પણ અગ્નિને આળસ છોડીને તરત ઓલવી નાખવો જોઇએ. ન ઓલવવાથી નક્કી એ બાળે છે. વળી આ દુઃખે ઓળંગી શકાય એવો પર્વત ઊંચો છે, તેને સાવધાનીથી ઉલ્લંઘન કરવો જોઇએ. જો પર્વતનું ઉલ્લંઘન કરવામાં ન આવે. તો નક્કી મૃત્યુ થાય. ત્યાર પછી આગળ અતિ ગહન ઊંડાણમાં વાંસની જાળી છે, તેને દેખી દૂરથી જ પાછા ફરવું, તેની નજીકમાં અનેક ઉપદ્રવો રહેલા છે. ત્યાર પછી આગળ ચાલતાં એક નાના ખાડાનું સ્થાન આવે છે. તેની પાસે મનોરથ નામનો બ્રાહ્મણ હંમેશાં ત્યાં જ બેસી રહે છે અને આવનાર મુસાફરોને વિનંતીપૂર્વક કહે છે કે, 'અરે વેપારીઓ ! આ ખાડો થોડો પૂરો, પછી આગળ જાવ.' એમ કહેનારનું વચન પણ તમારે ન સાંભળવું, પણ અવજ્ઞા કરી આગળ વધવું, અને તે ખાડો પૂરવો નહિં કારણકે પૂરીએ તો મોટો થઈ વૃદ્ધિ પામે છે અને માર્ગ ચૂકી જવાય છે. વળી કિંપાકવૃક્ષો પર નેત્રાદિ ઇન્દ્રિયોને સુખ આપનાર પાંચ પ્રકારનાં દિવ્ય ફળો છે, તેની તરફ નજર પણ ન કરવી, કે તે ખાવાં પણ નહિં. અહીં ઘોર વિકરાળ મહાકાયાવાળા બાવીશ પિશાચો છે, તે ક્ષણે ક્ષણે ઉપદ્રવો કરે છે. તેઓની પણ દરકાર કે ગણતરી ન કરવી. ભોજન-પાણી પણ જુદાં જુદાં દ્રવ્યો ૧ વિભાગથી વાપરવામાં આવે તો અત્યંત વિરસ અને દુર્લભ હોય છે, પણ તેમાં વિષાદ ન કરવો. મુસાફરીમાં પ્રયાણ બંધ ન કરવું, પરંતુ સતત પ્રયાણ ચાલુ જ રાખવું. રાત્રિએ પણ બે પહોર પ્રયાણ કરવું, આ પ્રમાણે ચાલ્યા કરશો તો હે દેવાનુપ્રિય ! આ અટવી જલ્દી પાર પામી શકાશે. અને અટવીનું લંઘન થયું એટલે એકાંત દુઃખ-વર્જિત એવી નિવૃતિ-નગરી પ્રાપ્ત થશે. તે નિવૃતિ-નગરીમાં કોઈપણ ક્લેશ કરનાર ઉપદ્રવો હોતા નથી. આ એક દૃષ્ટાંત કહ્યું, હવે તેનો આ ઉપનય (રહસ્ય) છે—

## દૃષ્ટાંતનો ઉપનય

અહીં સાર્થવાહ એટલે ત્રણ લોકમાં ઇચ્છિત ફળ આપનાર ચિંતામણિરત્નથી પણ અધિક, સુરોથી અને અસુરોથી પૂજિત એવા વીતરાગ સર્વજ્ઞ કેવળી અરિહંત પરમાત્મા. ઘોષણા કરાવી એટલે આક્ષેપણી, વિક્ષેપણી, સંવેદની, નિર્વેદની એ લક્ષણવાળી ધર્મકથાઓ કહેવા દ્વારા મુક્તિ-નગર તરફ જવા માટે જીવોને ઉત્સાહિત કરવા. સાથે ચાલનારા સાર્થિકો

૧. બાળકને ઇન્દ્રિજવ-ઔષધ વિભાગ કરી એકલું આપવામાં આવે તો અતિ લાભકારી છે